# સંયમરક્ષા અંગે મારી મનોવ્યથા

લેખક : સંપાદક : પ્રકાશક

મહેતા દીપચંદ વખતચંદ
( બાબુભાઇ હળવદવાળા )

કલબ રોડ, ધ્રાંગધ્રા (સૌરાષ્ટ્ર)

વીર સંવત : ૨૫૧૦
વિક્રમ સંવત : ૨૦૪૧
ઇસ્વીસન : ૧૯૮૫
પ્રત : ૫૦૦૦] [પ્રથમ આવૃત્તિ

: પ્રાપ્તિસ્થળ :

મહેતા દીપચંદ વખતચંદ
કલબ રોડ, ધ્રાંગધ્રા–૩૬૩ ૩૧૦ (સૌરાષ્ટ્ર)
તથા દરેક જૈન બુકસેલરો (શક્ય બનશે ત્યાં)

---

# અનુક્રમણિકા



---

: મુદ્રણસ્થળ :

શ્રી સરયૂ પ્રિન્ટરી
સ્ટેશન રોડ, સોનગઢ–૩૬૪ ૨૫૦
(જિ. ભાવનગર, ગુજરાત)

# સકલ શ્રીસંઘને અગત્યનું જાહેર નિવેદન

## [સંયમરક્ષા અંગે મારી મનોવ્યથા]

"અનંતી પુણ્યની રાશિઓ એકઠી થાય ત્યારે જ મોંઘો માનવ-ભવ તથા ભગવાન શ્રી વીતરાગ પરમાત્માનું શાસન પ્રાપ્ત થાય છે." એ શ્રી જ્ઞાનીભગવંતોની વાત ધર્મશ્રદ્ધાળુ જૈનો કાયમ સાંભળતા અને સમજતા આવ્યા છે. એ સાથે જ, "આ બંને વાનાં મળ્યાં પછી પણ શાસ્ત્ર, સિદ્ધાંત, સંઘ અને શાસન (જિનાજ્ઞા)ની સંપૂર્ણ વફાદારી સ્વ-રૂપ દીક્ષા–સાધુજીવન તો કોઈક વીરલાને જ મળી શકે છે; અને એટલે જ, દીક્ષા લીધાં પછી સાધુજીવનની યથાર્થ સ્વરૂપે આરાધના ન કરે અને શાસ્ત્ર તથા સિદ્ધાંતથી વિપરીતપણે વર્તે તો તેને 'સાધુ' ન ગણાય; પણ માત્ર વેષધારી–પાખંડી જ ગણાય." એવું પણ આપણે ઘણા વખતથી સાંભળતા આવ્યા છીએ.

આપણે સારી રીતે જાણીએ છીએ કે જૈન સાધુની જીવનચર્યા કેવી હોય ? પાંચ પાંચ મહાવ્રતો સ્વીકારીને અહિંસા, સંયમ અને તપ સ્વરૂપ શ્રી જિનધર્મની વિશુદ્ધ આરાધના કરવાં દ્વારા જગતના જીવ માત્રને અભયદાન આપવું અને એ દ્વારા પોતાના આત્માની એકાંતે ઉન્નતિ સાધવી–એ જ જૈન સાધુના જીવનનું લક્ષ્ય હોય અને એ લક્ષ્યને અનુસારે જ એમની જીવનચર્યા રચાઈ હોય, એ હવે આપણને સુવિદિત છે. અને આથી જ આપણા માટે જૈન સાધુઓ એ બીજા કોઈપણ ધર્મના સાધુઓ કરતાં પૂજનીય, વંદનીય અને ગુરુસ્વરૂપ હોય છે.

આપણે સમજીએ છીએ કે જૈન સાધુનું જીવન વસ્તુતઃ ઘણું કઠિન અને વિકટ હોય છે. એમણે જે આચારો અને નિયમોનું પાલન કરવાનું છે, તે ખરેખર ઘણા કઠિન અને કઠોર હોય છે. અને છતાં, પોતાના ઘરે ખાવાની, પીવાની, રહેવાની, પહેરવા–ઓઢવાની અને સંસારી જીવન જીવવા માટેની તમામ સુખ–સગવડ–સામગ્રી હોવા છતાં, કશી જ અગવડ ન હોવા છતાં, કેવળ આત્માના હિતની સાધનાને જ આગળ કરીને, આજ સુધીમાં સેંકડો નાનાં-મોટાં ભાઇ–બહેનો હસતા મોંએ ઘરબારનો ત્યાગ કરીને, આ કઠિન–કઠોર નિયમબદ્ધ જીવન જીવવા નીકળી પડ્યાં છે. અને આજે પણ સેંકડોની સંખ્યામાં આવા વીરલા આત્માઓ નીકળ્યે જ જાય છે.

સામાન્ય રીતે આપણે આ બધી બીનાને શાસનની બલિહારી ગણીએ છીએ અને બધાંને શાસનની પ્રભાવના તરીકે મૂલવીએ છીએ.

દીક્ષા લેનારને લાગેવળગે છે ત્યાં સુધી આ વાતમાં કાંઈ અજુગતું નથી. કેમ કે તેઓ પોતાના ઘર–કુટુંબ અને દેહની તેમજ ભૌતિક સુખ–સગવડોની મમતાનો સર્વત્યાગ કરીને કેવળ આત્માના કલ્યાણને ખાતર જ દીક્ષા લે છે અને શાસનને સમર્પિત થાય છે, એટલે આ બીનાને એ અપેક્ષાએ શાસનની પ્રભાવના ગણવામાં કાંઇ જ ખોટું પણ નથી.

પરંતુ એ દીક્ષાર્થી આત્મા જે વીર્યોલ્લાસથી દીક્ષા લેવા નીકળે છે, લે છે, અને લેતી વખતે આત્મહિત સાધવા માટે એનામાં જે થનગનાટ વીર્યોલ્લાસ પ્રવર્તતો હોય છે, તે બધું, ઘણા દાખલાઓમાં દીક્ષા લીધાના બહુ થોડા જ વખતમાં વધવા–વિકસવાને બદલે કે પાંગરવાને બદલે જ્યારે કરમાવા–સુકાવા કે ઓસરવા માંડે છે એમ દેખાય, ત્યારે સુજ્ઞ આત્માના હૈયે 'આમાં કાંઇક વિચિત્ર છે.' એવી લાગણી ઉગ્યા વિના રહે નહિ.

અથવા તો દીક્ષાર્થીના દીક્ષા લેતી વેળાના જે ઉચ્ચ પરિણામ હોય તે, દીક્ષા પછીના થોડાંક વખતમાં કે થોડાં ઘણાં વર્ષોમાં એકદમ પલટાઇ જાય; પછી આત્મહિતને બદલે દેહની ને બીજી લૌકિક એષણા-

ઓની મમતા ને તે મમતાને સંતોષવાની વૃત્તિ-પ્રવૃત્તિ વધતી જણાય, અને તે પણ ધર્મના તેમ જ ધર્મપ્રભાવનાના ઓઠાં હેઠળ; અને એ રીતે તેણે પાંચ મહાવ્રતો લેતી વખતે બાંધેલા આત્મહિતના લક્ષ્યમાં ભંગાણ પડતું જાય ને સીધી કે આડકતરી રીતે પાંચ મહાવ્રતો કે તે પૈકી કોઇપણ વ્રત,'વ્રતોનું ખંડન થતું સ્પષ્ટ જણાય, ને વળી તે ભંગાણ 'તેમ જ વ્રત ખંડનનો એના મનમાં ડંખ કે રંજ થવો તો બાજુએ રહ્યો, પણ તે તે સ્થિતિને અનિવાર્ય ગણે અને વળી ધર્મમાં કે કરવા યોગ્ય પ્રવૃત્તિમાં ખપાવી દેવા લાગે, ત્યારે કોઈપણ સુજ્ઞને-ધર્માર્થી આત્માને આઘાત લાગ્યા વિના ન જ રહે.

આવો જ આઘાત મને લાગ્યો હોવાથી શ્રીસંઘ સમક્ષ આ નિવેદન હું કરી રહ્યો છું. હું અહીં જ સ્પષ્ટતા કરીશ કે આ રીતે જાહેરમાં આવું નિવેદન કરવું કે આ બધી વાતો રજૂ કરવી તે શ્રી શાસનના હિતની દૃષ્ટિએ ઉચિત ગણાય કે કેમ, એ મુદ્દા પર બે મત હોઈ શકે. અને આને માટે શ્રેષ્ઠ ઉપાય તો લાગતીવળગતી વ્યક્તિ/ વ્યક્તિઓ સાથે સીધો સંપર્ક સાધવો અને પત્રવ્યવહાર કરવો તે જ હોય. પરંતુ, છેલ્લાં પાંચ પાંચ વર્ષથી, હું અત્રે જે વાતો અને મારી હૃદયવ્યથા/મનોવ્યથાઓ રજૂ કરવા માંગું છું તે બધું મેં, સંબંધિત વ્યક્તિ સાથે, તેમ જ બીજા અનેક, મને યોગ્ય લાગેલાં, સ્થળોએ એક નહિ પણ અનેકવાર-વારંવાર રજૂ કરી છે; અને મારી આ રજૂ-આતોનો જવાબ તથા મારી મનોવ્યથાઓનો ઉકેલ મેં માગ્યો છે; પરંતુ ભારે દુઃખ સાથે મારે કહેવું પડે છે કે મારી એ રજૂઆતો માત્ર બહેરા કાને જ અફળાઇ છે, અને મને આજ સુધી ઉકેલરૂપે કોઇ જ જવાબ મળેલ નથી. આ જવાબ માટે મેં પાંચ પાંચ વર્ષ રાહ જોઈ છે. અને કદાચ મને જવાબ ન મળત તોય હું ચલાવી લેત, જો આ પાંચ વર્ષ દરમ્યાન, મારી ફરિયાદો તરફ લક્ષ્ય અપાયું હોત અને તે અનુસારે ધર્મના નામે ચાલતી અધર્મની અનર્થકારક પ્રવૃત્તિઓમાં સુધારો કે રૂકાવટ આવી ગઈ હોત તો. પણ પાંચ વર્ષોમાં એ માટે-નાં કોઇ જ ચિહ્ન જોવા મળ્યાં નથી; બલ્કે એ અનર્થકારક પ્રવૃત્તિઓ યથાવત્ ચાલુ જ રહી છે કે તેમાં વૃદ્ધિ જ થતી રહી છે. આથી છેવટે થાકીને હું આ રીતે જાહેર નિવેદન કરવા તેમ જ પત્રો આદિ પ્રગટ કરવા પ્રેરાયો છું.

૧. મારું આ નિવેદન સકલ શ્રીસંઘને ઉદ્દેશીને છે; એ વાત મારે શરૂઆતમાં જ કરવી જોઈએ. હું માત્ર એક તિથિમાં માનનારા સંઘને કે બે તિથિમાં માનનારા સંઘને ઉદ્દેશીને આ બધું કહેતો નથી. પણ શ્રી જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક તપાગચ્છીય સકલ સંઘ પ્રતિ મારે આ નિવેદન નમ્ર ભાવે કરવું છે.

૨. સામાન્ય રીતે મારા માટે સર્વત્ર એવી છાપ પ્રવર્તે છે કે "હું બે તિથિ પક્ષનો છું અને તેમાંય પૂ. આચાર્યશ્રી વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી મહારાજસાહેબનો અનન્ય અને કટ્ટર ભક્ત છું." મારો ભૂત-કાળ જોતાં આ વાતમાં કાંઈ ખોટું પણ નથી. મેં મારી જિંદગીના ચાલીસ ચાલીસ વર્ષ તેઓશ્રીની ગુરુભાવે સેવા કરવામાં વીતાવ્યા છે, એમાં બે મત નથી. પણ એ સાથે જ મારે કહેવું જોઈએ કે આ રીતે ગુરુપદે તેઓશ્રીને સ્વીકારવા પાછળ મારો આશય માત્ર ધર્મ આરાધનાનો જ હતો. તેઓશ્રીના ટંકશાળી ધર્મોપદેશે જ મારામાં ધર્મની ભૂખ જગાડી હતી અને જેમ જેમ ધર્મ આરાધનાની ને શાસન–સેવા માટે કંઈ કરી છૂટવાની ધગશ–હોંશ જાગતી ને વધતી ગઈ તેમ તેમ તેમનો સહજ જ સમાગમ વધતો ગયો અને તેમ તેમ લાગતું ગયું કે શાસ્ત્ર–સિદ્ધાંત અને શાસન પ્રત્યે એમના જેવી વફાદારી અને શાસ્ત્ર–સિદ્ધાંતની રક્ષા કાજેની એમનામાં છે તેવી તત્પરતા અન્યત્ર ક્યાંય નથી. અને આ શ્રદ્ધા એટલી બધી મારામાં દૃઢમૂળ બની ગઈ હતી કે પછી મેં રાતદહાડો જોયા વિના, તન–મન–ધન–જીવન બધું જ હોડમાં મૂકીને પણ શાસ્ત્ર–સિદ્ધાંત અને શાસનની રક્ષા ખાતર ને ધર્મ પ્રભાવના કાજે એમના માર્ગદર્શન અને ઉપદેશ અનુસાર અથાગ પરિશ્રમ કર્યો છે. શાસન ને શાસ્ત્ર–સિદ્ધાંતની રક્ષાના નામે સંઘના આચાર્યાદિ મુનિરાજો તેમ જ અનેક ગૃહસ્થો વગેરે સાથે ઝઝૂમવામાં પાછી પાની નથી કરી. અને આમ કરવામાં મેં હમેશાં ધર્મબુદ્ધિ જ આગળ રાખી છે, પક્ષ-ભાવનાને ક્યાંય મહત્ત્વ નથી આપ્યું, એમ હું પ્રામાણિકપણે કહી શકું તેમ છું. જો કે મારી પ્રવૃત્તિઓ પક્ષ અને વ્યક્તિના ઝનૂની રાગવાળી હતી એમ, મારી કારકિર્દી જોતાં સૌને લાગે, અને તે સાવ સ્વાભાવિક પણ છે; કેમ કે મારી તમામ પ્રવૃત્તિઓના મૂળ પ્રેરક સ્રોત તો આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિજી મહારાજ સાહેબ જ હતા. એમાં તો કોઇ ફેર નથી. આમ છતાં, એમણે પ્રેરેલી કે ન પ્રેરેલી કોઈપણ પ્રવૃત્તિ મેં કરી

હશે, તે મેં માત્ર શાસ્ત્ર–સિદ્ધાંત અને શાસનની આનાથી રક્ષા થાય એવી ધર્મબુદ્ધિથી જ કરી છે, એમ હું નિખાલસપણે કહીશ.

૩. શ્રી જિનશાસનનો તેમ જ શ્રી જિનેશ્વરદેવોએ સ્થાપેલા ચતુર્વિધ શ્રીસંઘનો પ્રાણ અથવા આધારસ્તંભ જો કોઈ હોય તો તે શ્રી જિનશાસનની સાધુસંસ્થા છે. આપણા સાધુ અને સાધ્વીજી જેટલાં પવિત્ર, વ્રતપાલક અને શુદ્ધ તેટલું જ શાસન પણ ઉન્નત અને આબાદ. અને સાધુ–સાધ્વી જેટલાં શિથિલ કે ભ્રષ્ટ તેટલું જ શાસનને પણ નુકસાન; આ મારી નમ્ર સમજ છે. માટે જ આપણાં સાધુ–સાધ્વીજીનું જીવન તેમ જ સંયમ અત્યંત વિશુદ્ધ કોટિનું રહેવું જોઈએ એ બાબતને મેં કાયમ અગ્રિમતા આપી છે. મને એ પણ બરાબર સમજાયું છે કે સાધુ–સાધ્વીજી મહારાજોના સંયમપાલનમાં ક્યાંય પણ જો કચાશ હોય તો તેની પૂરી જવાબદારી ગચ્છાધિપતિ આચાર્યદેવની હોય છે.

અને આ જવાબદારી યથાર્થપણે નિભાવી શકે એવું સામર્થ્ય મને શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિજી મ. સા.માં જણાયું હોવાથી જ મેં તેઓશ્રીને ગુરુ તરીકે સ્વીકાર્યા હતા. પણ છેલ્લા કેટલાક સમયથી તેમની અયોગ્ય પ્રવૃત્તિઓથી મને બરાબર સમજાઈ ગયું છે કે હું કેવળ ભ્રમણામાં હતો, ને મારી આ વર્ષોજૂની માન્યતા ને શ્રદ્ધા પણ ખોટી જ હતી. હું જેમને સંયમના રક્ષક અને શાસ્ત્ર–સિદ્ધાંતના વફાદાર સમજતો હતો તે વ્યક્તિ–ખુદ ગચ્છાધિપતિ–જ એ બધાથી ખૂબ દૂર હતા અને છે, એમ મને ખાતરી થઈ ચૂકી છે, અને તેનું મને ઘણું ઘણું દુઃખ છે.

૪. આજે આપણા પૂજનીય સાધુ–સાધ્વીજીઓ પૈકી ઘણાઓમાં આચારશિથિલતાએ માઝા મૂકી દીધી છે, એમ નરી આંખે જોઈને પણ કહી શકાય તેમ છે. નજીકના જ ભૂતકાળમાં થઈ ગયેલા આપણા ભવભીરૂ, સંયમપાલક અને સંઘહિતચિંતક પૂજ્યપાદ આચાર્યદેવશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબ તથા તેઓશ્રીના સમકાલીન અન્ય અનેક પૂજ્ય મહાપુરુષો, સાધુ–સાધ્વીઓના સંયમની શુદ્ધિ જળવાય તે માટે રાત–દિવસ સભાનપણે પુરુષાર્થ કરતા હતા, તે બહુ જૂની વાત

નથી. એ મહાપુરુષ એટલેથી જ ન અટક્યા, પરંતુ પોતાની હયાતી ન હોય ત્યારે પણ પોતાનો મુનિસમુદાય સાધુજીવનનું યથાર્થ પરિપાલન કરે તે માટે થઇને તેઓશ્રીએ ૧૧ કલમનું એક બંધારણ પણ રચ્યું હતું. સાધુ–સાધ્વીનો સંસારત્યાગ એળે ન જાય અને આત્મસાધનાથી પીછેહઠ ન થાય તે માટેની કેટલી ચીવટ હશે એ પૂજ્ય પુરુષમાં! ‘ગચ્છાધિપતિ’ પદની સાર્થકતા આ મહાપુરુષમાં બરાબર જોવા મળતી હતી, તે વાત તેઓશ્રીનું આ બંધારણ જોતાં સ્પષ્ટ સમજાય છે.

પરંતુ, આજે એ બંધારણનો છડેચોક ભંગ તથા નાશ તેમના જ પટ્ટધર અને આજે ગચ્છાધિપતિપદે બિરાજતી વ્યક્તિના હાથે થતો જોવા મળે છે અને તેની સાથે સમુદાયના સાધુ–સાધ્વીગણનાં ચારિત્રમાં પણ દિનદહાડે વધુ ને વધુ શિથિલતા ઘર ઘાલતી જાય છે. તેમ જ બંધારણની ૧૧ કલમો પૈકી એકનું પણ યથાર્થ પાલન થતું નથી, તે જોઇને હૈયે અપાર આઘાત તથા વ્યથા થઈ રહી છે, જે અસહ્ય છે.

૫. અત્યાર સુધી તો હું માનતો હતો કે અમારે ત્યાં બધું બરાબર જ ચાલે છે, કોઈ જ ખામી નથી; પરંતુ પાંચ વર્ષ પહેલાં મને સ્પષ્ટ પ્રતીતિ થઇ કે અમારે ત્યાં પણ ગરબડ છે જ, અને તે પણ નાનીસૂની નહિ, કે ગમે તે વ્યકિતમાં નહિ, પણ જે અમારા સૌના મોભી ને ગુરુ ને માર્ગદર્શક છે તેમનામાં જ ને તેમની પાસે જ. જે વ્યકિતને ખાતર પ્રાણ આપી દેવા પણ તૈયાર હોઇએ; જેમને દેવ કરતાંય અધિક ગણીને પૂજ્યા–માન્યા હોય; જેમના વચનને બ્રહ્મવાક્ય માનીને જ ચાલ્યા હોઇએ, તે વ્યક્તિમાં જ જ્યારે ન કલ્પી શકાય તેવી ક્ષતિ જોવા–જાણવા મળે, અને તે વ્યકિતની છત્રછાયામાં જ અંધેર ચાલતું અનુભવવા મળે ત્યારે કઈ વ્યક્તિને આઘાતનો આંચકો ન આવે? મને પણ અસહ્ય આંચકો લાગ્યો. ને તે જ પળથી મેં તેમને છોડ્યા. પરંતુ મને થયું કે માત્ર છોડી દેવાથી દહાડો નહિ વળે. એ વ્યક્તિથી હું ધર્મ પામ્યો છું, તો હવે મારી ફરજ થઇ પડે છે કે એ વ્યક્તિ ધર્મમાર્ગથી વિપરીત વર્તતી હોય તો તેને ધર્મમાર્ગે પાછી વાળવી ને અનર્થ કરતી અટકાવવી. આ મારી ધર્મફરજ છે એમ સમજીને મેં તેઓશ્રીને છેલ્લા પાંચ વર્ષો દરમ્યાન અનેકવાર વિનંતીરૂપે ને નમ્રપણે પત્રો લખ્યા; તેઓશ્રી દ્વારા થતા, અને તેઓશ્રીની છત્રછાયામાં ચાલતા અનર્થો ને અધર્મ તરફ

ધ્યાન દોર્યું; તેઓશ્રીના તથા તેઓના આશ્રિત સાધુસમુદાયના સંયમભ્રષ્ટ જીવનને વહેલીતકે વિશુદ્ધ બનાવવા માટે ખૂબ ખૂબ વિનંતીઓ કરી, પરંતુ મારી તે તમામ મહેનત વ્યર્થ ગઇ. મને કોઈ જ પ્રતિભાવ ત્યાંથી ન મળ્યો, ને કશો સુધારો પણ ન થયો; બલ્કે બગાડો વધતો જ જાય છે; ને તે મારા જેવા ધર્મશ્રદ્ધાળુ ને સાચા સંયમના ચાહક માટે અત્યંત અસહ્ય છે.

૬. આજ દિન સુધી મેં કરેલી ધર્મઆરાધના અને મારી કેળવાયેલી સમજ મુજબની શાસ્ત્રની સેવાની પાછળ, તેમ જ આજે પણ હું જે રીતે ધર્મઆરાધના કરું છું અને શાસનની રક્ષાના મર્મને સમજ્યો છું તે અનુસાર—આપણા સંઘના યોગક્ષેમનો ખરો આધાર આપણા પૂજ્ય સાધુ–સાધ્વીગણની સંયમશુદ્ધિ જ છે. આજે આપણા સાધુ–સાધ્વીગણમાં આચારશિથિલતા અને સંયમવિમુખતાનો જે પ્રભાવ વધતો જોવા મળે છે તે બહુ જ શોચનીય છે અને મારા જેવા માટે તો અનહદ વ્યથાજનક છે. જૈન–જૈનેતર સમાજ સામે આપણે આપણા સાધુ–સાધ્વીજીને અંગે ઊંચુ મોં રાખી ન શકીએ એવી સ્થિતિ આજે આપણે ત્યાં પ્રવર્તે છે. ને છતાં જાણે કે તે દિશામાં આપણે ત્યાં કોઈનુંય લક્ષ્ય જ નથી જતું કે કોઇને આ બાબતે ચિંતા જ નથી થતી !

મારે આ બાબતે સકલ સંઘને, કોઇપણ ભેદભાવ રાખ્યા વિના વિનતિ કરવી છે, પરંતુ મને અંગત રીતે લાગેવળગે છે ત્યાં સુધી એક તિથિ પક્ષના સંઘને તથા પૂજ્યોને આ અંગે વિનતિ કરવાનો અધિકાર હજી મારો ન ગણાય. માટે હું અહીં બેતિથિ પક્ષના સંઘને તથા પૂજ્યોને હૈયાંની વર્ણવી ન શકાય તેવી વ્યથા સાથે વિનતી કરું છું કે આપણે ત્યાં સંયમશુદ્ધિ ખૂબ ઘટવા માંડી છે. અસંયમ અને અસંયમીઓને પોષણ મળી રહ્યું છે. અસંયમીઓનું શાસન સંયમીઓને પણ માનવું પડે છે. આ બધી સ્થિતિ કોઇપણ રીતે યોગ્ય નથી. પરમપૂજ્ય પરમગુરુદેવ શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબની આજ્ઞારૂપ અગિયાર કલમોનો આમાં છડેચોક ભંગ થાય છે અને તેમ કરીને આપણે સૌ સીધી કે આડકતરી રીતે ગુર્વાજ્ઞા તથા તે દ્વારા શ્રી જિનાજ્ઞાનો ભંગ કરવાનું મહાન પાપ આચરી રહ્યા છીએ, જે આપણને કોઇ રીતે શોભતું નથી. હું આપસૌના ચરણોમાં વારંવાર વિનવણી કરું છું કે હવે વેલાસર

જાગો, અસંયમીના શાસનને ત્યજો અને અસંયમ વધુ વકરે તે પહેલાં જ તેને ડામીને સંયમ અને સચ્ચારિત્રનું વાતાવરણ રચો.

૭. આ બધી વાતો અને આ પત્રવ્યવહાર આ રીતે જાહેરમાં મૂકવાથી શાસનની હીલના જ થશે–એવો અભિપ્રાય મને ઘણા મિત્રો અને સ્નેહીઓ તરફથી મળ્યો છે / મળે છે. પરંતુ મને ખાતરી થઈ ચૂકી છે કે હવે તો મારે આ બધી વાતો જાહેરમાં કર્યા સિવાય છૂટકો નથી જ. આ બધું જાહેરમાં મૂકવું ન પડે તે માટે મેં છેલ્લાં પાંચ વર્ષમાં મારી સમજ અને શક્તિ મુજબ જે ઉપાયો કર્યા છે તેનો આછો ચિતાર અહીં આપવાનું અસ્થાને નહીં ગણાય. (૧) શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ. સા.ના ખુદની તથા તેમની છત્રછાયામાં ચાલતી સંયમભ્રષ્ટતા અને આચારવિમુખતાની પોષક પ્રવૃત્તિઓ તરફ, તેઓશ્રી ઉપર સીધા પત્રો લખીને સતત ધ્યાન દોર્યું; અને છતાં તેઓશ્રી તરફથી મારા આ (તા. ૧૨–૧૦–૧૯૮૦ થી આજ સુધીના) એક પણ પત્રનો કે એક પણ વાતનો હકારાત્મક કે નકારાત્મક જવાબ કે ખુલાસો મને મળ્યો નથી. (૨) સમુદાયના તથા પક્ષના આચાર્યો તથા મુનિભગવંતોને તથા શ્રીસંઘોને તેમ જ વ્યક્તિઓને આ શિથિલાચાર અને અસંયમને ડામવા માટે, તે અંગે ઉપાયો કરવા માટે વારંવાર વિનતિપત્રો લખ્યા છે. (૩) આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ મને ધર્મપ્રાપ્તિ કરાવવાને અંગે મારા પરમ ઉપકારી હોવાથી તેઓશ્રીના ઉપકારનો બદલો તેઓશ્રીની ધર્મ અને સંઘ તેમજ સાધુપણાથી વિપરીત પ્રવૃત્તિને રોકવાથી જ હું વાળી શકું, ને એ માટે તેઓશ્રીના ચિત્તની શુદ્ધિ થાય ને સંયમના અધ્યવસાય તેઓને પ્રાપ્ત થાય તથા અસંયમથી બચે તે માટે આરાધના દ્વારા સૂક્ષ્મબળ ઊભું કરવાથી જ મારું કામ ઘટે. આ આશયથી મેં છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન મારી શક્તિ અનુસાર શકય એટલી વધુમાં વધુ તપશ્ચર્યા કરી છે.

અને આમ છતાં, આ પાંચ વર્ષના ગાળામાં જ્યારે કાંઈ જ સંતોષ થાય તેવું વલણ કે થોડુંક પણ પરિવર્તન તેમનામાં જોવા મળ્યું નથી. ત્યારે મારા જેવાની ધીરજ ખૂટી જાય તેમાં નવાઇ નથી.

મેં તેમની છાયામાં ૪૦ વર્ષ વીતાવ્યાં છે. એ દરમ્યાન અનેક પ્રસંગે તેઓએ અમોને સમજાવ્યું અને ઉપદેશ્યું છે કે "આચાર્યો–

ઉપાધ્યાયો-શાસન કે સંઘના આગેવાનો, શાસનને નુકસાન થતાં અટકાવે નહિ, તો શક્તિસંપન્ન આત્માઓએ રાજદરબારે ને કોર્ટ-કચેરીએ જઇને પણ દાદ માંગવી જોઇએ. અને શાસનને બચાવી લેવું જોઇએ. તે જ ધર્મ પામ્યાનું લક્ષણ છે." અને "સિદ્ધાંતને મૂકવા કરતાં ઝેર ખાઇને મરવું વધારે સારું." તેમ જ "સિદ્ધાંતને ખાતર એકલા રહેવું પડે તો એકલા રહીને પણ શાસનરક્ષા કરવી જોઇએ."

તેઓશ્રીના આ ઉપદેશને શાસ્ત્રાનુસારી સમજીને મેં અનેક પ્રસંગે તેનું અનુસરણ પણ કર્યું છે. અને ખપ પડચો ત્યારે ધર્મબુદ્ધિએ ઘણા આચાર્યાદિ તથા સંઘ તેમજ આગેવાનો સાથે વૈમનસ્ય થાય તેવી પ્રવૃત્તિ પણ કરી છે.

વળી, એમણે એમ પણ સમજાવ્યું છે કે "ગુરુની નિશ્રાએ આવેલા આત્માઓનું આત્મિકહિત સધાય તેની ચિંતા ન કરતાં તેનું પતન થાય તેવી પ્રવૃત્તિ કરે કે કરાવે, તો એ ગુરુ કસાઇ કરતાં પણ ભૂંડો છે."

મને હવે બરાબર સમજાયું છે કે આ તેઓશ્રીનું વચન તેઓ-શ્રીને પૂર્ણપણે લાગુ પડે તેવી જ તેમની રીતભાત છે. પોતાની નિશ્રાએ આવેલા ને આવનારા આત્માઓના હિતની તેમણે ક્યારે પણ લેશમાત્ર ખેવના રાખી નથી; પણ તેમનું પતન થાય તેવું જ વર્તન રાખ્યું છે ને સંયમભ્રષ્ટતા વધે તેમાં જ સહાય કર્યા કરી છે. અને એટલે જ મેં એમની પાસે ને અન્ય આચાર્યો તથા સંઘના આગેવાનો વગેરે પાસે આ ભયાનક—સંયમનાશક રીતભાતને અટકાવવા માટે વારંવાર દાદ માગવા છતાં મને તે ક્યાંયથી ન મળી ત્યારે તેઓશ્રીએ આપેલી સમ-જણ પ્રમાણે જ, તેમની સામે જ મારે કોર્ટકચેરીએ શા માટે ન જવું? અને આ બધી વાતો ને પત્રવ્યવહાર જાહેરમાં શા માટે ન મૂકવો? અને હું આમ કરું તો શાસનની હિલના પણ શી રીતે? એ મારી સમજમાં આવતું નથી.

વધારે દુઃખ તો એ બાબતનું છે કે તેઓશ્રી સિદ્ધાંતને ખાતર અને દેવગુરુની આજ્ઞાના પાલન ખાતર સકલ સંઘથી જુદા પડ્યા ને હવે તે જ હેતુઓનો તેઓ-'ગચ્છાધિપતિ'-જ નાશ કરી રહ્યા છે.

તેઓશ્રીએ શાસ્ત્રના નામે ધર્મની ઘણી ઊંચી વાતો કરી, પણ પોતાના જીવનમાં–આચરણમાં ધર્મ જેવી કોઈ ચીજ દેખાઈ નથી, અને તે બાબતને છાવરવા માટે થઈને જ સિદ્ધાંતના નામે સકલ સંઘમાં કલુષિત વાતાવરણ ચાલુ રહે તે માટે જ તેમણે શક્ય સફળ પ્રયત્નો કર્યા. આટલેથી પણ સંતોષ તેમને ન થયો, તેથી તેમણે પોતાના આજ્ઞાવર્તી સમુદાયના સાધુઓના કાર્યો તથા વાતોને પણ, તે કાર્યો અને વાતો સિદ્ધાંત વિરૂદ્ધનાં છે તેમ કહી ઘર્ષણો થાય તેવા પ્રસંગો ઊભા કર્યા. આમ કરવા પાછળ મારા સિવાય જગતમાં શાસ્ત્રનો જાણકાર અને સિદ્ધાંત–શાસનને વફાદાર કોઈ બીજો નથી તેવી છાપ ઊભી કરવાનો જ આશય તેમનો છે તે તેઓશ્રીની પ્રવૃત્તિથી સ્પષ્ટ થાય છે.

૮. ગત વર્ષે પાલીતાણા ચાતુર્માસ કરવાનું નક્કી થયું ત્યારે લાગ્યું કે હવે તો શ્રી સિદ્ધગિરિજી જેવા પવિત્ર મહાતીર્થની છાયામાં રહીને એકાંતે કર્મનિર્જરા થાય તેમ જ રહેશે ને વર્તશે. પરંતુ તેને બદલે ત્યાં પણ સાધુતાનો નાશ થાય અને અસંયમની પરંપરા ચાલે તેવી જ પ્રવૃત્તિ કરી તથા કરાવી છે. વળી શ્રાવકોના દાનધર્મનો પણ નાશ કરેલ છે.

સિદ્ધગિરિજીમાં સુપાત્રદાન વિધિપૂર્વક કરવાથી જે લાભ થાય છે તેવો બીજે ક્યાંય થતો નથી. તેમ શાસ્ત્રકારોએ ભાર દઈને કહ્યું છે ને આપણે સૌએ તે સાંભળ્યું છે. પણ તે વાતનો અમલ અમુક શ્રીમંતોએ પૈસાના જોરે ગયો ચાતુર્માસમાં ત્યાં રસોડા ખોલીને સાધુઓના આચારનો નાશ થાય અને બીજાઓ સુપાત્રદાનથી વંચિત રહે તેવી પ્રવૃત્તિ શ્રીમંતોએ કરી ને તે પણ ધર્મબુદ્ધિએ કરી અને તેમાં ગચ્છાધિપતિએ વાંધો કે વિરોધ ન લેતાં તેને પ્રોત્સાહન જ આપ્યા કર્યું અને એ રીતે સાધુઓની પવિત્રતા ખલાસ કરી છે.

અહીં મારી એટલી જ વિનંતી છે કે એ ભક્ત શ્રીમંતોએ ગચ્છાધિપતિની શાસ્ત્ર સુજબની વાણીને બરાબર અમલમાં મૂકી હોત તો તેઓએ આવી ધર્મનો તથા સાધુના આચારનો નાશ થાય તેવી પ્રવૃત્તિ ન કરી હોત. હજી પણ હું તે ભક્ત શ્રીમંતોને સૂચવું છું કે આપ

કોઇપણ કાર્ય—ધર્મના નામે પણ—એવું તો ન જ કરશો કે જેથી સાધુના આચારનો તથા તેમની પવિત્રતાનો અને ધર્મનો નાશ થાય.

૯. તીર્થનો ઉદ્ધાર કરાવનાર, ભગવાનની/શાસ્ત્રની આજ્ઞાને ધ્યાનમાં રાખીને પ્રવૃત્તિ કરે તો તેમાં જ તીર્થની સાચી ભક્તિ છે. જેઓ ખર્ચમાં ફાયદો કરવા કે સગવડ સાચવવા માટે શાસ્ત્રોક્ત વિધિને ગૌણ ગણીને ઉદ્ધાર કરાવે છે તેઓ તીર્થની મહાન આશાતના કરે છે. આ બધું ધ્યાનમાં રાખીને જ શ્રી સિદ્ધાચલજી મહાતીર્થ ઉપર ગમે તેવા પત્થર કે બીજો સામાન લઈ જવો હોય તો પણ તે બધું, પેઢી, ટ્રકનો રસ્તો કર્યા સિવાય જ ઉપર લઇ જાય છે. આમાં પૈસાની કોઈ કિંમત નથી, પણ જેના કાંકરે કાંકરે અનંતા સિદ્ધયા છે તેની આશાતનાથી બચવાનું જ લક્ષ્ય મુખ્ય હોય છે.

શ્રી હસ્તગિરિ પણ સિદ્ધાચલજીની જ ટૂંક છે, તેના જ ભાગ સ્વરૂપ છે. તે વાતને ભૂલી જઇને પૈસાનો ફાયદો કરવા માટે, પહાડને ખોદીને ટ્રકનો રસ્તો કર્યો અને તેનો ઉપયોગ હજી પણ ચાલુ જ છે. જેને તીર્થની ભક્તિ કરવાના તથા જીવદયાના સુંદર પરિણામો હોય તે જ આ બધાંનો વિચાર કરી શકે. શ્રી ગચ્છાધિપતિએ શ્રી કાંતિભાઇ ઝવેરી જેવા શ્રદ્ધાળુ શ્રાવકને શાસ્ત્રાજ્ઞા મુજબ તીર્થના ઉદ્ધારની વિધિ સમજાવી હોત તો જરૂર તેઓ ત્યાં ચૂનાના ભઠ્ઠા કરવા તથા પત્થરની ખાણો ખોદવી વગેરે મહા આરંભ કરતાં અટકી જાત. પરંતુ મારા સાંભળવા પ્રમાણે તો પહાડનો રસ્તો ખોદીને ટ્રકનો રોડ કરવાની પરવાનગી જ શ્રી ગચ્છાધિપતિએ આપી છે અને એ રીતે સિદ્ધગિરિજી ઉપર રસ્તો કરવાનો માર્ગ ખુલ્લો કરી આપી તીર્થની ઘોર આશાતના થશે તેની જવાબદારી શ્રી આચાર્યશ્રીની છે.

બીજું, શ્રી હસ્તગિરિજી તીર્થના ઉદ્ધાર માટે પ્રથમ થયેલું જે ટ્રસ્ટ છે, તેના નામે લેવાયેલી જગ્યા ઉપર, પ્રથમનું ટ્રસ્ટ શાસ્ત્રવિરૂદ્ધનું લાગતાં બીજું નવું ટ્રસ્ટ કરી, રૂપિયા ભેગા કરી, મંદિર તૈયાર થાય છે; તેમાં જો રૂપિયા ખરચાય તો તે મંદિર પહેલાં ટ્રસ્ટની માલિકીનું ગણાય, ને પહેલું ટ્રસ્ટ અશાસ્ત્રીય છે. આમ છતાં સત્ય વાતને મારી નાખવા માટે બીજું ટ્રસ્ટ શાસ્ત્ર મુંજબ કર્યું છે—એવો પ્રચાર કરીને ગયે વર્ષે અંજન-

શલાકા–પ્રતિષ્ઠા કરાવી, સત્ય અને શાસ્ત્રનો અનાદર કરી, અધર્મને ધર્મ કર્યાનો આનંદ માને છે. વળી, અંજનશલાકાના એ જ પ્રસંગે ભરાવવામાં આવેલી પ્રતિમાઓની ઉપર લખાવેલા શિલાલેખોમાં પોતાના પરમ ઉપકારી ગુરુદેવશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબનું નામ ઈરાદાપૂર્વક ટાળ્યું છે, ને લખાવ્યું નથી. આથી શ્રી આચાર્યશ્રીના મનમાં પોતાના ગુરુ પ્રત્યે કેટલો અનાદર ભર્યો છે તે પણ જણાઈ આવે છે.

શ્રી આચાર્યશ્રીએ તીર્થરક્ષા અને શાસ્ત્ર-સિદ્ધાંતરક્ષા કરવા માટે જે વિરોધો વાણી દ્વારા કર્યા છે તેવાં જ કાર્યો તેઓશ્રીની નિશ્રામાં થયા છે અને થતા રહ્યા છે, તે વાત ઉપરની બાબતથી માનવાને પ્રેરે છે. એ જ રીતે આ તીર્થ ઉપર જે મોટર રસ્તો–માલસામાન ચઢાવવા માટે કરાવેલ તે રસ્તાનો ઉપયોગ યાત્રાળુઓને વાહન વડે યાત્રા કરવા તેઓશ્રીની ઉપસ્થિતિમાં થતો રહ્યો છે. જો આજ પણ એ રસ્તાનો વાહનમાર્ગે યાત્રા કરવામાં ઉપયોગ થતો હોય તો પછી જ્યારે નિર્માણ-કાર્ય પૂર્ણ થયે જે યાત્રા માટે આ માર્ગ બંધ કરવાનું કહેવાય છે તે શંકા ઊભી કરે એવું છે. આ માટે જો ટ્રસ્ટના ટ્રસ્ટીઓ દ્વારા શ્રી આચાર્યશ્રી એવું જાહેર નિવેદન પ્રગટ કરાવે કે બાંધકામ પૂર્ણ થયે રસ્તો બંધ કરાશે અને જો રસ્તો બંધ નહીં કરાય તો આ તીર્થના ઉદ્ધાર માટે જેણે જેણે રકમો આપી છે તેને તે પરત કરવામાં આવશે. આવા નિવેદનથી સૌને વિશ્વાસ બેસશે.

૧૦. પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયહિમાંશુસૂરીશ્વરજી મહારાજે, લગભગ ૮૦ વર્ષની જૈફ વયે પણ, શ્રીસંઘની શાંતિને જોખમાવતા, કલુષિત કરતા પ્રશ્નો/વિવાદોનો સર્વસમ્મત શાંતિમય ઉકેલ આવે તે માટે, તેમ જ પરમપૂજ્ય આચાર્યદેવશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબે સમુદાયના સાધુઓની પવિત્રતાના રક્ષણ માટે જે પટ્ટક તથા તેનું પાલન થાય તે જોવા માટે સ્થવિર મુનિમંડળની નીમણુંક કરી હતી, તે પટ્ટકનો ભંગ થતો હોય ત્યારે તે અંગે દાદ મળે એ બંને શુભ આશયથી, અભિગ્રહપૂર્વક છેલ્લાં બે વર્ષથી આયંબિલતપની અખંડ આરાધના આદરી છે, અને એ રીતે શાસનની સેવા-રક્ષા કાજે કાંઈક કરી છૂટવાની

તેમ જ અદ્વેષભાવે ખપી છૂટવાની ધગશ દાખવી છે તેને 'ત્રાગુ' કહીને તે વાતના મર્મને મારી નાખવા માટેના હેતુપૂર્વક પ્રયત્નો ચાલે છે.

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ. સા.ના એક વખતના પરમ ભકત તેમ જ તેમની પ્રેરણાથી સુરેન્દ્રનગરમાં નવનિર્મિત જિનાલય-ઉપાશ્રય આદિ ધર્મસ્થાનોમાં તન-મન-ધનનો વધુમાં વધુ સદ્વ્યય કરીને મોટો લાભ લેનાર શ્રી નરોત્તમભાઈ છગનલાલ મોદી જેવા તેઓશ્રીના અનન્ય ભકત સદ્ગૃહસ્થ પણ તેમની અસંયમની પોષક અને સંયમનાશક પ્રવૃત્તિઓ તથા રીતભાત જોઈને ખૂબ ખેદ સાથે તેમનાથી અલિપ્ત થઈને પોતાના આત્માર્થે ધર્મધ્યાનની, તપસ્યાની તથા જ્ઞાન-ધ્યાનની સુંદર પ્રવૃત્તિમાં જોડાઇ ગયા છે.

અને આ બધું બીજા કોઈને માટે અત્યંત આઘાતજનક તથા આત્મનિરીક્ષણ કરવાની પ્રેરણા આપનારું બની રહે, તેને બદલે શ્રી આચાર્યશ્રી તો કશા જ રંજ કે પશ્ચાતાપ કે આઘાત વિના પોતાની પદ્ધતિ પ્રમાણે વર્તવામાં જ મશગૂલ છે.

૧૧. આ તકે મારા અંતરની બીજી વાત મારે એ કહેવી છે કે મારા પ્રથમ ધર્મદાતા મહા ઉપકારી મુરબ્બી શ્રી ચુનીલાલ કમળશીભાઈ (મામા) હતા. તેઓશ્રીએ જીવદયા, માનવ-અનુકંપા અને સાધર્મિકભક્તિ તેમ જ દેવ-ગુરુની ભક્તિ, ચાતુર્માસ, નવાણું યાત્રા વગેરે ધર્મકાર્યો રૂડી રીતે કર્યા હતાં. દીક્ષા પ્રસંગો પણ ઘણા ઉજવ્યા હતા. એ બધાં તેમનાં ધર્મકાર્યોએ તથા તેમની ધર્મશ્રદ્ધાએ ઘણાય આત્માઓમાં ધર્મનાં બી રોપ્યાં હતાં, તેમાંનો હું એક છું. તેઓના નીતિ, ન્યાય, સદાચાર આદિ અનેક ગુણો આદર્શ શ્રાવકને શોભે તેવા હતા.

આવા પિતાશ્રીના પુત્ર તરીકે શ્રી કાંતિભાઇ ચુનીલાલે તેમના પિતાશ્રીની ઉત્તરસાધક તરીકે સેવા કરી હતી અને તેથી તેમણે જે ઉત્તમ ગુણો પ્રાપ્ત કર્યા હતા તે ગુણોનો નાશ કરી નિર્ધ્વંસ પરિણામી થયા છે. અને તેનું કારણ 'જિનવાણી'માં મહા અસંયમીને મહા સંયમી કહીને સંઘનો વિશ્વાસઘાત કર્યો તે છે. મેં મારા પરમ ધર્મ-મિત્ર તરીકે અને 'જિનવાણી'ના ટ્રસ્ટીના મારા સંબંધે અને વડીલોના

અતિગાઢ સંબંધે આ અંગે તેમનું ધ્યાન ખેંચ્યું ત્યારે, સત્ય વાત સ્વીકારવાના બદલે દરેક પાપોની જવાબદારી પોતે સ્વીકારી, તીર્થની વિરાધના થાય અને અસંયમ વધે તેવો પ્રચાર ભાંડ–ચારણની માફક કર્યો. આ લોકનું સુખ મળ્યું છે પણ જીવનને મહાનુકસાન થયું છે, તે પ્રસંગે ખબર પડશે. ભાવિભાવ.

૧૨. છેલ્લે છેલ્લે મારે શ્રીસંઘને પ્રાર્થનાપૂર્વક કહેવું છે કે—

(૧) કેટલાક એવા પણ છે કે જેઓ શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિજી મહારાજ સાહેબ ક્યારેય પાપ કરે જ નહિ; અથવા તેઓ ગમે તેવા પાપનાં ને સંયમનાશનાં કાર્યો કરે તો પણ તે પાપ ન ગણાય અને તે કરવા છતાં તેમને પાપ લાગે જ નહિ—આવા લોકોને માટે મારી આ બધી વાતો કે વિનંતી છે નહિ.

(૨) કેટલાક એમ પણ કહે છે કે બીજે ઘણે ઠેકાણે અસંયમને પોષણ મળે તેવા ઘણા અનર્થો ચાલે છે, તે માટે તમે કેમ કાંઈ પ્રવૃત્તિ કરતાં નથી ? આના જવાબમાં મારે એટલું જ કહેવું છે કે આપણે ત્યાં શાસ્ત્રમાં ધર્મ અને સમકિત પમાડનાર ગુરુનો ઉપકાર સૌથી મોટો ગણાવવામાં આવ્યો છે, અને શ્રી આચાર્યશ્રીથી હું ધર્મ પામ્યો હોવાથી એ રીતે તેઓશ્રી મારા પરમ ઉપકારી ગણાય. એમના એ ઉપકારનો બદલો મારે વાળવો હોય તો તેઓ પોતે ધર્મ અને સમકિતના કાર્યમાંથી ભ્રષ્ટ થઇ રહ્યા હોય ત્યારે તેઓ પાછા ધર્મમાર્ગે વળે તેવી પ્રવૃત્તિ હું કરું તો જ શક્ય બને. તેમ જ તેઓશ્રી પક્ષના ગચ્છાધિપતિ હોવાથી ચુકતે જવાબદારી તેઓશ્રીની છે, માટે હું આ બધું માત્ર તેમને ઉદ્દેશીને કરું છું.

(૩) આ બધું આ રીતે લખીને જાહેરમાં મૂકવા પાછળ શાસનની અપભ્રાજના કરવાનો મારો કોઇ આશય નથી, તેની સૌ નોંધ લે.

(૪) આ બધું જાહેરમાં મેં મૂક્યું છે. તેમાં ક્યાંય પણ ધર્મ–સંઘ–શાસનની મર્યાદાને બાધ આવે કે નુકશાન થાય તેવી કોઈ પણ ક્ષતિ હોય તો તે બદલ હું શ્રી દેવ–ગુરુ–ધર્મ સમક્ષ ત્રિવિધે મિચ્છામિ દુક્કડં દઉં છું. આ લખાણમાં મારી જાણ્યે અજાણ્યે થયેલી ક્ષતિ તરફ કોઇપણ ધ્યાન દોરશે તો તેનો હું ઋણી રહીશ.

(૫) આ બધું લખતી વખતે મારા મનમાં શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ પ્રત્યે કે બીજી કોઇપણ વ્યક્તિ કે વ્યક્તિઓ પ્રત્યે જરાય કડવાશ કે દ્વેષબુદ્ધિ નથી, તે હું પ્રમાણિકપણે કહું છું. મેં તેમને માટે કોઇ કડક કે કડવા શબ્દો લખ્યા હોય તો તે પણ તેમના પ્રત્યેની દ્વેષબુદ્ધિથી તો નહીં જ. ખરેખર તો તેઓએ જ મને શીખવ્યું છે કે "જો શાસનને નુકસાન કરનારી પ્રવૃત્તિને છતીશક્તિએ ન અટકાવે તો એ સંઘનો વિશ્વાસઘાતી છે." અને તેમના તે વચનના અમલરૂપે જ મારી આ પ્રવૃત્તિ છે.

(૬) મારી એક માત્ર ઇચ્છા–ભાવના એટલી જ છે કે આપણા સાધુ–સાધ્વીજી મહારાજ સાહેબો નિષ્કલંક, પવિત્ર અને શાસ્ત્રાનુસારી સાધુજીવન જીવે, અને અસંયમ–શિથિલાચારથી બચે, ને સંયમનો ઘાત કરે તેવા તમામ કારણોથી પર રહે, એમાં જ આપણા શાસનની રક્ષા છે. હું ચતુર્વિધ શ્રીસંઘના ચરણોમાં હૈયાની શુદ્ધભાવનાથી એક જ વિનંતી કરું છું કે આપણા સાધુ–સાધ્વીજી અણીશુદ્ધ સંયમપાલન કરે અને અસંયમથી ને અસંયમીઓથી બચતાં રહે. તેવી જ પ્રવૃત્તિ ને વ્યવસ્થા હવે કરવા જેવી છે.

(૭) શ્રી જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપાગચ્છીય ચતુર્વિધ સંઘના પૂજ્ય આચાર્યાદિ મુનિમહારાજો તથા શ્રાવકસંઘ વગેરેની, ભૂતકાળમાં, ધર્મ પ્રવૃત્તિના નામે, મારાથી જાણતાં અજાણતાં કોઈ પણ હીલના કે આશાતના થઈ હોય કે મારા નિમિત્તે કોઇને પણ મનદુ:ખ થયું હોય તે બદલ હું ત્રિવિધે ત્રિવિધે સૌને ખમાવું છું. સૌ મને ક્ષમા આપે તેવી આશા સાથે વિરમું છું.

નિવેદક :

દીપચંદ વખતચંદ મહેતા

( બાબુભાઇ હળવદવાળા )

# સંયમની રક્ષા માટે અનિવાર્ય

વર્તમાનમાં જે જે દીક્ષાઓ થઇ તેમાં તેમના આત્મિક વિકાસ માટે, મોટા ભાગે, કોઈ ખાત્રી કરી નહીં, તેથી તેનું પરિણામ ખતરનાક આવ્યું છે. તે નજરે દેખાય છે. સકલ શ્રી-સંઘને વિનંતી પૂર્વક કહું છું કે હવે આપણે આપણા સંતાનોના આત્મિક વિકાસ માટે દીક્ષા જેવી મહાન ઉત્તમ ચીજ અપાવતા પહેલા (૧) જ્યાં આશ્રવના સ્થાનો બંધ હોય, (૨) સંવર નિર્જરાની વ્યવસ્થા હોય, (૩) અસંયમીઓને વંદન બંધ હોય, (૪) દેવ–ગુરુની આજ્ઞાનું પાલન થતું હોય અને (૫) સંયમ-રક્ષાની ખાત્રી હોય ત્યાં જ દીક્ષાઓ કરવી–કરાવવી; ને તેમાં જ આત્મિકહિત સમાયેલું છે. માટે આ બાબતોની ખાત્રી કરવી.

જો આ ખાત્રી કર્યા સિવાય દીક્ષાઓ થશે તો સંઘનું તેમ જ દીક્ષા લેનારાનું આત્મિક અહિત થશે; અને આપણા જ સંતાનોનો આત્મિકઘાત આપણા હાથથી થશે; અને તે શાસનના રક્ષક નહીં પણ શત્રુ પાકશે.

—દીપચંદ વખતચંદ મહેતા

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી
મહારાજ સાહેબ ઉપરના

# વિનંતી પત્રો

વિભાગ પહેલો

જટાયુએ રાવણુમાં મહાન શક્તિ છે તે જાણુવા છતાં, તેના અકૃત્યને જોઇ ન શકયા તેથી, કપાઇ મરવાનું વધારે પસંદ કર્યું.

* * *

જેને જે ચીજનો રાગ હોય તેમાં બળાબળનો વિચાર કર્યા સિવાય જીવનને હોમી દે છે. તેવી જ રીતે હું શાસનના રાગથી સંઘના અને આપના કલ્યાણ ખાતર, સંયમનાશના કારણોને જોઇ શકતો નથી. તેથી આપને પાપથી પાછો વાળી ફરજ બજાવીશ અગર હું હોમાઇ જઇશ. તેમાં મારું એકાંતે કલ્યાણ જ થવાનું છે.

ધ્રાંગધ્રા, તા. ૧૨–૧૦–૮૦

પરમ પૂજ્ય, પરમ ઉપકારી, કરુણાનિધિ, પૂ. આચાર્ય ભગવંત **શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી રાજકોટ.

**લી. સેવક બાબુના ૧૦૦૮ વાર વંદના** સ્વીકારવા કૃપા કરશોજી. આપશ્રીના પુન્યદેશે સુખશાતા હશેજી. આપશ્રીએ ભગવાનના માર્ગને સાચવવા માટે જે દેશનાઓ આપી, અનેક ઉત્તમ જીવોને ધર્મનો મર્મ સમજાવી ધર્મરસિક બનાવ્યા છે, તેમાં અમો પણ જે કંઇ પામ્યા અને ધર્મને વફાદાર બન્યા તેમાં આપનો મહાન ઉપકાર છે. આ ઉપકારનો બદલો કોઈ રીતે વાળી શકાય તેમ નથી. પરંતુ સેવક તરીકેની ફરજની રૂએ આપશ્રીને વિનંતીરૂપે જણાવવાનું કે આપશ્રી આ કાળમાં મહાન ગીતાર્થ છો એટલે શાસ્ત્રદષ્ટિએ આપ જે વિચાર કરી શકો તેવો વિચાર કરવાની અમારામાં મુદ્દલ બુદ્ધિ ન હોય. છતાં આપના એક વિશ્વાસુ સેવક તરીકે નીચેની હકીકત ઉપર આપને શાસનનું હિત દેખાતું હોય તો જ આપશ્રી ધ્યાનમાં લેવા કૃપા કરશોજી.

શાસ્ત્રોની વાતો સાંભળવા મુજબ આચાર્ય ભગવંતો છેલ્લી જિંદગીમાં નિવૃત્તિ લઈ એકાંતે મોક્ષના સાધન માટેની અભ્યંતર પ્રવૃત્તિમાં રહે છે. આ વાત શાસ્ત્રદષ્ટિએ સત્ય હોય તો સેવકની નમ્ર વિનંતી છે કે આપશ્રી સુરેન્દ્રનગરમાં સ્થિરવાસ કરવા માટે સાધુતાને દીપાવે તેવા થોડા સાધુઓને સાથે રાખી પધારવા નમ્ર વિનંતી છે. આપશ્રી સેવાની તક અમોને આપશો તેવી ખૂબ ખૂબ પ્રાર્થના કરું છું.

દીક્ષાતિથિ સાધુની ન ઉજવાય તેવું ઘણા વર્ષ પહેલા પ્રતિપાદન શાસ્ત્રદષ્ટિએ કરેલ તે વાતનું ધ્યાન આપના ઉપર લાવતા ત્યારે આપશ્રીએ દીક્ષાતિથિ ઉજવવાનું બંધ કરવાનું કહેલ. પરંતુ આપ પ્રત્યે

પૂજ્યભાવની દૃષ્ટિએ શાસ્ત્રને આઘુ મુકીને આપ પ્રત્યે ભક્તિભાવ બતાવ્યો. તેથી તેનું આલંબન લઈ અનેકોએ ઉજવવાનું શરૂ કર્યું. શાસ્ત્રદૃષ્ટિએ નિષેધ હોય તો આપની હાજરીમાં જ બંધ થઇ જાય તો શાસ્ત્રને સાચવવા માટેની આપની ખ્યાતિ અમર થઈ જાય તેમ માનું છું.

હસ્તગિરિજીનું નવું ટ્રસ્ટ રજીસ્ટર કરાવેલ છે તેમ સાંભળવામાં આવ્યું છે. પરંતુ પહેલાની મીલકત આ ટ્રસ્ટને ઠરાવ કરી સોંપે નહીં અને કાયદેસરની વિધિ પુરી થાય નહીં ત્યાં સુધી આ ટ્રસ્ટ ગમે તેટલું સારું હોય તો પણ તેની કાંઈ કીંમત ગણાય નહીં. માટે આપની જ નિશ્રામાં વહેલામાં વહેલી તકે મીલકત સોંપવાની કાર્યવાહી થઈ જાય તો જ પ્રયત્ન સફળ થયો જણાય. ટ્રસ્ટનું બંધારણ નવું કરવાથી કોઇ હેતુ સરતો નથી. સંસાર છે, જીવોના કેવા કેવા ભાવો થાય છે તે આપ સારી રીતે સમજી શકો છો, માટે વિશ્વાસ રાખી ઠગાઇ ન જઈએ, તેવી સલાહ આપ જેવા મહાપુરુષોને આપવાનો કોઈ અધિકાર મને નથી. પરંતુ એક સેવક તરીકે આ વાત ધ્યાન ઉપર લેવા માટે જ લખેલ છે.

સુરેન્દ્રનગરમાં જે પ્રસંગ બન્યો તેમાં કાંતિભાઈ તથા બાબુની અંગત વેર લેવાની વૃત્તિથી જે ખટપટ કરી સાધુઓને હાથા બનાવી વેરની વસુલાત કરી છે તેમાં તેમને આનંદ થાય તે સ્વાભાવિક છે. પરંતુ તેથી વિશેષ આનંદ મને થયો છે કે મને નિવૃત્તિ અપાવી. હું મારી આરાધના સુખપૂર્વક કરું, તેની સગવડ કરી આપી, તેથી તેમનો મહાન ઉપકાર માનું છું. પરંતુ દુઃખ એટલું કે સાધુઓની કારકીર્દી ખલાસ કરાવી અને સાધુતાની ફજેતી કરાવી છે; અને મંદિર, ઉપાશ્રયોની જાહોજલાલી ખતમ કરાવી છે. તેથી તેઓએ બુદ્ધિનું ફળ મેળવી લીધું છે.

પરમ પૂજ્ય આચાર્યદેવશ્રી મહોદયસૂરીશ્વરજી મહારાજ સાહેબને એક જ વિનંતી કે આપની નિશ્રાએ આવેલા સાધુઓને સારી રીતે કેળવી સાધુતા જોઇ અનેક આત્માઓ બોધીબીજને પામે તેમ જ

## આપણા સ્વાર્થ ખાતર ચિંતા નહીં કરીએ તો...

પૂજ્યશ્રીને સુરેન્દ્રનગરમાં સ્થિરવાસ કરાવી તેઓશ્રીની ઉત્તમ સાધન થાય તે માટે અમારા વતી ખાસ વિનંતી કરશો.

આપશ્રીએ તેઓશ્રીની ભક્તિ કરી ખૂબ લાભ ઉઠાવ્યો છે તે રૂણ અદા કરવા માટે તેઓશ્રીને નિવૃત્તિ અપાવવી અને સાધુઓને જૈન શાસનની સાધુતા દીપાવે તેવી કેળવી, તેઓની વહેલામાં વહેલી મુક્તિ થાય તેવા પ્રયત્નો કરશો તો પૂજ્યશ્રીની સેવાની સાર્થકતા ગણાશે. આપણા સ્વાર્થ ખાતર ચિંતા નહીં કરીએ તો આપણે મોટી ભૂલ કરી ગણાશે તેમ મને લાગે છે...

આપ પ્રત્યે ભૂલેચૂકે કોઇ પણ પ્રકારનો અવિનય થયો હોય તો ક્ષમા આપશોજી.

લી. સેવક બાબુના કોટી કોટીશઃ વાર વંદન સ્વીકારશોજી.

ધ્રાંગધ્રા તા. ૧૩-૫-૮૧

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂ. આચાર્યદેવ **શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, શ્રી ડીસા.

લી. સેવક **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિનંતીપૂર્વક જણાવવાનું કે આપે ધર્મનો માર્ગ શાસ્ત્ર અને સિદ્ધાંત મુજબ સમજાવ્યો અને સુદેવ-સુગુરુ-સુધર્મની સાચી સમજણ આપી અમારા ઉપર મહાન ઉપકાર કરેલ છે, તે કદી ભૂલી શકાશે નહીં.

આપની દેશનાથી જીવનમાં ધર્મની શ્રદ્ધા પેદા થઇ. તેથી શાસ્ત્ર અને સિદ્ધાંતને વફાદાર રહેવાય તો જ સુગુરુની સહાયથી સંસાર-સમુદ્ર તરી શકાય છે, તે આપની વાતને નજર સમક્ષ રાખી. જ્યાં જ્યાં શાસનને નુકશાન થતું હતું ત્યાં શક્તિનો ઉપયોગ કરવા માટે આપે ખૂબ પ્રેરણા આપી, તેથી નુકશાનથી બચાવવા માટે મેં પ્રયત્નો કર્યા છે.

ભગવાનના સુસાધુ કેવા હોય તે વાત આપની પાસેથી ખૂબ ખૂબ સારી રીતે સાંભળેલ છે. તેથી શ્રી કાનજીસ્વામીએ જે ધર્મના નામે પ્રચાર કર્યો, સાથે ગામોગામ મંદિરો ઊભા કર્યા અને સોનગઢમાં જે સ્થાન ઊભું કરેલ છે તેથી લાખો લોકો તેને ભગવાન તરીકે માનતા હતા. તેમના ભક્તો તરફથી તેમનું બહુમાન અજોડ રીતે થતું હતું. કરોડપતિઓ તેમની સેવામાં હાજર રહેતા હતા. રિદ્ધિ-સિદ્ધિનો કોઈ પાર નહોતો. તેવી જ રીતે શ્રી રજનીશ પાસે ધર્મના નામે કરોડો રૂપિયા ખરચનારા હતા; અને તેમને ભગવાન તરીકે માનતા હતા અને પૂજતા હતા; પરંતુ ભગવાનનું શુદ્ધ સાધુપણુ નહીં હોવાથી-શ્રી ગુરુતત્ત્વની ખામી લાગવાથી અમોને તેમનાથી કદી આકર્ષણ થયું નહીં.

## અમો ભગવાનના શાસનમાં હતા કે અસંયમના......

ભગવાનનો સાધુ ભગવાનના શાસનને વફાદાર રહી શુદ્ધ સંયમની આરાધના ન કરે, તે ભગવાનનો સાધુ નથી પણ જૈન શાસનનો લૂંટારો છે–તેમ આપે કહેલ છે. તે ઉપરથી, જૈન શાસનમાં જ્યાં જ્યાં ગુરુતત્ત્વની ખામી લાગી ત્યાં, લોકો ન છેતરાય તે માટે શકય પ્રયત્નો કર્યા છે; તેવી જ સ્થિતિ આપને ત્યાં છે તેવી પાકી ખાત્રી થવાથી આપને પણ છોડી દીધા છે.

આપની વાણીથી એટલા પ્રભાવિત થયા હતા કે આપ સિવાય જગતમાં કોઇ મહાપુરુષ નથી, આપના સિવાય ધર્મનો માર્ગ કોઈ સાચવી શકે તેમ નથી; એટલે જ અમોએ શકય હોય તે મુજબ તન, મન, ધનથી કાર્યો કરી, અનેક પાસે કરાવી, શાસનપ્રભાવનાના કાર્યો થયા તેમાં અમારા જીવનની સાર્થકતા માનતા હતા અને તેથી અનુમોદનાનો ખૂબ આનંદ થતો હતો. પરંતુ રાજકોટ પ્રકરણ પહેલાં, બે માસ અગાઉથી, આપની પાસે રહેલા ઘણા સાધુઓની સ્થિતિ તેમજ તેમાં આપનો પુરો સહકાર જાણી ઘણી ચિંતા થતી હતી. ત્યારબાદ રાજકોટનું પ્રકરણ જે બન્યું અને તેમાંની જે જે વાતો સાંભળી, તેમાં આપે સંયમીઓને ત્રાસ અને અસંયમીઓને ટેકો આપ્યો; અનીતિ, અન્યાય, કાવાદાવા કરી પોપોને ઢાંકવા પ્રયત્નો કર્યાં, તે જોવાથી આપના વચન ઉપરનો વિશ્વાસ ઊડી ગયો અને સત્ય શું છે તે શોધવા માટે પ્રયત્નો કર્યા; અને તેમાંથી આપનો ભૂતકાળનો ઇતિહાસ સાંભળવા મળ્યો, તેથી ખાત્રી થઇ કે સંયમની આપને કોઈ કીંમત નથી. આપની પાસે અત્યાર સુધીમાં જે બાલદીક્ષાઓ થઇ અને જે સાધુઓ આપની પાસે રહ્યા તેમાંથી એક પણ સાધુએ ભગવાનના માર્ગને વફાદાર રહી જીવનને સુંદર બનાવ્યું હોય તેવો એક પણ દાખલો મળશે નહીં, તે જ તેનો મહાન પુરાવો છે.

આપની પાસે રહેલા ઘણા સાધુઓની સ્થિતિ : અસંયમી જીવન અને તેમાં આપનો પુરતો સહકાર ને આપનો ભૂતકાળનો ઇતિહાસ સાંભળી આઘાતનો કોઈ પાર નથી. અમો ભગવાનના શાસનમાં હતા કે અસંયમના શાસનમાં તેનો વિચાર કરતાં કંપારી છુટે છે. ભગવાન-

ના માર્ગની દેશના ક્યાં અને આપનું જીવન ક્યાં–તે વચ્ચે આસમાન જમીનનો ફેર અમોને લાગ્યો. એટલે હવે અમને અસંયમની વાતો ઇર્ષાથી કે અતિશયોક્તિવાળી છે તે મુદ્દલ લાગતી નથી.

આપની પાસે અસંયમની પ્રવૃત્તિ ચાલી રહી છે, તેને ઢાંકવા અનીતિ, અન્યાયથી જે પ્રયત્નો થઇ રહ્યા છે, તેથી શાસનનો નાશ–સાધુ સંસ્થાની પવિત્રતાનો નાશ મને નજરે દેખાય છે. એટલે મારે મારી શક્તિ મુજબ સત્યને પડખે રહી ભગવાનના માર્ગને ટકાવવા પ્રયત્નો કરવા જોઇએ. તે પ્રયત્નો કરવા જતાં મને આપના તથા આપના ભક્તોથી ઘણાં ભયો છે. તેમજ મારા જીવનને પણ નુકશાન થાય તેમાં જરા પણ મને અતિશયોક્ત લાગતી નથી. કારણ કે આજસુધીની કાર્યવાહીથી મને જરા પણ શંકા રહેતી નથી. પરંતુ તેની પરવા કર્યા સિવાય મારે મારી ફરજ બજાવવી જોઇએ. આપે શાસનની સેવા કરવાનો જે ઉપદેશ આપેલ છે અને મેં સાંભળેલ છે તેને સફળ કરવાની તક મળી છે. તેને સફળ ન કરું તો મારા જેવો ધર્મમાં અપ્રામાણિક કોઇ નહીં ગણાય.

આપના ઉપકારનો બદલો આપના તથા આપના સાધુઓના પાપો ઢાંકવામાં નથી, પરંતુ પાપોનો નાશ કેમ થાય; અને તેમાં સહાય કરીએ તો જ ઋણ વાળી શકાય.

જ્ઞાની શ્વાસોશ્વાસમાં કઠીન કર્મોનો નાશ કરી શકે છે. માટે બાજી હાથમાં છે. જો આપ પાપ–પુન્યમાં માનતા હો અને પરલોક જેવી ચીજ આપને લાગતી હોય તો કર્મ ખપાવવા માટે પ્રયત્નો કરશો, આપનું છેલ્લું જીવન આદર્શ બની જશે. જે સાધુઓ અસંયમી બની સાધુતાને મલીન કરી રહ્યા છે, તે દરેકને સારા સંયમના ખપી આત્માઓ પાસે એક–બે જુદા જુદા મુકી, તેમને પાપનો પશ્ચાતાપ કરી સુંદર સાધુપણાની આરાધના કરવા માટે પ્રયત્નો કરવા જોઇએ. અને તેઓ શક્તિમાન ન હોય તો ઘરે જાય તેમાં તેમનું તથા શાસનનું હિત છે.

'ઇન્ડિયન એક્સપ્રેસ' છાપામાં રંગુનના ટોચના ૪ બૌદ્ધ સાધુઓ ચારિત્રભ્રષ્ટ થયા, તેથી સંઘને ચિંતાનો પાર રહ્યો નહીં; અને મહાન

## પાપ દબાઈ જાય, અસત્ય ફાવી જાય, પરંતુ કર્મસત્તા...

સાધુઓમાં સડો પેસે તો ધર્મ જેવી ચીજ કોઈ રહે નહીં માટે તેમને અટકાવવા કોર્ટમાં કેસ કરેલ હતો. પ્રાથમિક સુનાવણીમાં સાધુઓએ પાપનો એકરાર કર્યો અને કહ્યું કે ૪૦ વર્ષ સુધી અમોએ અખંડ બ્રહ્મચર્ય પાળેલ છે, પણ અમારા તીવ્ર પાપના ઉદયે અમારું પતન થયેલ છે. હજારો માણસોની હાજરીમાં પાપનો એકરાર કરેલ, તે તેની મહાનતા છે. સાથે તેને કોર્ટે વેશ છોડવાનો આદેશ કરેલ. સાધુતાની પવિત્રતાને કલંક ન લાગે તે માટે તેઓએ કોઇ બચાવ નહીં કરતાં વેશ છોડી આપેલ છે.

ઉપરની વાત પરથી આપ વિચારશો કે જૈન સાધુસંસ્થા કેટલી પવિત્ર હોય તો જ ભગવાનનો માર્ગ ટકી શકે.

આપ અને આપના ભક્તો પાપને ઢાંકવા માટે સંયમી સાધુઓ સાથે કાવાદાવા કરી અનીતિ, અન્યાયનો આશરો લઇ ધર્મના નામે જે રીતે પ્રયત્નો કરી રહ્યા છો તેથી કદાચ પાપ દબાઇ જાય, અસત્ય ફાવી જાય અને ભોળા લોકો માયાજાળમાં ફસાઇ જાય પરંતુ કર્મસત્તા પાસે કોઇ ટકી શકતું નથી. અને અમોને પાકી ખાત્રી થતી જાય છે કે પાપ-લીલાને ઢાંકવા આ સિવાય બીજો રસ્તો પણ નથી. પરંતુ આપ શાસ્ત્ર-દૃષ્ટિએ કહો છો કે પાપ થવું તે કોઇ મોટી વાત નથી, પણ પાપને ઢાંકી જીવનને બરબાદ કરવું તે મહા ભયંકર છે—આ વાત ઉપર આપ વિચાર કરો. અને હવે ઉત્તમ સાધુપણુ કેમ પળાય તેનો પ્રયત્ન કરશો તો ભગવાનના શાસનની મહાન સેવા કરી ગણાશે. હવે આપની બહારની પ્રવૃત્તિથી, જૈન શાસનની પ્રભાવનાના નામે, પાપો ઢાંકી અસંયમની પુષ્ટિ વધતી જશે તો સાધુતાનો વેશ લજવાશે તેમજ સાધુતાનો નાશ એટલે શાસનનો નાશ આપના હાથે જ થવાનો. આપની છેલ્લી જિંદગી-માં આ સ્થિતિ ન થાય તે માટે જ વિનંતીપત્ર લખેલ છે.

મેં આપની ભક્તિ દેવ કરતાં વધારે કરી છે, તેમાં ધર્મ પામવા સિવાય કોઇ આશય ન હતો. તેવી જ રીતે ઉપકારનો બદલો વાળવા માટે જ પત્ર લખેલ છે. તો જેવી વાણી છે તેવું વર્તન થઇ જાય અને છેલ્લા વર્ષો ભગવાનની આજ્ઞા મુજબનું જીવન જીવાય અને આપની

નિશ્રાએ આવેલાનું પણ કલ્યાણ થઈ જાય તેવી સ્થિતિ પેદા થાય તો મને આનંદનો કોઈ પાર રહેશે નહીં. મને આશા છે કે આપ મારી વિનંતી ધ્યાનમાં લેશો.

આપનો પુન્યોદય હશે તો જ આપનો તથા આપની નિશ્રાએ આવેલા સાધુઓનો તેમજ શાસનનો વિચાર કરી શકશો.

આપને જેઓએ સાચી સલાહ આપી નથી તેઓએ આપનું તથા શાસનનું મહાન અહિત કરેલ છે. શાસનદેવ તેમને સદ્‌બુદ્ધિ આપે.

આપ આપના પુન્યના બળ ઉપર, શ્રીમંત ભક્તોની તાકાત ઉપર અને ભોળા લોકોને સમજાવવાની કળા ઉપર—આપને ત્યાં જે રીતે ચાલે છે તેવી જ રીતે ચલાવી—શાસનનો નાશ થાય તો પણ તેની પરવા નહીં કરો તો મારે મારી શક્તિ મુજબ જે ઉપાયો કરવા છે તે ચોક્કસ કરીશ. સાધુસંસ્થાની પવિત્રતા કેમ વધે અને શાસન સંયમથી ઝળહળતું થાય તેવા પ્રયત્નો જરૂર કરીશ.

જ્ઞાનીઓ કહે છે કે અસંયમીઓના મંત્ર સિદ્ધ થતા નથી. સુરેન્દ્રનગરની અંજનશલાકા થયા પછી ધર્મસ્થાનની શું સ્થિતિ થઈ તે જોનારને દુઃખનો કોઈ પાર નથી. માટે હવે ભીલડીઆજી, ડીસામાં અંજનશલાકા સંયમી મહાપુરુષોના હાથથી જ કરાવશો, જેથી સકલ સંઘનું કલ્યાણ થાય. એ જ વિનંતી.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વંદના સ્વીકારશોજી.

ધ્રાંગધ્રા, તા. ૨૨-૬-૮૧

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂ. આચાર્યદેવ **શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, શ્રી ડીસા.

લી. **દીપચંદ વખતચંદના** ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિ. વિ. આપને પત્ર એક લખેલ. તે આપ શુદ્ધ બુદ્ધિથી વિચારશો તો ખાત્રી થશે કે આપે જ સમજાવેલ ધર્મનું ફળ છે.

અત્યાર સુધી શાસ્ત્ર અને સિદ્ધાંતના નામે જે વાતો કરવામાં આવી તે નીચેની હકીકતથી શાસ્ત્રના નામે ઊભી કરેલી ઇન્દ્રજાળ હતી. શાસ્ત્રની વાતો આચરવા માટે નહીં, પણ બોલવા પુરતી જ હતી. આપની પ્રભાવિત વાણીથી લોકો અંજાઇ આપના હૃદયના ભાવને સમજી શક્યા નહીં, તે આપના પાપાનુબંધી પુન્યને જ આભારી છે. તે હકીકત સત્ય છે કે કેમ તે તો જ્ઞાની ભગવંતો જ કહી શકશે.

આપણે બે તિથિઓ માનીએ છીએ. તે શાસ્ત્રદૃષ્ટિએ સો ટકા સાચી છે તેમ આપે કહેલ, અને તે સાચવવા માટે શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખનારાઓનો મોટો વર્ગ હોવા છતાં આપે બે પૂનમની બે તેરસ કરી–અને સંતોષ માનવા ખાતર પટ્ટક બનાવ્યો–પરંતુ ખોટી આરાધના શરૂ થઈ. આપે ઘણી વખત જાહેરમાં કહેલ છે કે હું એકલો રહીશ પણ સત્ય કદી છોડીશ નહીં. તેવી વાતો જ કરી, કદી કરી બતાવ્યું નહીં. હજુ પણ એકલા રહેવાનો દંભી અને માયાવી પડકાર ચાલુ રાખેલ છે. આપનો શાસ્ત્ર પ્રત્યેનો પ્રેમ કૃત્રિમ છે કે કેમ અને તેથી કેવું પાપ બંધાય તે તો ગીતાર્થ પાપભીરુ ભગવંતો જ નક્કી કરી શકે.

શાસ્ત્ર પ્રત્યે જેમને અથાગ પ્રેમ હોય તેમને એકલી તિથિ જ સાચવવાની વાત ન હોય, પરંતુ શાસનનો મુખ્ય આધાર સંયમ છે, તેને જીવવાનો અને જીવાડવાનો અતિ આગ્રહ હોય.

## શાસ્ત્રની વાતો આચરવા માટે નહીં બોલવા પુરતી હતી

શાસ્ત્ર મુજબનું જીવન જીવવા કોઇ તૈયાર ન થાય તો એકલા રહેવાનો નિર્ણય કર્યો હોત તો આજે જૈન શાસનની છાયા જગત ઉપર કોઇ જુદી હોત. પરંતુ આપે સાધુજીવનમાં સંયમ માટે કોઇ સિદ્ધાંત સ્વીકાર્યો નહીં તેથી જ શાસનની અપભ્રાજના થઇ રહી છે, તેમાં આપ મુખ્ય કારણ છો. આપને પણ કર્મે છોડ્યા નહીં એ હકીકત આપને સત્ય લાગે છે કે કેમ તે આપે નક્કી કરવાનું છે.

પ્રથમની બાલદીક્ષાનો ઇતિહાસ આપ સારી રીતે જાણો છો. પરંતુ બે સાલ પહેલા (સુરેન્દ્રનગરમાં) ત્રણ બાલ દીક્ષાઓ થઇ અને તે પ્રસંગે તેમના વાલીઓએ લખલુંટ ખર્ચ કરી જૈન શાસનને ઉચ્ચ રત્નો-ની ભેટ આપી. તેથી તેમનો તથા શ્રીસંઘનો ઉત્સાહનો કોઈ પાર નહોતો અને લોકો જે અનુમોદના કરતા હતા તે સાંભળી આનંદનો કોઇ પાર નહોતો. આવી ઉચ્ચ દીક્ષાઓ આપની નિશ્રાએ થાય પણ પછી તેઓની સંયમરક્ષાની ચિંતા આપે રાખી નહીં અને તેની ઉપેક્ષા કરી છે. તેનો બચાવ આપનાથી કદી થઈ શકે તેમ નથી. આપે શાસ્ત્ર પ્રત્યે વફાદારી રાખી સંયમનો જ આગ્રહ રાખ્યો હોત તો આપની પાસેના ઘણા સાધુઓની આવી કંગાળ સ્થિતિ બનત નહીં. આપનો સંયમ પ્રત્યેનો ભાવ વાણીમાં હતો તેવો જીવનમાં હોત તો આપની પાસેના સાધુઓની ખુમારી આદર્શ જીવન જીવી જગતને મોટું ઉદાહરણ પુરું પાડત. આપનો અસંયમી પ્રત્યે પ્રેમ અને મહાસંયમી ઉપર દ્વેષથી આપ શાસ્ત્ર મુજબ જીવન જીવી શક્યા નથી, ફક્ત વાતો કરી છે. જગતમાં સારુ જીવન જીવવા માટે કોઈ પ્રેરણા કે સહાય કરી નથી, તે એક સત્ય હકીકત છે. જરૂર, આપની વ.ણીથી અનેક શ્રાવકો-ને—ધર્મ પ્રત્યે શ્રદ્ધાળુ બની-ઘણા સારા કાર્યો કરવાના ભાવો પેદા થયા. પરંતુ આપની પાસે રહેનારા ઘણા સાધુઓની સ્થિતિ દિનપ્રતિદિન બગડતી ગઈ, જેથી સંયમ પ્રત્યે રાગ નથી તે જ તેનો પુરાવો છે. શાસનના કમનસીબે સંયમને આપે ગૌણ ગણ્યું તેથી શાસનને જે નુકસાન થયેલ છે તેની ચુકતી જવાબદારી આપની છે. શ્રદ્ધાળુ, ભદ્રીક શ્રીમંતવર્ગ પાસે વાણીના પ્રભાવે જૈનશાસનની પ્રભાવનાના નામે

લાખો રૂપીયા ખર્ચાવી શક્યા, પરંતુ સંયમની અને શુદ્ધ આચારોની કદી પરવા કરી નથી. તેનો જેમ જેમ વિચાર કરીએ છીએ ત્યારે આઘાતનો કોઇ પાર રહેતો નથી. સાધુતાની જે ફજેતી થઇ રહી છે તેનો બચાવ કરવા શક્તિનો ઉપયોગ જે કરે તેને કેવું પાપ બંધાય તે ગીતાર્થ ભગવંતો નક્કી કરશે.

સાધુઓના આહાર અને વિહાર આપની સાથે રહીને જે રીતે થયા છે તેથી ભગવાનનો માર્ગ કદી ટકી શકે નહીં. કદાચ સહાયની જરૂર પડે તો ઓછામાં ઓછી જરૂરિયાત અને ઓછામાં ઓછો આરંભ સમારંભ થાય ને તેમાં પણ દુઃખનો કોઇ પાર ન હોય. આવી સ્થિતિ હોય તો જ સાધુપણું ટકે. પાપનો ડર ચાલ્યો જાય ત્યારે જ ધર્મના નામે દરેક સગવડો ઊભી કરાવી, સંયમને દુષિત બનાવેલ છે. તેથી સંયમની કોઇ કિંમત રહી નથી. છતાં જગતમાં આદર્શ સાધુતાની છાપ ઊભી કરી નિર્લેપતાનો પ્રચાર કરવામાં અમારા જેવા મુર્ખાનો મોટો હિસ્સો હતો, તે અમારે કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી. તેવી જ રીતે સત્ય હકીકતનો એકરાર કરવો તે જ સાધુતાનું સાચું લક્ષણ છે. છતાં પણ આપની બુદ્ધિથી અને શક્તિથી સંયમ વિરૂદ્ધની પ્રવૃત્તિનો બચાવ કરશો અને હજુ પણ તેવી પ્રથા ચાલુ રાખશો તો તેનાથી કેવું પાપ બંધાય તે સંયમના મહા રાગી મહાપુરુષો જ નક્કી કરી શકે.

શ્રી હસ્તગીરીજી તીર્થનું ટ્રસ્ટ શાસ્ત્ર વિરૂદ્ધનું હોવાથી બીજું ટ્રસ્ટ કરેલ છે. પરંતુ પ્રથમના ટ્રસ્ટની મીલકત સુધારેલા ટ્રસ્ટને ન સોંપે ત્યાં સુધી દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ અટકતો નથી. તે વાત આપને સત્ય લાગવાથી કહેલ કે જ્યાં સુધી શાસ્ત્ર મુજબ કાર્યવાહી નક્કી ન થાય ત્યાં સુધી કોઇએ મદદ કરવી નહીં. અને જે કોઈ મદદ કરશે તે પાપના મહાન ભાગીદાર બનશે. તેવી જાહેરાત કરવાનું પણ કહેલ. તેથી જ શ્રીયુત કાંતિભાઇને દુઃખ થાય તેની પરવા કર્યા વગર, તેમની નારાજી વ્હોરી-ને, સિદ્ધાંતની રક્ષા ખાતર, આપના વિશ્વાસે પ્રયત્નો કરતાં તે આપને ખ્યાલમાં છે. છતાં બીજી બાજુ શ્રી કાંતિભાઇને સંતોષ આપવા, દેવ-દ્રવ્યના સિદ્ધાંતના નાશનો ડર રાખ્યા સિવાય, તેઓશ્રીને પૈસા ભેગા કરાવી આપવા માટે પ્રયત્નો કરતાં દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરનારને

મદદ કરે તો ભયંકર પાપ લાગે, તેવું સમજાવનારાના હાથથી જ મદદ કરવાનું કામ થાય તો દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરવાનું ભયંકર પાપ લાગે કે કેમ તે આપે નક્કી કરવાનું છે. દેવદ્રવ્યો પ્રત્યે રાગ સાચવવા માટે નહીં પરંતુ પ્રતિષ્ઠા મેળવવા માટે હતો, તે આપની કાર્યવાહીથી નક્કી થાય છે. શાસ્ત્રદૃષ્ટિએ આવી મેલી રમત રમે તેમને કેવું પાપ બંધાય તે તો જ્ઞાની ભગવંતો જ નક્કી કરી શકે.

દીક્ષાતિથિ ઉજવવી શાસ્ત્ર વિરૂદ્ધ છે, તે આપે જગજાહેર કહેલ છે. છતાં આપની દીક્ષાતિથિ ઉજવવા સંમતિ આપી. આપની પાસે શાસ્ત્રવિરૂદ્ધના કાર્યો નજરે જોવા અને તે કાર્યોનો વ્યાખ્યાનમાં વિરોધ કરતાં; ને તેવા જ કાર્યો પાછા આપની નિશ્રામાં થાય, છતાં છતી આંખે આંધળા થઇ ગયા હતા. જેથી સામા પક્ષના કાર્યો શાસ્ત્રવિરૂદ્ધ છે તે સમજાવી વિરોધ કરાવતાં. અને તેથી વધારે શાસ્ત્ર વિરૂદ્ધ આપણે ત્યાં કાર્યો થાય ત્યારે શાસનપ્રભાવનાના નામે કરાવી શકતા. જેથી શાસ્ત્ર પ્રત્યેનો રાગ અથાગ છે, તેવો ભ્રમ ઊભો કરેલ. તેથી મહા બુદ્ધિશાળીઓ પણ આવી ઇન્દ્રજાળને રાગના કારણે સમજી શકતા નહીં, જે આપનો પાપાનુબંધી પુન્યનો પ્રભાવ છે. પાપાનુબંધી પુન્યના બળે કરેલા કામોનો અંજામ કેવો આવે તે તો જ્ઞાની ભગવંતો જ કહી શકે.

કેસર–સુખડ બાબતમાં આપે પોતાના દ્રવ્યથી પૂજા ન કરે તો પાપ બંધાય તે શાસ્ત્રની દૃષ્ટિએ કહેલ. તે વાત અમોએ ઝીલી અને અહીંના (સુરેન્દ્રનગરના) દેરાસરમાં આદર્શ દાખલો બેસે તે માટે અમોએ પ્રયત્નો કર્યા. તેથી ૮૦ ટકા પૂજા કરનારાઓ સ્વદ્રવ્યથી પૂજા કરતાં થયા; અને કોઇ પૂજા કરતાં ન રહી જાય તે માટે કેસરની વાટકીઓ સ્વદ્રવ્યથી પૂજા કરનાર ભાઇઓ મુકતાં. પરંતુ શક્તિવાળા હોવા છતાં પારકું વાપરવાની મનોવૃત્તિવાળાએ કેસર રાખવાનો આગ્રહ રાખ્યો; તેથી આપને પૂછાવ્યું, આપની પાસે આવી રૂબરૂ વાત કરી. આપે સ્વદ્રવ્યથી પૂજા ન કરે તો પાપ બંધાય તેવું બોર્ડ મુકવા માટે સંમતિ આપી. છતાં, અંગત કારણસર મન દુઃખથી વેરવાળવાની હલકી વૃત્તિથી, શાહ કાંતિલાલ ચુનીલાલ તથા શાહ મનહરલાલ પ્રભુદાસે ખટપટ શરૂ કરી. તેમાં સાધુ મહાત્માઓનો ઉપયોગ કર્યો. થોડા દિવસ બાદ

# સિદ્ધાંતની વાતો કરનાર સિદ્ધાંત વિહોણું જીવે તેની ગતિ

કાંતિભાઇનો આપના નામથી લખેલ પત્ર હસ્તખત વગરનો આવ્યો. તેમાં લખ્યું કે ચાલી આવતી પ્રણાલિકા બંધ કરવા જેવી નથી. આપ શાસ્ત્ર-વિરૂદ્ધની પ્રણાલિકાને માનશો, તે કદી માનવામાં આવે નહીં, એટલે અમોએ શાસ્ત્રની વાત પકડી રાખી. ધર્મસ્થાનોનો તથા સાધુ મહાત્માનો ઉપયોગ ધર્મ પામેલા સિદ્ધાંતનો નાશ કરવા માટે કદી કરે નહીં. પરંતુ ધર્મમાં સ્વાર્થી, સત્ત્વહીન અને અપ્રમાણિક માયાવી માણસો બુદ્ધિનો ઉપયોગ અંગત સ્વાર્થ સાધવા ખટપટ કરે તે બિચારા દયાપાત્ર છે. આપે પ્રણાલિકાની સલાહ ન આપી હોત તો તેઓ, ધર્મસ્થાનોમાં જે રીતે પાપો બાંધ્યા છે, તે કદી બાંધી શકત નહીં. તેઓ બિચારાઓ ઘણા પાપથી બચી ગયા હોત. જેઓની પાસેથી શાસ્ત્રનો નિર્ણય લેવાનો હોય તે શાસ્ત્રને વફાદાર ન રહે તેથી કેવી પરિસ્થિતિ પેદા થઇ અને તેનાથી કેટલું અનર્થ થયું તે સિદ્ધાંતપ્રેમી મહાપુરુષો પાસે નક્કી કરાવશો. જેથી ખાત્રી થશે કે આમાં વધારે જવાબદાર કોણ ગણાય.

સિદ્ધગિરિ ઉપર ચાતુર્માસમાં ન જવાય, સુતક લાગે, પ્રતિક્રમણ પુરુ થયા પછી સંતીકરણ બોલવું જોઈએ, બે તિથિ ન હોય—આવી અનેક પ્રણાલિકાને બદલી શાસ્ત્ર સુજબની આરાધનાની વાતો કરનારે કેસર-સુખડની પ્રણાલિકાને મહત્ત્વ આપી શાસ્ત્રનો ભયંકર દ્રોહ કર્યો છે, તે આપના વચનથી જ સિદ્ધ થાય છે. આપે શાસ્ત્ર વિરૂદ્ધની પ્રણાલિકાને મહત્ત્વ આપી શાસ્ત્રને વળગી રહેનારનો વિશ્વાસઘાત કર્યો છે. આપને કોઇ સિદ્ધાંત નથી. આપની પ્રતિષ્ઠા સચવાતી હોય તો ગમે તે અને ગમે તેવી રીતે કરી શકો છો, તે ઉપરની વાતોથી સિદ્ધ થાય છે. અમોને હવે પાકી ખાતરી થઇ ગઇ છે કે જે કોઇ સિદ્ધાંતપ્રેમી આપના ભરોશે કામ કરશે તો તેના જીવનની મોટામાં મોટી ભૂલ હશે અને તેની કિંમત ઘણી ચુકવવી પડશે. સિદ્ધાંતની વાતો કરનાર સિદ્ધાંત વિહોણું જીવન જીવે તેની ગતિ શી થાય તે શાસ્ત્રદૃષ્ટિએ ગીતાર્થ ભગવંતો નક્કી કરી શકે.

શાસ્ત્રની અને સિદ્ધાંતની વાતો સમજાવી એકાંતે મોક્ષની આરાધના માટે ધર્મસ્થાનો ઊભા કરવા જોઇએ, તેવો ઉપદેશ આપેલ. આપના વિશ્વાસે પુન્યશાળીઓએ લાખો રૂપીયા ખર્ચી ધર્મને ટકાવવા માટે સ્થાનો ઊભા

કર્યા. તે જ ધર્મસ્થાનોમાં ધર્મ વિરૂદ્ધની પ્રવૃત્તિ કરી અસંયમી જીવન જીવાય છે, તેવી આપની પાસે વિનંતી કરે તો તેના બદલામાં માર પડે, અને સંયમના ખપી આત્માઓ વધારેમાં વધારે દુઃખી કેમ થાય તે માટે પ્રયત્નો થાય. તેથી ધર્મસ્થાનોમાં પૈસા આપનારાઓનો તેમજ સંઘનો ભયંકર અપરાધ કરેલ છે કે કેમ તે આપે નક્કી કરવાનું છે. આપને શાસ્ત્રની વાતો કરવામાં પ્રતિષ્ઠા વધારવા સિવાય બીજું કોઇ લક્ષ નહોતું, તે ઘણી હકીકતોથી તેમજ અનુભવથી નકકી થાય છે. ધર્મ ને શાસ્ત્ર પ્રત્યે અંતરનો રાગ હોત તો ધર્મસ્થાનોમાં કદી અસંયમીઓ ટકી શકે નહીં. સંઘમાં મહાન જૈનાચાર્યની ખ્યાતી પામેલા શાસ્ત્ર ને સિદ્ધાંતની વાતોમાં જ રહે અને આચરણમાં કે અમલમાં કાંઇ ન હોય તો તેમને માટે અમારે કાંઇ કહેવું નથી, તેનો ન્યાય ગીતાર્થ મહાપુરુષો જ કરશે.

આપની જગતમાં એટલી બધી ખ્યાતી વધી ગઇ હતી કે આપના સિવાય આ કાળમાં ભગવાનનો માર્ગ ટકાવી શકે તેવા કોઇ નથી; તેથી આપના ગુણનું વર્ણન સાંભળતા ત્યારે અમોને ખુમારીનો કોઈ પાર નહોતો : અમારું કેટલું સદ્ભાગ્ય કે આપના જેવા ગુરુ અમોને મળ્યા; પરંતુ જ્યારે અનુભવથી જાણ્યું કે આ બધા ગુણનો વ્યવસ્થિત પ્રચાર હતો અને કુશળતાપૂર્વકની ઈન્દ્રજાળ હતી. તે વાત જાણવામાં આવી ત્યારે અમોને આઘાતનો કોઇ પાર રહેલ નથી. ભાવિભાવ.

આપે સત્ય હકીકત સ્વીકારવા જેવી તાકાત કેળવી હોય તો ગઈ ગુજરી ભૂલી જઇ, આપને જે શક્તિ મળી છે તેનો સદ્ઉપયોગ કરી, છેલ્લી જિંદગીમાં, આત્મિક શાંતિ માટે, એવો નિર્ણય કરો કે અમારું મસ્તક જગતમાં ઊંચું લઇને ફરી શકીએ.

શ્રી ભીલડિયાજીમાં આપે કહેલ છે કે આવતી સાલ, પીંડવાડા ચોમાસું કર્યા પછી, ગચ્છાધિપતિ તરીકે પૂ. આચાર્યદેવશ્રી વિજયભુવનભાનુસૂરીશ્વરજીને નીમવાના છો. આ વાત ખરેખર સત્ય હોય તો આવો લાંબો ટાઈમ કાઢવામાં કાંઈ ફાયદો નથી. જેટલી વહેલી નિવૃત્તિ

લેવાશે તેમાં આપનું અને સંઘનું કલ્યાણ છે. પરંતુ તેમાં કોઈ રમત હશે તો ગુમાવવાનું ઘણું થશે. હવે આપના હાથથી જ કોઈ રમત રમાશે તો આપને અને જૈન શાસનને મહાન નુકશાન થશે. એ જ વિનંતી. અમારી વેદના હવે પછી જણાવશું.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૧૫-૭-૮૧

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂજ્ય **આચાર્યદેવશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, શ્રી ડીસા.

લી. સેવક **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વન્દના સ્વીકારશોજી.

આપને રજીસ્ટરથી બે પત્રો લખેલ છે. તે વાંચી પ્રામાણિકપણે વિચાર કરવા નમ્ર વિનંતી છે. તેમાં દરેકનું કલ્યાણ છે.

આપની દેશનાના પ્રભાવે ભગવાનનો માર્ગ ગમી ગયો, તેમાં આપનો મહાન ઉપકાર છે. ભગવાનના સુગુરુ કેવા હોય તે માટે આપે સાચી સમજણ આપી. તેથી અમો એટલા બધા મક્કમ થઇ ગયા હતા કે સુસાધુ સિવાય બીજે ધર્મ ન હોય. તેથી શાસ્ત્રની આજ્ઞા વિરૂદ્ધનું જીવન દેખાય ત્યાં કદી જવાનું મન થતું નહીં. આપે કહેલ કે શાસ્ત્ર આજ્ઞા વિરૂદ્ધનું ગુરુનું જીવન હોય તો તેને પણ છોડી દેવા જોઇએ. આપ જેવો ઉપદેશ આપો છો તેવું જ આપનું તથા આપના સાધુઓનું જીવન સંયમી હોય તેમ માની આપની નિશ્રા સ્વીકારી અને તેનું અમોને ખૂબ ગૌરવ હતું કે આપ જેવા મહાપુરુષની કૃપા અમોને મળી. પરંતુ આપને ત્યાંથી સ્થિતિ સાંભળવા મળી ત્યારથી દુઃખનો કોઇ પાર નથી. આ સંસાર છે; દરેક જીવો કર્મને વશ છે, પૂર્વધરો પણ પડ્યા છે; એટલે જે કાંઇ બને તેમાં નવાઈ જેવું નથી.

આપે મહાન દેખાવા માટે ઘણા ઉત્તમ મહાત્માઓની કુશળતાપૂર્વક નિંદા કરી છે, તેમાં આપને ત્યાંના અસંયમનો કોઇને ખ્યાલ ન આવે તે માટેના આપના પ્રયત્નો હતા. ચારિત્રસંપન્ન મહાત્માઓ પ્રત્યે દરેકને ભાવ ઘટી જાય તે માટે ઘણી માયા કરી છે. તેથી ઘણા આરાધક આત્માઓ પવિત્ર મહાપુરૂષોની સેવાથી વંચિત રહ્યા છે, તે સત્ય હકીકત છે.

## આપના ખૂબ રાગી હતા....આપને સમર્પિત હતા

શ્રી રાજુભાઇ આપના ખૂબ રાગી હતા. આપ પ્રત્યે પૂજ્યભાવ ઘણો હતો. તેથી આપને સમર્પિત હતા, તે આપ સારી રીતે જાણો છો. આપનો ખૂબ લાભ મળે તે માટે પ્રયત્ન કરતા હતા. તેઓને સંયમનો અથાગ રાગ હોવાથી રાજકોટનું પ્રકરણ ઊભું થયું. રાજકોટમાં પર્વની આરાધના કરવા આવ્યા ને ઘણા સાધુઓની સ્થિતિ અસંયમી તરીકેની જોઇ. તેથી તેમને ખૂબ દુઃખ થયું. આપશ્રી પાસે ખૂબ વિનંતીપૂર્વક વાતો કરી અને આપે સાંભળી. તેની વાતો કબૂલ રાખો તો અસંયમી સાધુઓને દુઃખ થાય. તેવાને દુઃખ લાગે તેવી કહેવાની આપની સ્થિતિ નહોતીઃ લાચાર હતા. એટલે વાતો બંધ ન થાય તો આપને સાંભળવું પડે. તેથી ભયંકર કાવતરું રચ્યું અને તેમાં આપે બુદ્ધિનો ઉપયોગ ર્ક્યો. તેથી સાધુઓને ન શોભે તેવું કાર્ય કરવા છતાં જગતની દૃષ્ટિએ, ગુરુભક્તિના રાગે, સામાન્ય થયેલ છે તેવો દેખાવ કર્યો અને પ્રચાર કર્યો. સત્યને મારી નાખી અસત્યનો આશરો લીધો. શ્રી રાજુભાઈ આપની પાટ પાસે બેઠા હતા. આપ પાટ ઉપર બેઠા હતા. આપની પાસે વાતો કરે છે. તેમાં અસંયમી સાધુઓ, અમારા ગુરુનું અપમાન કરો છો-તેમ કહી, તેમના ઉપર તૂટી પડ્યા. આપને વિનંતી કરે છેઃ સાહેબ! સાધુઓ મારે છે, આપ કહો. પણ આપ એક શબ્દ ન બોલ્યા. આપની હાજરીમાં તાકાત નથી કે કોઈ સાધુ આવી રીતે મારી શકે. આપે વ્યવસ્થિત રીતે કરેલ આયોજન તેનું પરિણામ છે. આપનું મન કેટલું કલુષીત હશે ત્યારે, આપ શાંતિથી જોઈ શકયા. અસંયમી સાધુઓને મારથી સંતોષ ન થયો. એટલે તે વધારે કેમ દુઃખી થાય તે માટે તેની સંભાળ લેવા કોઈ જાય નહીં, દવાનો કોઇ ભાવ પૂછે નહીં, ખાવાની તથા રહેવાની અગવડ પડે તે માટેના પ્રયત્નો કર્યા. તેની મદદે આવેલાઓને તેઓ ન મળે તેવું વાતાવરણ ઊભું કરાયું. પક્ષની આબરું સાચવવા અજ્ઞાન અને ભોળા લોકોએ જે રીતે કાર્યવાહી કરી છે તે સજ્જન માણસો આવી રીતે કરે, તે કલ્પનામાં બેસે નહીં. તેમાં તેઓશ્રીનો દોષ જરાપણ નથી. કારણ કે અધમ કાર્ય કરવા છતાં નિર્દોષ તરીકે ખ્યાતી મેળવવી હોય ત્યારે આવી રીતે અસત્યનો આશરો લેવાય તો જ પ્રતિષ્ઠા સચવાય. પ્રતિષ્ઠા

સાચવવા માટે નીતિનું ધોરણ પણ ખલાસ કરે. આપ નહીંતર આવી કાર્યવાહી કરો નહીં. આવી કાર્યવાહીથી કેવું પાપ બંધાય તે તો જ્ઞાની ભગવંતો કહી શકે. આપે કલિકાળના જીવોના ગુણનું વર્ણન કરેલ છે તે આપે પ્રત્યક્ષ બતાવી આપ્યું છે.

મુસલમાનના ધર્મગુરુ ઇસ્લામ ખતરામાં છે માટે હિંદુઓનો જેમ વધારે નાશ થાય તેમ ખુદા ખૂબ રાજી થશે તેવી સમજણ આપી વેરની પરંપરા વધારે છે, તેવી આપે ગુરુભક્તિના નામે પ્રેરણાઓ કરી કે શાસનની અપભ્રાજના ન થાય તે માટે ગમે તે કરીને સત્ય હકીકત બહાર આવવી જોઇએ નહીં. તેમજ સંયમીઓની ચિંતા કરનારને વધારે ત્રાસ કેમ થાય તે માટે પ્રયત્નો કરવાની સલાહ આપી. બહારથી આવેલા ભાઇઓને આપની રમતની ખબર નહીં હોવાથી આપના પ્રત્યેના રાગના કારણે આપે માયાવી કરેલ વાતો સાચી માની. બીજી કોઈ તપાસ કરી નહીં ને કરી હોય તો આપની વિરૂદ્ધની વાત માનવા તૈયાર નહીં. તેમાં તેઓનો મુદ્દલ દોષ નથી, કારણ કે આપની કાર્યવાહીથી તદ્દન અજાણ હતા. અને અમુક ભાઇઓ સત્ય હકીકત જાણતા હતા, પરંતુ આપની આબરૂને સાચવવા માટે, સત્ય હકીકતને દાબી દેવા માટે, તનતોડ પ્રયત્ન કરતા હતા.

શ્રીયુત નરોત્તમદાસભાઇને બે મહિના અગાઉ આપની તથા આપના અસંયમી સાધુઓની પરિસ્થિતિની ખબર પડી ગઈ હતી તેની પાકી ખાત્રી કરી લીધી હતી. તેમને શાસનનો ખુબ રાગ હતો અને આપના પ્રત્યે ખુબ ભક્તિભાવ હતો. તેથી આપની નિંદા ન થાય તે માટે પ્રામાણિક ઉપાય કરવા માટે મહેનત કરી. તેમજ આપના પાપના કાર્યમાં જરાપણ મદદ કરવી નહીં, તેવા મક્કમ વિચારના હતા. તેથી આપની પાસે નહીં આવતા શ્રી રાજુભાઈ પાસે જઈ તબિયતના ખબર પૂછી દવા વિગેરેનો પ્રબંધ કર્યો. તેમની શાંતિ થાય તે માટેના પ્રયત્નો કર્યા; અને શાસનની અપભ્રાજના ન થાય તે માટે કોઈ જાહેરાત ન કરે અને વહેલાસર ઘરે જાય તે માટે સમજાવવની મહેનત કરી; અને તેમને ઘરે વહેલાસર મોકલી દીધા. સંયમી મહાત્માઓને આપનો તથા

# અસત્યનો આશરો લેવાય તો જ પ્રતિષ્ઠા સચવાય !

આપના અસંયમી સાધુઓનો ઘણો ત્રાસ હોવાથી હવે તેઓ આરાધના કરવા સારી રીતે રહી શકે તેવી તેમની સ્થિતિ ન હતી. તેથી તેઓની સુંદર આરાધના કેમ થાય તે માટે પ્રયત્ન કર્યા.

વ્યવસ્થિત રીતે અસંયમીઓની પુષ્ટિ થાય તેવો દાખલો ઇતિહાસ-માંથી સાંભળેલ નથી. આપ જાણતા હોય તો મને ખબર નથી.

અત્યાર સુધી આપે દેશનામાં સમજાવેલ છે કે પાપ કરવા કરતાં પાપને છૂપાવવું અને તેનો બચાવ કરવો તે ભયંકર છે. આવી શાસ્ત્રીય વાતો આપે ન સ્વીકારવી તેથી ગમે તેવા પાપો કરો અને છુપાવવા માટે ગમે તેવા કાવાદાવા કરો તેમજ શ્રી કાંતિભાઈ પાપનો બચાવ શાસનના હિતના નામે ગમે તેટલો કરે, પરંતુ હવે સત્ય વસ્તુ ચતુર્વિધ સંઘમાં જાહેર થઇ ગયેલ છે. એટલે અસત્યનો પ્રચાર જેમ વધારે કરશે, તેમાં ભયંકર નુકશાન આપને થવાનું છે. આ રીતે કાંતિભાઇ ચાલુ રાખશે તો આપની પ્રતિષ્ઠાનો તેમજ આપનો આત્મિકઘાત તેમના હાથથી જ થશે તે આપને ટાઈમે ખબર પડશે.

આપને સલાહ આપનારે ભગવાનના માર્ગને વફાદાર રહીને, શાસ્ત્ર સામે રાખીને, આપી હોત તો આજે સ્થિતિ આપની પાસે છે તે કદી થાત નહીં. પાપોને ઢાંકવા અને તેને માટે ગમે તેવો અસત્યનો ટેકો લેવો પડે તો લેવો, તેવી સલાહ આપનારને ખબર ન પડી કે તેનું પરિણામ, અશુભનો ઉદય આવશે ત્યારે, ખતરનાક આવશે. આપ મહાન બુદ્ધિશાળી હોવા છતાં તેનો સદુપયોગ કરી શકો તેવી આપની સ્થિતિ રહી નથી. માટે આપ કોઈ મહાન સંયમી, શાસ્ત્રને વફાદાર આચાર્યભગવંતની સલાહ લઈ શાસ્ત્ર સુજબનો માર્ગ લેશો. તેમાં આપનું તથા શાસનનું હિત છે.

જૈન શાસનમાં એક મહાન જૈનાચાર્ય ભગવાનના માર્ગની દેશ-ના ઊંચામાં ઊંચી આપે અને "સંયમ વિના મુક્તિ કોઈની નથી" તેવી તેમની વાતો સાથે રહેલા સાધુ રોજ સાંભળે, છતાં આવા અસંયમી બને અને તેઓના ભાવપ્રાણ નાશ પામે તથા આપ તેની ઉપેક્ષા કરો તેનું કારણ અસંયમનો રાગ છે.

## સત્ય હકીકત જાહેર થશે ત્યારે આપનો વિશ્વાસ....

રાજકોટના પ્રસંગથી આપ વિચારશો કે અસત્યનો આશરો લીધો તેમાં આપને કેટલું નુકશાન થયું છે ? પ્રામાણિકપણે વિચારશો તો આપને પણ ખાત્રી થશે કે મેં મારા જીવનમાં શું કર્યું છે.

શાસનની મલીનતા કેટલી થઇ તે આપ વિચારશો.

સમર્થ આચાર્યની બેઆબરુ કેટલી થઇ તે આપ વિચારશો.

અસત્યનો આશરો લઇ લોકો પાસે સાચા થવા માટે દીનતા અને દંભ કેવા કરવા પડ્યા તે આપ વિચારશો.

ધર્મસ્થાનોનો ઉપયોગ કર્મબંધ થાય તેવા કાર્યો કરવાથી પૈસા આપનારનો તેમજ સંઘનો વિશ્વાસઘાત કેટલો થયો તે આપ વિચારશો.

આપની પાસે રહેલા ઘણા સાધુઓની આત્મિકચિંતા કરી નહીં, સ્વાર્થી સાધુઓએ પોતાની અંગત લાલસા માટે દંભ અને માયા કરી જીવનને બરબાદ કર્યું અને આપનો પણ આત્મિકઘાત થાય તેવી રીતે ભક્તિ કરી, તેનું પરિણામ કેવું આવ્યું તે વિચારશો.

આપની દેશનાનો પાવર ખલાસ થતો જશે. કારણ કે આપની વાતો ઉપર વિશ્વાસ બેસશે નહીં. તેમજ આપની વૃદ્ધ ઉંમરે અશાંતિનો પાર નહીં રહે. આબરૂ સાચવવા અસત્યનો આશરો લીધો અને અયોગ્યનો ટેકો લેવો પડ્યો, તેથી કેટલું નુકશાન થશે તે આપ વિચારશો.

આપની અત્યાર સુધીની અપ્રામાણિક કાર્યવાહી સામે જે લોકોએ પ્રામાણિક રીતે વાતો કરી તેની પ્રતિષ્ઠા ઘટાડી નાંખી. તેની વાતોને લોકો વજન ન આપે તેવી સ્થિતિ પેદા કરવા માટે બુદ્ધિપૂર્વક અત્યાર સુધી કામ કરેલ છે. તેમાં આપનું પાપાનુબંધી પુન્યનું જોર ઘણું હતું તેથી દરેક કાર્યની ફાવટ આવતી ગઇ. આપના પ્રત્યે ખૂબ રાગના કારણે આપ સત્યવાદી, મહા સંયમી, ચારિત્ર સંપન્ન અને પ્રામાણિક શાસ્ત્રને જ વફાદાર છો તેવી માન્યતાથી લોકો આપની વાત પ્રમાણભુત માનતા હતા. તેથી દિનપ્રતિદિન સાધુતાની ફજેતી લોકો નજરે જોવા છતાં મહાપુરુષની પ્રસિદ્ધિ મળતી ગઇ. હવે આપની પાસેની પોલ ખુલ્લી પડી ગઈ

છે અને જેમને ખાત્રી થઈ ગઈ છે. આપની વાતો ઉપર તેમનો વિશ્વાસ ઉઠી ગયો છે. જગત સમક્ષ સત્ય હકીકતો જાહેર થશે ત્યારે આપની ઉપરનો વિશ્વાસ ખતમ થઈ જશે.

અમોને બધી ખબર પડી જવાથી, કોઇ અઘટીત બનાવ ન બને તે માટે, રાજકોટનું પ્રકરણ બન્યા પહેલાં, આપને વિનંતી પત્ર લખેલ છે. આપ ૫–૭ ચારિત્ર સંપન્ન મહાત્માઓ સાથે લઇ સુરેન્દ્રનગર સ્થિરવાસ કરવા પધારો. આપનો અમારા ઉપર મહાન ઉપકાર છે, તેનું ઋણ અદા કરવા અમોને લાભ આપો-તેવી વિનંતી એટલાજ માટે કરી હતી કે હવે કાવાદાવા કરી પાપોને ઢાંકવા પ્રયત્નો કરશો તો તેમાં આપ કદી ફાવશો નહીં. કારણ હવે અશુભનો ઉદય શરૂ થયો છે તેવી ખાત્રી થવાથી મારી ફરજ બજાવી. પરંતુ આપે મારી વાત ઉપર ધ્યાન ન આપ્યું. ભાવિભાવ હજુ શાસ્ત્રદૃષ્ટિએ વિચાર નહીં કરો તો પરિણામ કેવું આવશે તે તો જ્ઞાની ભગવંતો જાણે. હવે પ્રતિષ્ઠા નાશ ન પામે તે માટે સત્યનો આશરો શાસ્ત્રને આંખ સામે રાખી લેશો, તેમાં આપનું તથા સકલ સંઘનું હિત સમાયેલું છે.

અમારી પ્રવૃત્તિથી આપને આનંદ થવો જોઇએ કે મારો ખરો ભગત મને પાપના કાર્યમાં સહાય કરે નહીં, પરંતુ પાપથી પાછા વાળવા માટે પ્રયત્ન કરે. તેમજ અસત્યને કદી ટેકો આપે નહીં. આવો સુંદર વિચાર આવશે તો સાધુતાની પવિત્રતાને બચાવી લેવાના વિચારો આવશે. પરંતુ મિથ્યાત્વના ઉદયથી મમત અને કદાગ્રહ વધતો જશે તો આપના જ હાથે સાચી સાધુતાનો નાશ થશે, તેમાં જરા પણ શંકા નથી. એ જ વિનંતી. મારી વેદના હજું હવે પછી.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૨૮-૭-૮૧

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યદેવ **શ્રી વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, નવા ડીસા.

લી. **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપ ને રજીસ્ટરથી ત્રણ પત્રો લખેલ છે, તે ઉપર વિચારશોજી.

ભગવાનના માર્ગને સાચવવા માટે, તિથિ આરાધના સાચી રીતે થાય તે માટે, ગમે તેવા ઉપસર્ગ આવે તે સહન કરવાની, છેવટ એકલા રહેવાની તૈયારીની વાતો કરી. લોકોને આરાધનાની વાતો સમજાવી અને વિરાધનાથી કેટલો દોષ થાય તે સમજાવ્યું. તેથી સત્ય અને સિદ્ધાંતનો પ્રેમ હતો તેઓએ આપની વાત સ્વીકારી; અને તેને માટે જેટલો ભોગ આપવો પડે તેટલો આપ્યો. માર્ગને સાચવવા તનતોડ પ્રયત્ન કર્યા. તેનું પરિણામ એ આવ્યું કે ગામોગામ સત્યના આગ્રહી થયા અને કુસંપના બીજ વવાયાં. છતાં તેની પરવા કરી નહીં. તેમાં કેટલું સહન કરવું પડ્યું છે તે સૌ જાણે છે. આપના વચન ઉપર વિશ્વાસ રાખી ધર્મ આરાધના સુંદર રીતે થાય તે માટે પ્રયત્નો કરતાં હતાં. પરંતુ આપના જીવનની જે લોકોને ખબર હતી તેઓ કહેતા હતા કે શાસ્ત્રની વાતો તેમની મલીનતા ઢાંકવા માટે છે, સિદ્ધાંત સાથે કોઇ સંબંધ નથી. પરંતુ અમો તેવી વાતો માનવા તૈયાર નહોતા. તેથી સ્થાનો ઊભા કરવા અને સાચી આરાધના લોકો શાંતિથી કરે તે માટે ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ આપે સત્ય સાચવવા અને એકલા રહેવા તથા પ્રસંગ આવે તો ગુરુને છોડવા પડે તો છોડી દેવાની વાતો કરનારની પાછળ મોટો વર્ગ હોવાથી એકલા રહેવાના નહોતા. છતાં આપે બે પૂનમની બે તેરસ સ્વીકારી. કારણ કે પીંડવાડાની વાટાઘાટોમાં જ્યારે આપના ટેબલ ઉપર અંગત જીવનના કાગળો મુકવામાં આવ્યા ત્યારે આપ લાચાર બની ગયાં. આપે તે જ વખતે ભગવાનની આજ્ઞા મુજબ જીવન જીવવાનો નિર્ણય કર્યો હોત તો આપના હાથથી સાચી આરાધના કદી મરી જાત નહીં. આપને સિદ્ધાંત કરતાં અસંયમનો રાગ ઘણો હતો તે પૂજ્ય ગુરુદેવના ધ્યાનમાં આવવાથી તેઓને ઘણું જ દુઃખ હતું. તેઓશ્રીને લાગ્યું કે તિથિ સાચવવા અસંયમ ઘણો વધી જશે,

# શાસ્ત્રની વાતો તેમની મલીનતા ઢાંકવા માટે છે

સાધુતા નષ્ટ થઈ જશે તો શાસનનો નાશ થશે—તેવી તેમની દીર્ઘદૃષ્ટિથી તેઓને તિથિની આરાધના સાચી થાય તેવો તેમનો ખૂબ આગ્રહ હોવા છતાં તેમને નુકશાન ઘણું દેખાણું; એટલે તિથિની માન્યતા સચવાય તે માટે પટ્ટક કરી સંયમની રક્ષા માટે સંઘની ઐક્યતાની જરૂર લાગી, ને તેથી જ તિથિનો આગ્રહ મુકી દીધો. તેમાં તેઓશ્રીનો ચારિત્ર પ્રત્યે અખંડ પ્રેમ જ કારણભૂત હતો, તેમ આજની સ્થિતિ જોતાં લાગે છે. પૂ. ગુરુદેવે દીર્ઘદૃષ્ટિથી કરેલ કાર્ય સફળ ન થાય તે માટે હજુ આપના પ્રયત્નો ચાલુ છે. અસંયમના રાગે સિદ્ધાંત સચવાણો નહીં તે સત્ય હકીકત છે. તિથિની વાતો નામની રહી છે, સાચી આરાધના ખતમ થઇ ગઈ છે. છતાં સંઘની ઐક્યતા ન થાય તે માટે આપ પૂરેપૂરા સજાગ છો તેનું કારણ આપને મહાવ્રતો પાળવા માટે કોઇ ઉલ્લાસ નથી. આપના ઘણા સાધુઓને પણ મહાવ્રતોની કિંમત નથી. છતાં જગતમાં મહાત્યાગી, મહાસંયમી તરીકેની ખ્યાતિ પામ્યા તેમાં આપની વાણીનો પ્રભાવ ખરો, પરંતુ પાપાનુબંધી પુન્યના જોરે આપને સફળતા મળી છે.

સંયમનો આધાર નિર્દોષ ગોચરી છે. તે માટે શાસ્ત્રદૃષ્ટિએ કહેલ કે સાધુ માટે આધાકર્મી આહાર વિષ્ટા છે. આવું કહેનારા અને સાંભળનારા રોજ વિના કારણે વિષ્ટાનો ઉપયોગ કરે અને પૂરેપૂરી અનુકૂળતા ભોગવવા ગમે તેટલા પાપો લાગે તેનો પણ ડર મુકી ભગવાનની આજ્ઞા ઉપર પગ મુકે તેનું કદી સાધુપણું ટકે નહીં, તેમ આપે શાસ્ત્રદૃષ્ટિએ કહેલ છે, છતાં આજ્ઞાને સાચવવા કદી પ્રયત્નો કર્યા નહીં.

આપનો તથા આપના ઘણા સાધુઓનો વિહાર ભગવાનની આજ્ઞા મુજબનો નહોતો; તેથી સાધુતા શોભતી નહોતી, જૈન શાસનની નિંદા થતી હતી અને ધર્મના નામે મહાન અધર્મ પોસાતો હતો; છતાં ધર્મ સાચવવા માટે કદી પ્રયત્નો કર્યા નથી. આપની દેશના અને આપના જીવન વચ્ચે ઘણું અંતર પડી ગયું છે તેનું પરિણામ છે.

ઘણા મહાત્માઓ કર્મવશ પડ્યા છે. પરંતુ જેમને ડંખ હતો તે કલ્યાણ સાધી ગયા છે. તેઓશ્રીએ જાહેરમાં ઉત્તમ દેખાવવાનો કદી પ્રયત્ન કર્યો નથી.

આપે દેશનામાં કુગુરુના લક્ષણ તથા મિથ્યાત્વનું લક્ષણ સમજાવેલ છે તેથી, આપના ઉપકારના સંબંધે, ઉપકારને નજરસમક્ષ રાખીને લખું છું કે આપના તથા શાસનના હિત ખાતર છેલ્લી વૃદ્ધ અવસ્થાએ ભગવાનના માર્ગને ટકાવવા માટે પ્રયત્નો કરશો તો આપનું અત્યાર સુધીનું જીવનચરિત્ર લખાય છે તેમજ મોટા અનુષ્ઠાનો કરાવી શાસનની પ્રભાવનાના નામે જે હેવાલો બહાર પડ્યા છે તેનો લોકોને સદ્ભાવ ટકી રહેશે. તેમજ આપને પણ શાસ્ત્ર અને સંયમ સાચવવા માટે નક્કર કાર્ય કર્યાનો આનંદ રહેશે.

રાજકોટમાં પ્રામાણિકતાનો આશરો લીધો હોત તો શાસનની મલીનતા થાત નહીં. આપ જે સ્થાને છો તે સ્થાનને શોભે તેવું કહેલ હોત તો આટલો ફજેતો થાત નહીં. શાસનની વફાદારીથી આપે સાધુઓને ઠપકો આપ્યો હોત અને શ્રી રાજુભાઈને સાંત્વન આપ્યું હોત તો આપને પાપને ઢાંકવા પ્રયત્નો કરવા પડે છે તે કરવા પડત નહીં તેમજ દંભ અને અસત્યની પરંપરા વધત નહીં.

સંયમી મહાત્માઓને જે ત્રાસ આપ્યો છે જે સામાન્ય માણસ ન કરે. આવી ભૂલ કરીને આપે એક પ્રકરણ ઊભું કર્યું. હવે તે ભૂલને સુધારી લેવામાં જ મહાનતા છે. માટે કોઈની વાટાઘાટની રાહ જોયા સિવાય આપે જ સંયમી મહાત્માઓને જે રીતે સંતોષ થાય તેમ કરવું જોઈએ અને પરિપત્રથી, અન્યાય કરેલ છે તેમને, પુરેપુરો ન્યાય મળે તેમ કરી લેવું જોઈએ, તો જ આપની પ્રતિષ્ઠા વધશે.

તિથિની માન્યતા સાચવવા માટે શક્ય પ્રયત્ન કર્યા છે. હજુ સંયમ માર્ગને સાચવવા વહેલામાં વહેલી તકે સંઘની ઐક્યતા થાય તેવા પ્રયત્નો કરવા જોઈએ. આપની હાજરીમાં ઐક્ય નહીં થાય તો પૂ. ગુરુદેવની ભાવનાને અસંયમના કારણે આપે નષ્ટ કરી નાખી છે

તેવું આપના માથે કાયમનું કલંક રહેશે. આવા કલંકથી બચવા માટે વહેલામાં વહેલી તકે સંઘની ઐકયતા કરવાના પ્રયત્નો કરવા જોઇએ, તેમાં આપની શોભા વધશે. આપે ધર્મસ્થાનો મોક્ષની આરાધના સારી રીતે થાય તેમ કહીને ઊભા કરેલ છે. તેમાં અસંયમ ન પોષાય તે માટે—

૯ વાડોનું પાલન સારી રીતે થવું જોઇએ અને તેના ઉપાયો કરવા જોઇએ. વાડોના પાલનમાં ઢીલાસ કોઈની ન આવે તે માટે સખ્ત થવું જોઇએ.

અસંયમી સાધુઓ હોય ત્યાં પૂ. સાધ્વીજી મહારાજ સાહેબના ચાતુર્માસ કરાવવા નહીં.

પૂ. સાધુ મહારાજ સાહેબે પૂ. સાધ્વીજી મહારાજ સાહેબ સાથે કોઇ લેતીદેતીનો વહેવાર કરવો નહીં. પૂ. સાધ્વીજી મહારાજ સાહેબને કોઈ ન મળે તેવી ચીજનો ખપ પડે તો શ્રી વડીલો પાસેથી મંગાવી લેવી.

પૂ. બાપજી મહારાજ સાહેબનો સમુદાય, પૂ. કનકસૂરીશ્વરજી મહારાજ સાહેબનો સમુદાય તથા પૂ. દાનસૂરીશ્વરજી મહારાજનો સમુદાય તેમજ આપની આજ્ઞા માનતા હોય તેમના સમુદાય પાસે નક્કી કરાવી આપો તો આરાધના માટે કરેલા સ્થાનોનો સદ્ઉપયોગ થશે; અને જે જે પુન્યશાળીઓએ લાભ લીધો છે તેમને ખૂબ આનંદ થશે તેમજ આપે સંયમ સારી રીતે સચવાય તેવા પ્રયત્નો કર્યા છે તે જાણી શ્રીસંઘને ખૂબ આનંદ થશે.

સાધુની દીક્ષાતિથિ ઉજવવાની શાસ્ત્રદષ્ટિએ વ્યાજબી હોય તો, પ્રથમ ન ઉજવાય તેમ કહેલ છે તો, આત્માર્થી આત્માઓએ ખુલાસો કરી દેવો જોઇએ; અને શાસ્ત્રદષ્ટિએ ન જ ઉજવાય તેમ હોય તો વહેલી તકે બંધ કરાવી દેવું જોઇએ. આટલી પ્રમાણિકતા રાખવી જ જોઇએ.

શ્રી હસ્તગીરીજીના ટ્રસ્ટને આપે મીલકત સંભાળી ચોકખું કરાવી લેવું જોઇએ. ન થાય ત્યાં સુધી કોઇએ મદદ કરવી નહીં તેવી જાહેરાત

કરી દેવી જોઇએ. દેવદ્રવ્યના સિદ્ધાંતનો ભંગ કાયમ રહેશે તો તેની ચુકતે જવાબદારી આપની ગણાશે અને તેનું ભયંકર પાપ કેવું બંધાય તે આપ શાસ્ત્રદષ્ટિએ સારી રીતે સમજો છો, અને આપે ઘણી વખત કહેલ છે. આપને શ્રી હસ્તગીરીજીના ઉદ્ધારની પ્રતિષ્ઠા કરાવવાનો મોહ ન હોય તો જ આ ભયંકર પાપથી બચી શકશો. ટ્રસ્ટની મીલ્કત ચોકખી નહીં થાય તો શ્રી હસ્તગિરિજીનો ઉદ્ધાર નહીં પરંતુ દેવદ્રવ્યના સિદ્ધાંતના નાશનું પ્રતિક રહેશે અને તેનો કાળો ઇતિહાસ લખાશે ને તેનું મહાન કલંક આપના ઉપર આવશે. આપનાથી સુધારી શકાવવાની શકિત ન હોય તો તુરત તેમાંથી ખસી જવાની જાહેરાત કરી દેવી જોઇએ. જેથી ઘણા અનર્થોથી બચી જવાય.

કેસર–સુખડ બાબત આપે શાસ્ત્રદષ્ટિએ પોતાનું જ કેસર વાપરવું જોઇએ, ન વાપરે તો પાપ જ લાગે, તેવું પ્રતિપાદન ખુબ જોરથી કહેલ. ને તેથી શાસ્ત્રીય વાતનો અમલ સારી રીતે થાય તે માટે પ્રયત્નો કર્યા. શ્રી કાંતિભાઇએ તથા શ્રી મનહરલાલે અંગત વેર વાળવા માટે; ધર્મ-સ્થાનોને નુકશાન થશે, શાસ્ત્રીય વાતનો નાશ થશે, શ્રી સાધુઓની ફજેતી થશે અને આપના વચનની પણ કાંઈ કીમત રહેશે નહીં; તે કોઈની પરવા કરી નહીં. તેમના અશુભના ઉદયે ખટપટ કરી. તેમાં આપની પાસે ' ચાલી આવતી પ્રણાલિકા બંધ કરવા જેવી નથી' તેમ લખાવ્યું.

આવા ધર્મને સમજેલાના હાથથી આવું અકૃત્ય થાય ત્યારે લાગે છે કે તેમને કર્મે ભુલાવ્યા. તે માટે તેઓ બિચારા અને દયાપાત્ર છે; મિથ્યાત્વનો ઉદય હોય તો જ ધર્મસ્થાનોનો આવો દ્રોહ થઇ શકે. પરંતુ આપે શ્રી કાંતિભાઇને સાચવવા માટે શાસ્ત્રનો અને મારો વિશ્વાસ-ભંગ થશે તેનો પણ વિચાર કર્યો નહીં. શ્રી કાંતિભાઈને રાજી રાખવા માટે શાસ્ત્રને આઘું મુકયું તેમાં કેટલું ગુમાવ્યું તેનો વિચાર આપે કરવાનો છે. આપે શ્રી કાંતિભાઇને કેમ રાજી રાખવા પડ્યા તે કારણો હું સારી રીતે જાણું છું, પણ મારે અત્યારે કાંઈ કહેવું નથી; આપ સારી રીતે જાણો છો. મહાન જૈનાચાર્યની ખ્યાતિ પામેલા તેઓ પોતે જ શાસ્ત્રની વાતને વળગી ન રહ્યા તે સત્ય હકીકત છે. હજુ શાસ્ત્રને

સાચવવા અને આપના વચનને સાચવવા આપે કહેલ તે મુજબ બોર્ડ મુકાવી દેવું જોઈએ, તો જ પ્રતિષ્ઠા સચવાશે; અને સ્વદ્રવ્યથી દરેક પૂજા કરતાં થાય તે માટે શ્રી કાંતિભાઈએ તથા શ્રી મનહરલાલે પ્રયત્નો કરવા જોઈએ, જેથી તેઓનું પણ કલ્યાણ થાય. તેઓને સદ્દબુદ્ધિ સુઝશે તો જ આ કાર્ય કરી શકશે.

શાસ્ત્રને સાચવવાં અને સંયમની રક્ષા માટે, મેં લખેલ તેથીએ વધારે, સારા ઉપાયો કરી આપશો તો મને ઘણો આનંદ થશે. પરંતુ મિથ્યાત્વના ઉદયે કાંઈ ન કરી શકો તો પ્રામાણિકતાની ખાતર, આપે જ્યાં જ્યાં ટ્રસ્ટો થયા છે તેમાં, આપની શાસ્ત્રીય આજ્ઞા મુજબ વરતવાની કલમ છે તે રદ્દ કરાવી દેવી જોઈએ અગર આપે સલાહ આપવાનું માંડી વાળવું જોઇએ. કારણ કે આપ શાસ્ત્રને સમર્પિત રહ્યા નથી.

શાસ્ત્ર અને સંયમની રક્ષા માટે પરમ પૂ. આચાર્યદેવશ્રી વિજયકલાપૂર્ણસૂરીશ્વરજી મહારાજ સાહેબે પ્રભુભક્તિ અને જાપથી સલાહ આપી. તપ વિના જાપ સારી રીતે થઈ શકે નહીં તેથી મારા આત્મકલ્યાણ માટે તેમજ શાસ્ત્ર અને સંયમની રક્ષા માટે અષાડ શુદિ ૧૪ થી છઠ્ઠને પારણે એકાસણું કરી છઠ્ઠ કરવાનો નિર્ણય કરેલ છે. મારી શારીરિક શક્તિ પહોંચશે ત્યાં સુધી કરીશ; અને તેમાં જાપ અને તપ થઈ ગયા પછી, તેનું ફળ મેળવવા માટે, શાસનરક્ષા માટે જે જે ઉપાયો સૂઝશે તે કરીશ.

શાસનરક્ષાના લાભ આપે ઘણા સમજાવ્યા છે, તેથી ચિંતા ઘણી થાય છે, તેમાં એક વિચાર એવો આવે છે કે ધર્મ કોઇની પાસે બળજબરીથી કરાવાતો નથી. ઘણા ભારેકર્મી જીવો કોઈની સત્ય વાત સ્વીકારતા નથી અને તેમના જીવનમાં કાંઇ ફેરફાર કરતાં નથી, ઉપરથી દ્વેષ વધારે છે–તો શા માટે પ્રયત્નો કરવા ! બીજી તરફ એમ લાગે છે કે આવા જીવોથી શાસનને ઘણું નુકશાન થતું હોય તો અસંયમીઓના ફંદામાંથી બચવા માટે અને સંયમીઓની રક્ષા માટે પ્રયત્ન કરવા જોઇએ; છતી શક્તિએ મૌન બેસી રહે તો પાપ બંધાય તે ધ્યાનમાં રાખીને કાર્ય કરીએ તો ઘણું કષ્ટ સહન કરવું પડે છે અને ભોગ

પણ ઘણો માગે છે. તો પહેલા વિચાર મુજબ મૌન રહેવું કે શાસન ખાતર જીવનમાં સહન કરવું, તે બેમાં લાભ શેમાં વધારે છે તે શાસન-દેવ બુદ્ધિ સૂઝાડશે તે મુજબ, શક્તિ મુજબ, કેવા પ્રયત્નો કરવા તે વિચારીશ; માટે આપને હાલ પત્ર લખવાનું બંધ કરેલ છે.

આપને છેલ્લી જિંદગીમાં શાસ્ત્ર અને સંયમ માટે નક્કર કાર્ય કરવાની સદ્ભાવના જાગશે તો જ સકલ સંઘનું કલ્યાણ થશે અને ભગવાનનો માર્ગ ટકી રહેશે. એ જ વિનંતી.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૨૨-૯-૮૧

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યદેવ **શ્રી વિજયરામચંદ્ર સૂરીશ્વરજી** મહારાજની પવિત્ર સેવામાં, શ્રી ડીસા.

લી. સેવક **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિ. વિ. સાથ જણાવવાનું કે શાસ્ત્રમાં ઘણા દૃષ્ટાંતો આવ્યા છે કે ગુરુનું કર્મના ઉદયે પતન થાય તે વખતે તેના ભક્તોએ તેમને પાપથી બચાવી તેમની ગતિ ન બગડે તે માટે, સર્વસ્વનો ભોગ આપવો પડે તો આપીને, તેમની સદ્ગતિ થાય તે માટે દરેક શક્ય પ્રયત્નો કરવા જોઈએ. તેથી આપના ઉપકારને ધ્યાનમાં લઇ, તપ-જાપથી મારી પુન્ય પ્રકૃતિ વધારીને આપ મારી વિનંતી સ્વીકારો તેવાં શુભ આશયથી, છઠ્ઠને પારણે એકાસણું કરી છઠ્ઠ ચાલુ કરેલ છે. આજે તેવીસમો છઠ્ઠ છે. જાપ સુંદર રીતે થાય છે. તેથી શાસનના વિચારો આવ્યા કરે છે. શાસનદેવને એક જ પ્રાર્થના કરું છું કે આવા સમર્થ ગુરુને સદ્બુદ્ધિ પેદા થાય તો શાસનનો જય જયકાર થાય અને આપનું પણ મહાન કલ્યાણ થાય, તેથી મને અપૂર્વ આનંદ થાય.

જૈન શાસન પ્રામાણિક અને ગુણાનુરાગીનું શાસન છે. અસંયમીઓ માટે આ શાસનમાં કદી સ્થાન નથી. જૈન સંઘના સ્થંભ ગણાતા ગચ્છાધિપતિનું બિરુદ ધરાવનારા આવા ઊંચે સ્થાને કેવા હોય, જેમાં ચારિત્ર-ત્યાગ, સંયમનો રાગ ને તપના અનેક ગુણોની પરાકાષ્ઠા હોય તે જ આજ સ્થાન ઉપર હોય. આપની વાણીના પ્રભાવથી અને આપના પાપાનુબંધી પુન્યના પ્રભાવે સાધુતાને કલંક લાગે તેવા આપના કાર્યો દેખાય છતાં દાન, તપ માટે લક્ષ્મીનો ઉપયોગ કરી, શાસનપ્રભાવનાના નામે આપની પ્રતિષ્ઠા ખૂબ વધી તેમ તેમ, આપ અને આપના ઘણા સાધુઓ સાધુતાની નિંદા ખૂબ થાય તેમ કરતાં થયા. શીલ અને ભાવ જે શાસનના પ્રાણ છે તેની ઉપેક્ષા કરી, તેથી શાસનના રાગીઓને ઘણું દુઃખ થતું. આપને વિનંતી કરે તો, તેઓની પ્રતિષ્ઠા ઘટાડી, તેમને દાબી દેવાની આપની તાકાતના જોરે કોઈ કાંઈ કરી શક્યું નહીં. તેથી દિનપ્રતિદિન પાપોની પરંપરા વધતી ગઇ. આપે બાહ્યદૃષ્ટિએ જે મેળવ્યું છે તેના કરતાં અનેકગણું આત્મિકદૃષ્ટિએ ગુમાવ્યું છે; અને જીવનને

કલંકીત કર્યું છે. આ સત્ય હકીકત આપના આત્માના હિતચિંતકો કરે ત્યારે, આપ તેને નિંદા, શાસનની ફજેતી અને મલીનતા થાય છે તેમ કહી, જગતની પાસે પાપો છૂપાવવા માટે પ્રયત્નો કરો છો, તે જ આપનું મિથ્યાજ્ઞાન છે.

આપે ઘણી વખત કહેલ છે, કે ધર્મી મહાત્માઓ પાપના ઉદયે પડે અથવા કોઈ નિંદીત કાર્ય જીવનમાં થયું હોય તો તેમણે જાહેરમાં ભાગ લેવો નહીં અને એકાંતમાં બેસી પોતાની સાધના કરે. જાહેરમાં કોઈપણ અનુષ્ઠાનોમાં ભાગ લેવો જોઈએ નહીં, જેથી ધર્મની અને શાસનની નિંદા થાય નહીં. આ વાત આપે તથા આપના ઘણા સાધુઓ-એ સ્વીકારી હોત તો આપના કાર્યથી અનેક ધર્મીઆત્માઓ દુઃખ અનુભવે છે, તે કદી બનત નહીં. આપે શાસ્ત્રને નજર સમક્ષ રાખીને વાત કરેલ છે કે જેઓ સાધુતાને કલંકીત કરવા છતાં સુસાધુતા તરીકે તથા વૈરાગી–ત્યાગી–તપસ્વી મહાત્માઓનો દંભ કરી, સંઘને છેતરતા હોય, તેઓની પક્કડમાંથી શક્તિસમ્પન્ન આત્માઓ ન બચાવે તો સંઘના મહાન દ્રોહી છે. જેવા હોય તેવા કહેવામાં જરાય દોષ નથી કે નિંદા નથી, તે વાત આપ માટે લાગું પાડવી જોઈએ, તો જ સાચી પ્રામાણિકતા છે. જૈન શાસન મહાન પ્રામાણિક છે. ભગવાનના આત્માએ જ્યાં જ્યાં ભૂલો કરી તેની, સાતમી નરકે ગયા ત્યાં સુધીની, શાસ્ત્રકાર ભગવંતોએ જાહેરાતો કરી. ભગવાનનો આત્મા સાતમી નરકે ગયાની વાતો લખવાથી ભગવાનના આત્માની નિંદા થશે તેવો કોઈએ કદી વિચાર કર્યો નથી. જૈન શાસનના શણગારરૂપ મહાત્માઓ જે મહા તપસ્વી, ત્યાગી, વૈરાગી–નંદિષેણ મુનિ, અરણિક મુનિ, સ્નેહ ગુફાવાસી મુનિ–જેવા ઉત્કૃષ્ટ કોટીની આરાધના કરનારે પણ, જ્યારે કર્મને વશથી પડ્યા અને વેશ્યાને ઘેર રહ્યા પછી કોઈ દિવસ મહાત્મા કે મહાપુરુષ તરીકે કહેવડાવેલ નથી; અને પ્રામાણિકપણે વેશને છોડી દીધેલ છે; અને જ્યારે ભૂલ સમજાણી ત્યારે પ્રાયશ્ચિત્ત લઈ ઉચ્ચ કોટીની આરાધના કરી જીવનને ધન્ય બનાવેલ છે. આવા મહાન મહાત્માઓ વેશ્યાને ઘરે ગયા તેવી તેમની હલકી વાતોને પણ શાસ્ત્રકાર ભગવંતોએ પ્રામાણિક-પણે લખી છે. તેઓએ કોઈના પાપને છુપાવ્યું નથી. આવા પુન્યવાન

મહાત્માઓ કેવા ઉત્તમ, કેવા ખાનદાન, કેવા મહાગુણી, કેવા પ્રામાણિક; અને આવા વિશેષ કોટીના ગુણો હોવાથી જ તેઓએ જે પાપો કર્યાં તેને છૂપાવ્યા નથી, તે જ તેમની મહાનતા છે. ભગવાનનો આત્મા હોય કે મહા તપસ્વી–વૈરાગી–ત્યાગી મુનિ કે સમર્થ આચાર્ય હોય, તેમને ભૂલ કરી હોય તો ભૂલ તરીકે જાહેર કરવામાં શાસ્રકાર ભગવંતોએ કોઈની શરમ રાખી નથી, તેમજ તેનો કોઈ બચાવ કરેલ નથી. આ જૈન શાસન છેઃ ગમે તેવા સમર્થ હોય અને પાપ કરે તો તેને કર્મસત્તા કદી માફ કરતી નથી, તે જ જૈન શાસનની વિશેષતા છે અને પ્રામાણિકતા છે. જૈન શાસન પાપથી બચાવવા માટે જરૂર પ્રયત્નો કરે પણ પાપોને ઢાંકવા કોઈથી બચાવ થઈ શકે નહીં. અને જે કોઈ પાપની પરંપરા વધે તે માટે પાપોને ઢાંકવા પ્રયત્નો કરે અને સહાય કરે તો તેઓની દુર્ગતી નિશ્ચિત છે, તેમ મહાપુરુષો જગજાહેર કહે છે.

ભગવાનનો આત્મા મરીચીના ભવમાં સાધુપણું ન પાળી શકયા તેથી પ્રામાણિકપણે સાધુવેશ મુકી ત્રિદંડીનો વેશ ધારણ કર્યો; અને છડેચોક કહેતા કે ધર્મ મારી પાસે નથી. ધર્મ ભગવાન પાસે છે. પોતાની શક્તિથી અનેક પુન્યવાનોને પ્રતિબોધ પમાડી ભગવાન પાસે દીક્ષા લેવા મોકલતા. જ્યારે તેઓ મોહના વશથી ભાન ભુલ્યા, અને મારી પાસે ધર્મ છે તેવી વાતો કરી, તેથી તેઓએ અનંત સંસાર વધારી દીધો; અને અનેકવાર દુર્ગતીમાં ગયા. આવા મહાન ગુણવાળા આત્માઓની પાપ કરવાથી આવી સ્થિતિ થાય છે તેમ કહેવામાં—તથા પૂર્વના મહાપુરુષોના જીવનચરિત્ર વંચાય છે, તેમની જે જે ભુલો થઇ તે વિસ્તારથી લાખો લોકોને કહેવામાં આવે છે તેથી—તેને કોઈ નિંદા કે શાસનની પ્રતિષ્ઠા ઘટે છે તેમ કોઈ કહેતું નથી. પાપોનો એકરાર કરવો–જેવા હોય તેવા દેખાવું તે જ મહાપુરુષોની ઉત્તમતા છે. પાપને ઢાંકી મહાપુરુષ કહેવડાવવું તે તો પાખંડતા છે, તેમ જૈન શાસન પોકારી પોકારીને કહે છે. પૂર્વના મહાપુરુષો જેવા આપનામાં મહાન ગુણો હોત તો, કર્મથી પડ્યા પછી પ્રામાણિકતા, ખાનદાની, સરળતા, સંયમનો રાગ, ગુણાનુરાગીપણા જેવા ગુણોથી આપનામાં કદી મહાપુરુષ કહેવડાવવાની હલકી મનોવૃત્તિ પેદા થાત નહીં, અને આપ ઘણા પાપથી બચી જાત. આપે મહાત્મા મરીચીની માફક નિવૃત્તિ લઇ, ઘણાને પ્રતિબોધ પમાડી, સંયમના ખપી આત્માઓને ચારિત્રસંપન્ન મહાત્મા પાસે

મોકલી સાધુતાને દીપાવે તેવા પકવ્યા હોત તો જૈન શાસનની અપૂર્વ સેવા કરી, જગતમાં પ્રામાણિકતાનો ઊંચો આદર્શ ખડો કરી, જૈન શાસનની પ્રતિષ્ઠા વધારી હોત. હજુ પણ થોડો ટાઇમ છે. તેમાં ઘણું કરી શકાય તેમ છે. પાપનો ડર લાગે તો જ બની શકે.

મહાપુરુષોએ જે પ્રામાણિકતા રાખી તેવી પ્રામાણિકતા રાખી નથી અને તેમની હરોળમાં ખપવા માટે પ્રયત્ન કરવા છે. અજ્ઞાન અને ભોળા લોકો આપને મહાપુરુષ જ માને પણ કર્મસત્તા પાસે આપનો દંભ, માયા કે અસત્યપણું કદી ટકવાનું નથી, તેમાં જરાપણ શંકા નથી.

મુનિજીવન શાસ્ત્ર છે. મુનિ જુવે તે શાસ્ત્રમાં દેખાય. શાસ્ત્રોની વાતો કરનારાનું જીવન અંધકારમય હોય ત્યારે તેઓ ગમે તેવી ઊંચી તત્ત્વોની વાતો કરી ધર્મપ્રભાવનાના કાર્યો કરાવે, પરંતુ જ્ઞાનીની દૃષ્ટિએ તેના કાર્યોની કોઇ કિંમત નથી. કારણ કે પરિણામો માયાવી નિધ્વંસી હોય છે તેથી તેમની વાણીથી જગત છેતરાય છે અને તેઓને મહાપુરુષનું બિરૂદ આપે છે. તેથી પાપોની પરંપરા વધે છે અને કર્મથી ભારે થતા જાય છે. શાસનને ભયંકર નુકશાન થાય છે. લોકોને સમજાવી દેવાની શક્તિ અને કળાથી ને સ્થાનના અભિમાનથી ઘણા અન્યાયો થયા છે. મહાપુરુષો જેવા મહાન ગુણો હોત તો ધર્મના નામે, શાસનના નામે કે શાસ્ત્રના નામે અસંયમ પોષવા સંઘની છિન્નભિન્નતા કદી થાત નહીં. તેમજ મહાસંયમીઓને ત્રાસ આપવાનું અને વધારે કેમ દુઃખી થાય તેવી કાર્યવાહી કરવાનું કદી મન થાત નહીં. તેઓને કોઇ ઠેકાણે સ્થાન ન મળે અને વધારે દુઃખી થઇ મારા શરણે આવે તો બધા પાપો ઢંકાઈ જાય. તે માટે સામાન્ય માણસ ન કરે તેવી વૃત્તિ આપે પેદા કરી જે પાપ બાંધ્યું છે તેના પરિણામો કેવા ભોગવવા પડશે તે તો જ્ઞાની જાણે. અસંયમીઓ કદી સારાસારનો વિચાર કરી શકતા નથી. તેઓને પોતાના સ્થાનનું મહાન અભિમાન હોય છે. તેથી શાસ્ત્રને વફાદાર રહી શકતા નથી. આપ ભુલી ગયા કે આ દેશ હજુ સંયમનો જ રાગી છે. જ્યાં સુધી સંયમના પ્રેમીઓ જીવતા છે ત્યાં સુધી કોઈની તાકાત નથી કે સંયમીઓને દુઃખી કરી શકે. તેમજ સંયમી મહાત્માઓ તેટલા જ સત્વશાળી હતા કે ગમે તેવા

કષ્ટો આવે તો પણ અસંયમીઓના શરણે કદીય ન જવું, તેવા મક્કમ હતા. તેથી જ સંયમની સાધના કરી શકે છે. પરમ પૂ. આચાર્યદેવશ્રી વિજયકલાપૂર્ણસૂરીશ્વરજી મહારાજ સાહેબ તપસ્વી, ચારિત્ર સંપન્ન અને પ્રભુભક્તિથી આરાધના ખૂબ સારી રીતે કરે છે. તેથી સંઘમાં તેઓશ્રી પ્રત્યે પૂજ્યભાવ ઘણો વધતો જાય છે. તેમજ આપના પાસે થોડા ચારિત્ર સંપન્ન મહાત્માઓના ચારિત્રબળના પુન્યથી કોઇ બુદ્ધિપૂર્વકની યોજના કરી, ચારિત્ર સંપન્ન મહાત્માઓને સાથે રાખે. લોકોની પાસે પાપો ઢાંકવા કોઈ યોજના કરી શાસનપ્રભાવનાના નામે હવે કોઈ પ્રવૃત્તિ ન થાય તે માટે આપને નમ્ર વિનંતી પૂર્વક લખું છું કે આપના આત્માનું કલ્યાણ થાય અને છેલ્લી જિંદગી બગડી ન જાય તે માટે દરેક કાર્યથી નિવૃત્ત થઈ, સ્થિરવાસ થઈ, એકાંતે આરાધનામાં લાગી જાવ. તેમાં આપનું અને જૈન શાસનનું મહાન કલ્યાણ છે. આપને હિતબુદ્ધિથી વિનંતી પૂર્વક કહેવા છતાં, આપની શક્તિનો અને જ્ઞાનનો ઉપયોગ કરી જગતને મુર્ખ બનાવી, સાધુતાને કલંક લાગે તેવી પ્રવૃત્તિ ચાલુ રાખશો તો શાસનના રાગીઓ સત્યને પડખે રહીને શાસનસેવા કરવા કદી ચુકશે નહીં. સત્ય હકીકત જગત સમક્ષ મુકી શાસનની અપભ્રાજના થશે અને શાસનની ફજેતી થશે તેવી બીકથી ઘણા મૌન થઈ ગયા અને તેનો આપે લાભ ઉઠાવી, સાધુતાની ફજેતી થાય તેવા કાર્યો કરી, સુસાધુતાની ખ્યાતી પ્રાપ્ત કરી. તેથી સારા ઉત્તમ મહાત્માઓની ઓળખ દુર્લભ બની ગઇ અને સંઘને મહાન નુકશાન થયું છે. તેથી સંઘમાં અંધાધુંધી–અરાજકતા પેદા થતી જાય છે, તે દુઃખદ બીના છે.

અસંયમના પાપે, તીર્થસ્થળો તથા ઉપાશ્રય આદિ ધર્મસ્થાનો જે મુક્તિ મેળવવા માટે હતા, તેનો ઉપયોગ સંસાર વધારવા માટે કરી કેટલા ગુણોનો નાશ થયો અને કેટલા નીચે ઉતરી ગયા તે આપ શાંત ચિત્તે વિચારશો તો, આપને જ તે કાર્યો ઉપર ધિક્કાર પેદા થયા વિના રહેશે નહીં. કર્મ વશ પડાય, પણ ખરેખર પરલોકનો ડર મનમાં બેઠો હોય અને પાપ ખટકતું હોય તો હજુ ઉદ્ધાર થયા વિના રહે નહીં.

આપ સારા થવા લોકો પાસે ગમે તેવો બચાવ કરશો, પરંતુ તે બચાવ કર્મસત્તા કદી માનવાની નથી. માટે માયા–દંભ છોડીને,

સરલતા પૂર્વક, છેલ્લી જિંદગી, કરેલા પાપોનો પશ્ચાતાપ કરી, જીવનને ધન્ય બનાવવા, એકાંતમાં ખૂબ સુંદર આરાધના કરી સદ્ગતીને પેદા કરો. જ્ઞાની શ્વાસોશ્વાસમાં મહા ભયંકર પાપનો નાશ કરે છે. તેથી આપ શક્તિનો ઉપયોગ કરી, આપની નિશ્રાએ આવેલા ઘણા સાધુઓના જીવન કલંકીત બન્યા છે તેમનું પણ કલ્યાણ કરી, શુભ ભાવમાં જીવન પૂરુ કરો. પ્રતિષ્ઠાનો ભય મુકી સરલતા આવે તો, જ્ઞાન અને શક્તિના જોરે, થોડાક ટાઇમમાં ઘણા કર્મો ખપાવી જીવનને ધન્ય બનાવો, તેવું જોવાની સેવકની તીવ્ર ઇચ્છા છે. મારી ભાવના સફળ કરવી કે કેમ તે આપના હાથની વાત છે. હું આશા રાખું છું કે આપ વિચાર કરી શાસનને નિંદાથી બચાવી શકશો. સંસાર કેવો સ્વાર્થી અને ભયંકર છે તે આપ વિચારશો. આપની પાસેથી ધર્મની શાસનસેવાની ઘણી વાતો સાંભળી તેથી આપના ઘણા ભક્તો થયા પરંતુ ભગવાનના શાસનના સારા ભક્તો થયા નહીં. તેથી જ આપના આત્માની તથા શાસનની ચિંતા કરનાર થોડા જ મહાત્માઓ નીકળ્યા. જેમણે સત્ય વાત આપને કરી તે જ આપના હિતચિંતક છે, બાકી તો સ્વાર્થી લોકો શત્રુના કામ કરનારા છે.

જેમ રાજ્યદરબારમાં 'હાજી–હા' કરનાર સ્વાર્થી લોકો હોય છે તેમને રાજ્યની કે રાજા–કોઇની પડી હોતી નથી. તેમ આપની પાસે પાપો ઢાંકવા ખુશામત ખોરો 'હાજી–હા' કરનારા લોકોએ આપની આત્મિક કતલ કરી છે ને શાસનની મહાન કુસેવા કરી છે; અને અભિમાનપૂર્વક ધર્મના નામે સ્વાર્થ સાધી રહ્યા છે; આવા સાધુના ઘાત કરનાર જીવો હોય છે. તેથી કર્મથી પડેલા સારા આત્માઓને બચાવી લેનારાઓને ઘણા કષ્ટો સહન કરવા પડે છે. તેમાં દંભી–માયાવી જીવોનો મોટો હીસ્સો છે. તેઓ બિચારા દયાપાત્ર છે. આનું નામ જ સંસાર છે.

પ્રામાણિકપણે મહાપુરુષોના જીવનચરિત્ર લખાય છે. તેમાં જ્યાં જ્યાં ભૂલો કરીને ભૂલોનો એકરાર કર્યો, તેવી જ રીતે, આપના જીવન-ચરિત્રમાં જ્યાં જ્યાં ભૂલો થઇ છે, તે એકરાર કરી આપનું જીવનચરિત્ર લખાય. ધર્મના મોટા અનુષ્ઠાનના મોટા અહેવાલો બહાર પડે છે

## જેવા હોય તેવા કહેવામાં જરાય દોષ કે નિંદા નથી

## તેમની હલકી વાતોને પણ શાસ્ત્રકારોએ લખી છે

## જેમણે સત્ય વાત કરી તે જ આપના હિતચિંતક છે

તેમાં સાધુતાને કલંક લાગે તેવી ઘણી વાતોને છૂપાવી, સત્ય હકીકતને દાબી દઇ, પ્રતિષ્ઠા જ વધારવામાં આવે છે, તેથી આપની પ્રામાણિકતા નષ્ટ થાય. આ નુકશાન શાસન માટે ઘણું છે તેમ આપનો બધો ઇતિહાસ અપ્રામાણિક થશે, માટે શાસનના હિત ખાતર સત્યનો જં આશરો લેવો જોઇએ.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

ધ્રાંગધ્રા, તા. ૨૩-૧-૮૨

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યદેવશ્રી વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી મહારાજ સાહેબની સેવામાં, અમદાવાદ.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિ. વિ. આપને અગાઉ પાંચ પત્ર લખ્યા તે ઉપરથી મને વિશ્વાસ હતો કે આપ મારી સત્ય વાત ધ્યાનમાં લઈ, સ્થિરવાસ કરી, આત્મસાધના કરી, છેલ્લું જીવન આરાધનામય કરી સદ્‌ગતિને સાધશો; પણ અત્યાર સુધી મમતા અને કદાગ્રહથી જે કાર્યો કર્યા હોય, તેને પાપાનુબંધી પુન્યના પ્રભાવે પૂરેપૂરી સફળતા મળી હોય, તેઓશ્રી કોઈની સત્ય વાત સ્વીકારે તેવી આશા રાખી, તે મારી મૂર્ખાઈ હોવા છતાં, મેં સાહસ કરીને આપને વિનંતી કરેલ હતી. હજુ વિચારવાની તક છે.

આપશ્રીએ દેશનામાં કહેલ છે કે દીક્ષા આપ્યા પછી તેના આત્માની ગુરુ ચિંતા ન કરે, કાળજી ન રાખે અને આત્માનું પતન થાય તેવું જીવન જીવવા છતાં તેને ચલાવે રાખે તે કસાઈ કરતાં ભુંડા છે. તેમજ આપે શાસ્ત્રદૃષ્ટિએ સાધુના આચાર્ય, સંયમી જીવન વિષે ઘણું કહેલ છે, તે આપના માટે નહીં બીજાઓ માટે. આપે તેનો અમલ કર્યો હોત તો આજે શ્રીસંઘમાં ચોથો આરો હોત. શ્રીસંઘના કમનશીબે શકિત સંપન્ન આત્માને કર્મે પાડ્યા અને તેથી દેશના મુજબ અમલ કરી શકયા નહીં. કર્મસત્તાને આપ તદ્દન ભુલી ગયા જેથી શાસનને વફાદાર ન રહેતા પાપો કરવાનો ડર ચાલ્યો ગયો. આપને પાપ પુન્યમાં વિશ્વાસ હોત તો શાસ્ત્ર મુજબની અમોઘ દેશના આપનાર તેથી વિરુદ્ધનું જીવન જીવી જગતમાં આટલા વર્ષો સુધી સારી રીતે પાપોને ઢાંકી વિચરી શકે નહીં અને મહાપુરુષ તરીકે કદી કહેવરાવે નહીં.

આપે સર્વ વિરતીનો ધોધમાર વરસાદ વરસાવ્યો અને બાલદીક્ષા માટે ઝંડો ફરકાવ્યો. તેથી અનેક પુન્યવાન આત્માઓ સંયમને માર્ગે

વધ્યા. પણ આપની નિશ્રા સ્વીકાર્યા પછી એકપણ બાલદીક્ષા ભગવાન-ની આજ્ઞા મુજબનું જીવન જીવી આદર્શ સાધુતાને ન પામ્યા તેમજ યુવાન સાધુઓમાંથી ઘણા અસંયમના રાગી બન્યા. સાધુતાને કલંકીત બનાવવા છતાં તેઓના જીવનની કોઈ કાળજી ન રાખતાં, દિનપ્રતિદિન વધારે અસંયમી બને તે માટે, ધર્મના નામે પ્રસંગો યોજી તેઓના આત્માની ભયંકર દુર્દશા કરી છે. અને થોડા ચારિત્રસંપન્ન મહાત્માઓ પણ ગમે તેવા અકૃત્યો હોવા છતાં સત્વહીન બની શાંત બેસી રહ્યા તેનું પરિણામ જૈન શાસન માટે ઘણું જ ખરાબ આવેલ છે.

આપની દેશનાથી જેઓ ચારિત્ર લઈ પૂ. સાધુ–સાધ્વીજી બન્યા તે ભગવાનની આજ્ઞાને વફાદાર નહીં રહેતા આપને વફાદાર રહ્યા તેમજ ગૃહસ્થો શાસનને વફાદાર નહીં રહેતા આપના રાગી થયા.

આપની શાસ્ત્રની વાતો ખૂબ સાંભળવા છતાં આપના રાગી થયેલા-માંથી થોડા પણ શાસનને વફાદાર હોત તો આપને ઘણા પાપથી બચાવી શકયા હોત અને જૈન શાસનની સેવા કરી હોત. ધર્મના નામે લાખો રૂપીયા ખર્ચવા છતાં એકપણ વ્યક્તિ ભગવાનની આજ્ઞા મુજબ સત્યને પડખે ન રહી–અને સ્વાર્થી બની આપના રાગી બન્યા–તેથી શ્રીસંઘને ઘણું જ નુકશાન થયું છે, તે સત્ય હકીકત સ્વીકારવી જ પડશે.

પૂ. સાધુ–સાધ્વીજીની દીક્ષા પ્રસંગે તેમના વડીલો–સગાસંબંધીઓ-એ તથા શ્રીસંઘે અઢળક દ્રવ્ય ખર્ચી–જૈન શાસનમાં મહાન ત્યાગી–વૈરાગી બની આદર્શ સાધુતાનું જીવન જીવી સર્વ જીવોનું કલ્યાણ કરશે તેવા મનોરથોથી–આપની નિશ્રાએ મોકલ્યા. આપના ઉપર વિશ્વાસ રાખી જે આશાએ મોકલ્યા હતા, તેના ઉપર પાણી ફરી વળી રહ્યું છે. ઉપરથી શાસનમાં ફજેતી થાય તે રીતે સાધુજીવન જીવી રહ્યા છે. છતાં આપને જરાપણ રંજ કે દુઃખ નથી. અને તેનો બચાવ કરવાથી તેઓનો આત્મિકઘાત થઈ રહ્યો છે. તેથી ખાત્રી થાય છે કે આપને સંયમનો–શાસ્ત્રનો સુદ્દલ પ્રેમ નથી. આપની આજ્ઞામાં રહેલા ઘણા સાધુ–સાધ્વીજી મહારાજ ભગવાનની આજ્ઞાને માનનારા રહ્યા નહીં તે સત્ય હકીકત છે, તેના પુરાવાની જરૂર નથી. પ્રત્યક્ષ આંખ ખુલી રાખે દેખાય છે. આપે તેઓશ્રીના જીવનની કાળજી ન રાખી તેની ચુકતે જવાબદારી આપશ્રીની

## શાંત બેસી રહ્યા તેનું પરિણામ ખરાબ આવેલ છે

## આપના રાગીમાંથી થોડા પણ શાસનરાગી હોત તો

## અધર્મને પણ ધર્મ સમજાવી દીધો તેનું પરિણામ છે

છે. તેથી આપે તેમના વડીલોને, શ્રીસંઘને અને શાસનને ભયંકર વિશ્વાસઘાત કર્યો છે. તેમજ શ્રીમંત શ્રાવકભાઇઓએ ધર્મના અનુષ્ઠાને યોજી સાધુઓની પવિત્રતા સાચવવા માટે કાળજી ન રાખી તેથી શાસનને નુકશાન ઘણું થયું છે. પણ તેમાં તેઓશ્રીને દોષ નથી પણ આપે અધર્મને પણ ધર્મ સમજાવી દીધો તેનું પરિણામ છે.

શ્રી શંખેશ્વરજી તીર્થ યાત્રાનો સંઘ શ્રી વિનોદભાઇ વિધિપૂર્વક કાઢવાના છે. તેમની ભાવના સફળ કરવા માટે વીસ–પચીસ સાધુ-સાધ્વીજી મહારાજને મોકલો, જે ભગવાનની આજ્ઞા મુજબ નવ વાડોનું પાલન તથા અષ્ટ પ્રવચન માતાનું જતન કરે. તેથી જ સંઘની મહાન પવિત્રતા વધી જાય. સંયમયાત્રાને મારી નાંખી તીર્થયાત્રામાં જનારા કદી શાસન-પ્રભાવના કરી શકવાના નથી. અજ્ઞાન માણસો વાહવાહ કરે પણ જ્ઞાનીની દૃષ્ટિએ શાસનની અને સાધુતાની ફજેતી છે.

અત્યાર સુધી જે હકીકતો બની છે તેનો બચાવ નહીં કરતા જે પાપો બાંધ્યા છે તેને ઢાંકવાને બદલે નાશ કરવા તેમજ નવા પાપો ન બંધાય તે માટે સ્થિરવાસ કરી આપની આજ્ઞામાં રહેલ પૂ. સાધુ-સાધ્વીજી મહારાજને નવ વાડોનું પાલન તથા અષ્ટપ્રવચન માતાનુ જતન કરે તેવી આજ્ઞા કરશો તો છેલ્લે શાસનને વફાદાર રહી પ્રભુઆજ્ઞાને જીવંત રાખી ગણાશે. તેમાં જ શાસનનું મહાન કલ્યાણ છે. શાસનદેવ આપને સદ્‌બુદ્ધિ આપે તેમજ આપનો આત્મિકઘાત કરનાર સ્વાર્થીઓને સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થાય તેવી પ્રાર્થના કરું છું. સાધુતાની જેટલી પવિત્રતા વધશે તેમાં જ સંઘનું મહાન કલ્યાણ છે. એ જ વિનંતી.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૪-૨-૮૨

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યશ્રી વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી મહારાજ સાહેબની સેવામાં, શ્રી શંખેશ્વરજી.

વિ. વિ. જણાવવાનું કે આપને છ પત્રો લખેલ છે. આપે સર્વ વિરતી વિના કદી કોઈની મુક્તિ થઇ નથી અને થવાની નથી તેમ શાસ્ત્ર દૃષ્ટિએ ઉપદેશ આપી ઘણા પુન્યવાનોને, ભગવાનના સંયમમાર્ગને ટકાવવા તથા આત્મકલ્યાણ સાધવા માટે, સંયમમાર્ગે મોકલ્યા. તેમના વડીલો, સગાસંબંધીઓએ તથા દરેક શ્રી સંઘોએ લાખો રૂપીયા ખર્ચી તથા ત્યાગમાર્ગને દીપાવવા તેમજ જૈન શાસનની તથા ચારિત્ર-ધર્મની ખૂબ પ્રભાવના થાય તે માટે ઘણા પ્રયત્નો કર્યા છે. આપની નિશ્રામાં સેંકડો બાળ, યુવાન, પ્રૌઢ, વૃદ્ધ ભાઇઓ-બહેનોએ સાધુપણુ અંગિકાર કરેલ છે. આપે સાધુપણાની આરાધના ભગવાનની આજ્ઞા-માં છે, તેમ સ્પષ્ટ કહેવા છતાં જેઓએ સાધુપણુ સ્વીકાર્યું તેમને અત્યાર સુધીમાં ભગવાનની આજ્ઞા પાળી છે કે કેમ અથવા પાળવા માટે પ્રયત્નો કરે છે કેમ અને લીધેલ મહાવ્રતનું પાલન સાધુતાને દીપાવે તે માટે કરે છે કે કેમ અને તેઓશ્રી સંઘનું રૂણ અદા કરે છે કે કેમ તેમજ તેઓશ્રીના વડીલોએ તેઓશ્રીની સાધના કેવી થાય છે તેમજ આત્મિક વિકાસ કેવો થયો છે તે સંબંધી આપે ગચ્છાધિપતિ તરીકે કાળજી કરી છે કે કેમ—આ બધી વસ્તુઓનો વિચાર કરતાં તથા પરિસ્થિતિ જોતાં લાગે છે કે મોટા ભાગે વફાદારીપૂર્વક ભગવાનની આજ્ઞાનું પાલન નહીં કરવા છતાં, જગતમાં સાધુની ખ્યાતી મેળવી, શ્રીસંઘ પાસેથી જે લાભો ઉઠાવ્યા છે તેથી ખરેખર શાસનને આશીર્વાદરૂપ છે કે શ્રાપરૂપ છે તે, આપની વૈરાગ્ય અને આજ્ઞાપાલન માટેની દેશના સાંભળ્યા પછી, આપની પાસે કોઇ સત્વશાળી અને વિચારશીલ હોત તો જરૂર કહી શકત કે સાધુ વધ્યા પણ સાધુતાની પવિત્રતા નથી વધી, તેમ જગત સમક્ષ હિંમતપૂર્વક કહી શકત; અને તે માટે કોણ જવાબદાર છે તે પણ, શાસન અને સંયમની રક્ષા ખાતર જરૂર કહી શકત.

આજે ભદ્રિક લોકો ઠાઠમાઠથી ધર્મની કિંમત આંકે છે અને ધર્મ ઘણો વધી રહ્યો છે તેમ કહે છે. પરંતુ શાસ્ત્રદૃષ્ટિએ માધ્યસ્થવૃત્તિથી

સત્ય શું છે તે નક્કી કરનાર ઓછા હોય ત્યારે મિથ્યાત્વ ઘણું વધી રહ્યું છે કે કેમ તે તો જ્ઞાની ભગવંતો જ કહી શકે, તેમજ આપ શાસ્ત્ર સન્મુખ રાખીને કહી શકો.

આપ ભગવાનની આજ્ઞા પ્રાણ જાય તો પણ આજ્ઞાવિરૂદ્ધના કોઇ કાર્ય કરવાના નથી તેવી આપની પૂરેપૂરી ખાત્રીથી બોલતા ત્યારે આજ્ઞાપ્રેમી આરાધક આત્માઓને ખુમારીનો કોઇ પાર નહોતો. કારણ કે આવા વિષમકાળમાં ભગવાનની આજ્ઞાને વફાદારીપૂર્વકની જવાબદારી સ્વીકારનાર એક સમર્થ પુરૂષ શાસનને મળેલ છે તેથી સંયમ–ધર્મને અને સાધુતાની પવિત્રતાને ટકાવી જગતમાં આદર્શતા ખડી કરશે. પરંતુ ખબર પડી કે આપને ભગવાનની આજ્ઞાની વાતો કરવા પૂરતી જ હતી, અમલ કરવા માટે તેમજ જીવનમાં આચરવા માટે નહોતી. આ હકીકત જાણવામાં આવી તેથી ખાત્રી થઈ. આપની પાસે ઘણી દીક્ષાઓ થઈ તેનું મુખ્ય કારણ શું તે આપ સારી રીતે જાણી શકો છો. ભગવાનની આજ્ઞાને બેવફા બનેલા અને સાધુતાની ફજેતી કરનારાઓ શ્રીસંઘમાં પાકતા જાય છે ત્યારે દીક્ષા માટે જેઓએ તન–મન–ધનથી ભોગ આપ્યો છે તેઓ સત્ય હકીકત જાણશે ત્યારે તેમને દુઃખનો કોઈ પાર રહેશે નહીં.

આટલી બધી દીક્ષા થયા પછી જૈન શાસનમાં સાધુતાની પવિત્રતા અને ખુમારી વધવી જોઈએ તેને બદલે દિનપ્રતિદિન ભગવાનની આજ્ઞાનું ખુન થતું જાય છે તેનું મુખ્ય કારણ શું છે, તે આપ શાંતચિત્તે, પાપનો ડર રાખીને, વિચારશો કે શાસનની શું સ્થિતિ થઈ રહી છે?

ભગવાનના શાસનને ટકાવવું હશે તો આજ્ઞા મુજબનું જીવન, વફાદારીપૂર્વકની ખુમારી, ચારિત્ર પ્રત્યેનો અથાગ પ્રેમ અને સાધુતાની પવિત્રતાની કાળજી રાખનારા પૂ. સાધુ–સાધ્વીજી મહારાજ સાહેબના પ્રયત્નથી જ ટકશે. તેથી લોકો સાચો ધર્મ સમજીને પામી શકશે. વાતો કરનારાથી કદી ભગવાનનું શાસન ટકવાનું નથી. શાસનનો રાગ ભોગ માગે છે. ધર્મના નામે કેટલો અધર્મ થઇ રહ્યો છે તે માટે શાસ્ત્ર વફાદાર તપાસપંચ નીમવામાં આવે તો અત્યારની સ્થિતિ માટે કોણ જવાબદાર છે અને જૈન શાસનને કેટલું નુકશાન થઈ રહ્યું છે, તે જાણી શકાય. તેમજ સંયમ માટે ધોધમાર વરસાદ વરસાવનારા અસંયમી અને

ભગવાનની આજ્ઞા વિરુદ્ધનું જીવન જીવનારા હોવા છતાં પૂર્વના મહાપુરુષો જેવા જગતમાં દેખાવું છે. પાપનો ડર ચાલી ગયા પછી પ્રતિષ્ઠા મેળવવા કેટલી હલકી મનોદશા થઈ છે, તે ધર્મના હાર્દને સમજનારા વિચારી શકે તેમ છે.

આ સ્થિતિ જૈન શાસનમાં ચાલશે તો ચારિત્રધર્મનો નાશ થયા વગર રહેવાનો નથી, માટે સાચી સાધુતા ટકાવવા ચતુર્વિધ જૈન સંઘને જાગૃત કરવા ઘણા ઘણા વિચારો આવ્યા; અને તેમાં જ ચારિત્રસંપન્ન આરાધક મહાત્માઓ તથા ધર્મશ્રદ્ધાળુ શ્રાવકોનો સાથ લેવા માટે પ્રયત્ન કર્યા. પણ તેઓશ્રી હિંમત ન બતાવી શકયા. તેથી સારું પરિણામ લાવવામાં ઘણી મુશ્કેલી ઊભી થાય તેમ લાગવા છતાં, એક મરણીયો હજારને ભારે પડે તેવી અનંત શક્તિ આત્મામાં છે તે કહેવત ઉપર વિશ્વાસ રાખી, શાસન ખાતર ને સંયમની રક્ષા ખાતર, પ્રાણના ભોગે, શાસનની સેવાના મનોરથ થયા. તેના ઉપાયો માટે જે જે વિચારો આવ્યા તે મુજબ કાર્ય કરવા મારા ધર્મસ્નેહી મિત્ર નરોત્તમદાસભાઈને જણાવ્યું. પરંતુ મારા વિચાર કડક લાગવાથી મને અટકાવ્યો. નહીંતર આજે આખું જૈન જગત જાગૃત થઇ ગયું હોત. પરંતુ, તેથી સાધુતાની પવિત્રતા ન વધત પણ સાધુતાના દંભનો લોકોને ખ્યાલ જરૂર આવી જાત. પરંતુ મારા તપના બળે તથા જાપના પ્રભાવે તેમજ મહાપુરુષોના જીવન ચરિત્રથી તેમજ નરોત્તમદાસભાઇની ધર્મબુદ્ધિની સલાહથી વિચારોમાં પરિવર્તન આવ્યું, તે શ્રીસંઘને જાગ્રત કરવામાં કષાયોની પરંપરા ખુબ વધી જાય, અજ્ઞાનતાથી હિંમત અને કદાગ્રહથી લોકો ઘણા પાપો બાંધે અને જૈન શાસનની લઘુતા થાય અને સત્યને મારી નાંખવા માટે ઘણા અપ્રામાણિક પ્રયત્નો થાય તેથી સાચી સાધુતા પ્રગટ કરવા માટેના જે મનોરથો છે તે સિદ્ધ થાય નહીં.

આપની દેશના મુજબનું જીવનઘડતર આપની નિશ્રાએ આવેલાનું થયું હોત તો શ્રીસંઘની સ્થિતિ આજે કોઇ જુદી હોત. પરંતુ સંઘનું કમભાગ્ય કે શ્રીસંઘને આપના જેવા શક્તિસંપન્ન મળવા છતાં, અસંયમના રાગે ભગવાનના શાસનમાં સાધુઓ વધારી શકયા પણ સાધુતાની પવિત્રતાને વધારી શકયા નહીં. મને એટલું બધું દુઃખ છે કે આપને એક પણ વ્યક્તિ આપના આત્મિકહિતની ચિંતા કરનાર ન મળી, તેનું આ

પરિણામ છે. આપે તીવ્ર કર્મના ઉદયે શાસનને નુકશાન કર્યું છે તેથી અનેકગણું, આપને સત્ય માર્ગદર્શન નહીં આપતા, ફક્ત આપની મહેરબાની મેળવવા ખાતર તેવા પડખીયાઓએ કર્યું છે. કેટલા અધમ અને સ્વાર્થી કે ઉપકારીઓના આત્મિકઘાતમાં સહાય કરી. આપના સેવકો સમજણવાળા હોવા છતાં સ્વાર્થના કારણે પ્રામાણિક ન રહ્યા, તેથી સાધુતાની પવિત્રતાની કતલ થઇ રહી છે. આપના પાપાનુબંધી પુન્યના પ્રભાવે, શાસ્ત્રના બહાના નીચે, પ્રતિષ્ઠા ઘણી વધી છે પણ તે પ્રતિષ્ઠા કર્મસત્તા પાસે ઉપયોગમાં આવશે નહીં. આપનું કિંમતી સાહિત્ય તથા અનુષ્ઠાનોના અહેવાલો બહાર પડે છે તેને શ્રીસંઘમાં લાભદાયી અને અનુમોદના કરવા જેવું બનાવવું હશે તો હજુ આપે સ્થિરવાસ થઇ, આત્મિકકલ્યાણ માટે સુંદર આરાધના કરી, સાધુતાની પવિત્રતાને દીપાવી; આપના આશરે આવેલાનું પણ કલ્યાણ થાય તે માટે, ભગવાનની આજ્ઞાને નજર સમક્ષ રાખી આપ પ્રયત્નો કરશો તો જ આપના સાહિત્ય ઉપર વિશ્વાસ પેદા થશે.

હું આપને દર્દભરી રીતે એક જ વિનંતી કરું છું કે પૂ. દાનસૂરીશ્વરજી મહારાજ સાહેબના સમુદાયની પ્રતિષ્ઠા ખાતર, શાસનના હિત ખાતર, આપના આત્મિકકલ્યાણ ખાતર, અને પૂ. સાધુ-સાધ્વીજીના જીવન ખાતર અને આરાધકોના આત્મહિત ખાતર ભગવાનની આજ્ઞાને વફાદાર રહી શ્રીસંઘનું રુણ અદા કરાવશો; તેમાં દરેકનું કલ્યાણ સમાયેલું છે. તેથી શાસનપ્રેમીઓને ખૂબ આનંદ થશે સાથે જૈન શાસનનો જય જયકાર થશે. જૈન શાસનના મહાપુરુષ પૂ. આચાર્યભગવંત સિદ્ધસેન-દિવાકરજી જેવા પ્રતાપી પુરુષ પાલખીમાં બેસતા તે વાત તેઓશ્રીના ગુરુજીને ખૂંચી અને તેમને ભૂલ સમજાવી. આજે કેટલો ભયંકર કાળ છે કે શાસનપ્રભાવનાના નામે શાસ્ત્રની દૃષ્ટિએ ઘણી ભયંકર ભૂલો કરવા છતાં, આપની આત્મિક ચિંતા કરનાર, પાપથી પાછા વાળવા કોઈ પ્રયત્નો કરતું નથી, તે આપનો અશુભ ઉદય જ કામ કરે છે. લોકો આપના કાર્યની પાછળથી જ ટીકા કરી વાતો કરે છે. મારે સત્ય હકીકત સીધી કહીને ફરજ બજાવવી છે. તે ફરજ હું ન બજાવું તો વિશ્વાસઘાતી ગણાઉં. જેઓ ભગવાનના શાસનને પામેલા હોવા છતાં, સત્વહીન બની, આપને સત્ય હકીકત કહી હિત ઇચ્છતા નથી તે આપનો, શાસનનો

અને સાધુતાનો ભયંકર દ્રોહ કરી રહ્યા છે. હજું પણ તેઓને શાસન ખાતર સદ્‌બુદ્ધિ સૂઝે અને આપને સ્થિરવાસ કરાવી કલ્યાણના માર્ગમાં સહાય કરશે તો પણ ઘણી ફરજ બજાવી ગણાશે.

'સંદેશ' પેપરમાં આપનો ફોટો તેમજ આપની પાસે આપની પાટ નીચે કૂતરો બેઠો છે. તે પુન્ય આત્મા હશે કે આપની જિનવાણી સાંભળવા આવે છે તેમ પાછળ પાછળ આવે છે. પણ આપ તો શાસનના જાણકાર છો. સાધુઓએ સંયમની વિરાધના કરી હોય કે શ્રાવકોએ ધર્મની વિરાધના કરી હોય તો જ પુન્યઆત્માને કૂતરાના ભવમાં આવવું પડે. દરેકને ચેતવવા માટે એ આપની પાછળ નથી આવતું કે આજ્ઞાની વિરાધનાથી કરેલ કૃત્યનું ફળ મને મળ્યું છે. માટે દરેકે ચેતી જઈ ભગવાનની આજ્ઞામય જીવન જીવવાની સાચી સલાહ દેવા આપના પાછળ પાછળ એ આવે છે કે કેમ તે આપ વિચારશો.

આજે અઢાર મહિનાથી રાતદિવસ એક જ વિચાર–શાસનનો–આવે છે : આપશ્રીએ જે શુદ્ધ ધર્મ સમજાવ્યો તેથી વિપરીત ધર્મ થઈ રહ્યો છે. તેથી ધર્મના નામે શું શું ચાલે છે તે વિચારતા લાગે છે કે શાસન ધણીધોરી વગરનું છે. તેથી શાસનને બોડીબામણીનું ખેતર હોય તેમ લૂંટી રહ્યા છે. આ સ્થિતિ નહીં અટકે તો ભવિષ્યમાં શું થશે તે કલ્પી શકાતું નથી. આ સ્થિતિની પુરતી જવાબદારી આપની છે કારણ કે ગચ્છાધિપતિ આપ છો.

ડીસામાં ભગવાનના દીક્ષા કલ્યાણક વખતે ચારિત્રના ઉપકરણો પાત્રા આદિ કુટી ગયા અને ઘણા ભાંગીને ભુકકો થઇ ગયા. છતાં તેના ઉપર આપે વિચાર કર્યો હોત તો, શાસનદેવ ચેતવે છે કે લાખો રૂપીયા લોકો પાસે ખર્ચાવી આનંદ માનો છો પણ સાચી સાધુતાનો આ રીતે ભાંગીને ભુકકો થઇ નાશ થઈ રહ્યો છે. હજુ નહીં ચેતો તો તેનું પાપ લાગ્યા વિના રહેશે નહીં. આપનામાં આટલી ઉંમરે કાર્ય કરવાની શક્તિ છે. માટે પૂ. બાપજી મહારાજનો સમુદાય, પૂ. દાનસૂરીશ્વરજી મહારાજનો સમુદાય, પૂ. કનકસૂરીશ્વરજી મહારાજનો સમુદાય, જેમાં પવિત્ર ચારિત્ર સમ્પન્ન આરાધક અને ત્યાગી મહાત્માઓ છે, તેઓને અત્યારની પરિસ્થિતિથી ઘણું દુઃખ છે, તેઓને શાસન ખાતર સાધુતાની પવિત્રતા

## તો જ પુન્ય આત્માને કૂતરાના ભવમાં આવવું પડે

## પાણીની માફક ખર્ચેલા પૈસા ધૂળ ભેગા થઇ જવાના

કેમ વધે તે માટે માર્ગદર્શન આપી સારું પરિણામ લાવશો તો આપે શાસનનું રુણ અદા કર્યું ગણાશે. એમ સાંભળવા મળ્યું છે કે શ્રી શંખેશ્વરજીના સંઘમાં પ્રથમ મુકામે પાણીનો બંબો ઊંધો વળી ધૂળમાં પાણી ઢોળાઈ ગયું. આથી વિચાર કરવામાં આવે તો શાસનદેવ સંકેત-થી કહે છે કે ધર્મની પ્રભાવનાના નામે ગમે તેટલા રૂપીયા ખર્ચો પણ સાધુતાની પવિત્રતાને અને આચારને નહીં સાચવો તો પાણીની માફક ખર્ચેલા પૈસા ધૂળ ભેગા થઈ જવાના છે. આ સત્ય હકીકત સ્વીકારવામાં આવશે તો જ કલ્યાણ થવાનું છે અને ધર્મ માટે તો જ આજ્ઞાનું પાલન થશે.

ભગવાનની આજ્ઞા મુજબનું જીવન જીવવા માટે તેમજ મહાવ્રત-ના પાલન માટે નવ વાડનું પાલન અને અષ્ટપ્રવચન માતાનું જતન પાળવાની ભાવનાવાળા હશે તે જ સાચી સાધુતા પ્રાપ્ત કરી શકશે અને સુંદર આરાધના કરી જીવનને સાર્થક કરશે. તેઓશ્રીને પરમેષ્ઠી પદમાં સ્થાન આપી જગતમાં જૈન સાધુનું કેવું અને કેટલું ઊંચું સ્થાન છે તે બતાવી આપો. તેમજ જે આજ્ઞા પાળવા માટે તૈયાર ન હોય તેમજ સંયમ પાળવા માટે સત્વહીન હોય તેવાઓને બળ આપી ભગવાનના માર્ગમાં સ્થિર થાય તેવા પ્રયત્નો કરો. તેમ છતાં તેઓના તીવ્ર પાપના ઉદયે આજ્ઞાના પાલન માટે શક્તિમાન ન હોય તેમને એક જુદુ કોઈ નિશાન આપો કે લોકો તેઓને સારી રીતે ઓળખી શકે, જેથી સાચા ધર્મી માણસો ઠગાય નહીં તેમજ તેઓ પણ પાપથી બચે. હજુ આપ વિચાર કરશો તો અને મળેલ શક્તિનો સદઉપયોગ કરશો તો શાસનનું ઘણું કામ સારું થઈ શકે. પણ તેમાં ઘણો ભોગ આપવો પડે. હવે વાતોથી નહીં ચાલે. ખરેખર શાસનનું હિત હૈયે વસ્યું હશે તો બગડેલ બાજીને સુધારી શકશો, તેની ખાતરી છે. એ જ વિનંતી.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વન્દના સ્વીકારશોજી.

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યદેવશ્રી **વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, શ્રી પાટડી.

**લી. દીપચંદ વખતચંદના** ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપને સાત પત્રો લખ્યા છે. તે ઉપર ધર્મબુદ્ધિથી વિચાર કરશો તો આત્માને અને શાસનને ઘણો લાભ થશે તેમ અંતઃકરણપૂર્વક માનું છું.

વિનંતી પૂર્વક જણાવું છું કે, મારા ઉપર ધર્મ પમાડવાનો આપનો મહાન ઉપકાર છે. તે ઉપકારનો બદલો વાળવા આપને સદ્‌બુદ્ધિ સુઝે તે માટે શ્રી શાસનદેવ પાસે પ્રાર્થના કરવા તપ–જાપથી આરાધના કરી રહ્યો છું. શરીર નબળું પડતું જાય છે પણ મનની તાકાત ઘણી વધતી જાય છે. ઉપકારીનો ઉપકારનો બદલો વાળવાનો તથા શાસનસેવા કરવાનો લાભ મળ્યો તેથી તપના પ્રભાવે ખૂબ જ આનંદ થાય છે.

આપે સાધુના ૨૭ ગુણોનું વર્ણન તથા ઉપાધ્યાયજીના ૨૫ ગુણોનું વર્ણન તથા આચાર્યના ૩૬ ગુણોનું વર્ણન કરી આવા ગુણોવાળાની ઓળખાણ કરાવીને સાચી સાધુતાની કિંમત સમજાવી. આવા મહા ગુણોવાળા અથવા ગુણો મેળવવાની ભાવનાવાળા ઉત્તમ પદને શોભાવી શકે, પણ તેમ કહેનારા આપના જ હાથથી, પવિત્રતાની કિંમત નહીં હોવાથી, અયોગ્ય અને અસંયમીઓને ઉત્તમ પદે બિરાજમાન કરેલ છે; અને હજી કરવાના વિચારમાં છો. શાસ્ત્ર અને ભગવાનની આજ્ઞાને આપ વફાદાર રહી શકયા નહીં. પ્રાણના ભોગે ભગવાનની આજ્ઞા માટે મરી ફીટવાની અને એકલા રહેવાની વાતો કરનારે અસંયમને ઢાંકવા અને જગતને રાજી રાખવા, ભગવાનની આજ્ઞાનો ભંગ કરી, તેમજ શાસનની આજ્ઞાને વફાદાર પવિત્ર મહાપુરુષોની હરોળમાં મુકી પૂજ્યોનો ભયંકર અપરાધ કરી તેઓશ્રીનું અપમાન કરેલ છે. તેથી શ્રી જૈન સંઘનો વિશ્વાસઘાત કર્યો ગણાય કે કેમ તે શાસ્ત્રથી નક્કી કરવાનું છે. ધર્મના સ્થાનોને અપવિત્ર બનાવનારાઓ, ભોળા અને અજ્ઞાન લોકોને ધર્મના નામે સમજાવી, જગતમાં ખ્યાતી મેળવવા પ્રયત્ન કરી જીવનને મહાન નુકશાન કરી રહ્યા છે. તેમનાથી તેમજ શ્રીમંતો ધર્મના નામે જગતમાં પ્રતિષ્ઠા મેળવવા

માટે સાધુતાની પવિત્રતાનો ને સાધુના સુંદર આચારોનો નાશ કરી; ધર્મના નામે આપની જ નિશ્રામાં અનુષ્ઠાનો થાય તેથી સાધુતાની પવિત્રતાને તથા શાસનને કેટલું નુકશાન થાય છે, તે તો શાસ્ત્રને વફાદાર હોય તે જ સત્ય હકીકત કહી શકે. અમો આપની નિશ્રામાં હતા ત્યારે, અનુષ્ઠાનો થતાં ત્યારે, સાધુતાની મલીનતા થતી ત્યારે, આપની વાણી ઉપર પૂરો વિશ્વાસ કે, આપની નિશ્રામાં જે પ્રસંગો થાય તે, આપ શાસ્ત્રને વફાદાર છો તેવી શ્રદ્ધાથી લક્ષ આપ્યું નહીં. પણ અસંયમનું કૌભાંડ જાણવામાં આવ્યું ત્યારે ખ્યાલ આવ્યો કે ફક્ત વાતો જ શાસ્ત્રની છે, સાચી સાધુતાની કોઈ કિંમત નથી. તેથી નિશ્રા છોડી સાચી સાધુતાની પવિત્રતા માટેનું ગમે તેવું કષ્ટ આવે તે સહન કરવાની ભાવના થઇ છે. આપના બોલવામાં શાસ્ત્રની વાત અને અમલમાં અધર્મ. આપની શક્તિનો ઉપયોગ જેવો ઉપદેશ તેવું આચરણ, શક્તિ મુજબ પણ, વિપરીત રીતે ન કર્યું હોત અને ભગવાનના માર્ગને સાચવવા માટે કર્યું હોત તો આજની જૈન શાસનની સ્થિતિ ઘણી ઉત્તમ હોત. અમોએ આપનું ઊંચામાં ઊંચું આલંબન માની આપની નિશ્રા સ્વીકારી, પણ પાણીમાંથી આગ ઝરી. અમારું કમભાગ્ય કે ભગવાનની ઉત્તમ સાધુતા જોવાનું અમારું સદ્ભાગ્ય નહીં, તેનો અમને પારાવાર ખેદ થાય છે. આપનું શાસ્ત્રને વફાદાર રહેવાનું સત્વ અસંયમના કારણે ખલાસ થઈ ગયું. કર્મે આપને સદ્બુદ્ધિ ન આપી તેનું આ પરિણામ છે.

આપની પાસે 'હાજી હા' કરનારાઓની વાતોથી આપની કિંમત આંકશો નહીં. મોટા ભાગના લોકોને ધર્મના નામે કરાતી આપની માયાની તથા આપના જીવનની ખબર પડી ગઇ છે. પણ આપના પુન્યના હિસાબે, શરમથી, આપના રાગથી કાંઈ બોલતા નથી. પણ મનમાં ઘણી જ મૂંઝવણ છે, પારાવાર દુઃખ છે કે સામા પક્ષને શું મોઢું બતાવવું.

આ જીવ નરકની ગોદમાં અનંતીવાર જઈ આવ્યો છે. હાલ ધર્મના નામે માનપાન, અનુકુળ સામગ્રી, પ્રતિષ્ઠા મળતી હોય તો, ભગવાનની આજ્ઞાનો દ્રોહ કરીને, તે જતાં કરવા નહીં. એક વાર વધારે જશું તેવી માન્યતા ભારેકર્મી જીવની હોય છે. આ જીવનો મોક્ષ

જ્ઞાનીની દૃષ્ટિએ થવાનો હશે ત્યારે થશે, તો પછી શા માટે સિદ્ધાંતને સાચવવા ? અને મળતી સુખ સામગ્રી છોડી શા માટે કષ્ટ ભોગવવા ? આવી માન્યતા ઊંડે ઊંડે બેઠી હોય તો સિદ્ધાંતના ભોગે સારા દેખાવવાનો પ્રયત્ન કેમ ન કરી શકાય ? આપને કદી આવો વિચાર આવે નહીં છતાં ભગવાનની આજ્ઞાભંગના દોષથી બચવા માટે કેમ વિચાર આવતો નથી ? તો શું સાધુપણાની ખુમારી ખલાસ થઈ ગઈ છે, કે પાપ પુન્યમાં શ્રદ્ધા નથી કે આપને પણ આવા વિચારોથી અગર આપ ગમે તેવા આજ્ઞાભંગના દોષો કરો તો પણ આપ તેમાં માનતા નથી–તેમાં શું સત્ય છે તેની સમજણ પડતી નથી, તે તો જ્ઞાની જાણે; જ્યારે હળુકર્મી આત્મા, જે દોષ થયા હોય તે બતાવે ત્યારે, તેને ટાળવા માટે ખૂબ પ્રયત્ન કરે, પણ તેનો કદી બચાવ કરે નહીં.

આપના જીવનમાં ધર્મના નામે જે પાપો થયા છે તે પાપોને ઢાંકવા માટે, હજુ પાપ પ્રવૃત્તિ ચાલુ રહે તે માટે, આપના સ્વાર્થી સાધુઓ આત્મિક ચિંતા નહીં કરતા, ફક્ત શરીરની ચિંતા કરે. અનુકૂળ સામગ્રીના લાલચુ હોવાથી, આપના પાપાનુબંધી પુન્યનો લાભ લેવા માટે, આપના આત્માનું અહિત થાય તો પણ કોઈ કાળજી રાખતા નથી. તેમજ આપની પાસે શાસનદ્રોહી અને અસંયમના પ્રેમી વ્યક્તિરાગી સ્વાર્થીઓ સલાહ દેનારા છે, તેમજ આપની વાણીથી અજ્ઞાન લોકો ધર્મબુદ્ધિથી માનપાન આપે છે, ત્યાં સુધી કદી આપને સારા વિચારો આવે અને પાપોને ખપાવવા માટે સારી આરાધના કરવાનું મન થાય તે આશા રાખવી નકામી હોવા છતાં, મારી ફરજ સમજી, આપની છેલ્લી જિંદગી સમાધિમય પૂરી થાય અને સુંદર આરાધના કરી સદ્ગતિને પામો તેવી ભાવનાથી, રૂણ અદા કરવા માટે વિનંતી કરું છું. તો કૃપા કરી શાસનના હિત ખાતર, આપના આત્મિક કલ્યાણ ખાતર, શ્રીસંઘના કલ્યાણ ખાતર અને સાધુતાની પવિત્રતા સાચવવા ખાતર આપે જે ભૂલો કરી છે તેમજ આજ્ઞા વિરૂદ્ધના જે કાર્યો કર્યા છે અને આપ જે સ્થાન ઉપર બેઠા છો તેની વફાદારીનો નાશ કરેલ છે–તેનો પસ્તાવો કરી, ભૂલો સુધરી શકે તેવી સુધારી, જીવનને નિષ્પાપ બનાવવા સ્થિરવાસ થઈ કલ્યાણ સાધવા માટે પ્રયત્નો કરો તો હજી બાજી હાથમાં છે. આ આયુષ્યનો કોઈ ભરોસો નથી માટે એકપણ દિવસ શાસન પ્રભાવનાના નામે પાપો ચાલુ ન રાખી, સંયમની પવિત્રતા ને ભગવાનની

આજ્ઞા વિરૂદ્ધનું કાર્ય ન કરી હવે શાસનને નુકશાન ન થાય તે માટે સેવકની નમ્ર વિનંતી છે. આપ શાસ્ત્ર મુજબની આચારપાલનની વ્યવસ્થા કરો કે જેથી સાધુતાની પવિત્રતા ખીલી ઉઠે. આવી સ્થિતિ જોવા સેવકની તીવ્ર ઇચ્છા છે.

આપનું સાહિત્ય વાચું છું ત્યારે મને ખૂબ આનંદ થવા સાથે શાસનના હાર્દને સમજવાની તેમજ જ્ઞાનીની આજ્ઞા શું છે તે સમજવાની સાચી સમજણ આવી ને તેથી સેવા કરવાના ભાવ પેદા થાય છે. આવી દેશના આપનાર આ કાળમાં ન હોત તો લાયક જીવો સાચો ધર્મ પામી શકત નહીં. આપની દેશના મને પૂરેપૂરી લાભદાયી બની છે. તેથી જ શાસનને માટે, મારા આત્મકલ્યાણ માટે તેમજ આપના આત્મકલ્યાણ માટે ભોગ આપવાની શક્તિ પેદા થઇ છે. પરંતુ દુઃખની વાત એ છે કે સુંદર દેશના અમલમાં મુકવા માટે કર્મસત્તાએ આપને સદ્બુદ્ધિ આપી નહીં. તેથી અઘટીત ઘણું બની ગયું છે, બનતું રહે છે; ને તેથી આઘાતનો કોઇ પાર નથી. આપ કહો છો કે વ્યાખ્યાન અમારા કલ્યાણ માટે આપીએ છીએ; અને શાસ્ત્રો વાંચીએ છીએ ત્યારે અમારે અમારી જાત સામે જોવાનું, તેમ કહેવા છતાં કદી આપની જાત ઉપર વિચાર કર્યો હોય તેવું આપના કાર્યથી દેખાતું નથી. છતાં જૈન સંઘ આજે નીચી મૂંડીએ આપની વાણી અને વર્તનના અંતરનો તમાસો જોયા કરે છે. સદાચાર ટકાવવા માટે નવ વાડોનું પાલન તથા સાધુતા ટકાવવા માટે અષ્ટપ્રવચન માતાનું જતન કરવા માટે જ્ઞાનીની આજ્ઞા હોવા છતાં, છડેચોક ભંગ કરી, અસંયમ પોષવા માટે, ધર્મના નામે જે પ્રવૃત્તિ ચાલી રહી છે તે કેટલી ભયંકર છે અને સાધુતાને કેટલું નુકશાન કરનારી છે તે બુદ્ધિશાળી ધર્મના મર્મને સમજનારા જ સમજી શકે. સાધુવેશમાં હોવા છતાં, ભગવાનના મહાવ્રતો લીધા છતાં સાધુતાની ફજેતી થઇ રહી છે, છતાં શ્રીસંઘના આગેવાનો નીચી મૂંડીએ જોઇ રહ્યા છે. તેથી શાસનનો રાગ શ્રીસંઘમાંથી કેટલો નષ્ટ થયો છે તે નજરે દેખાય છે. તેથી અસંયમીઓની બોલબાલા બોલાય છે અને શાસનનું અધઃપતન થતું જાય છે. આવું નજરે જોવાથી, ખરેખર ભગવાનનો માર્ગ ગમ્યો હોય તે જ શાસન લૂંટાઇ રહ્યું હોય ત્યારે કદી લૂંટાવા દે નહીં; અને શક્તિ મુજબની પ્રવૃત્તિ કર્યા વિના રહે નહીં. હજું ભગવાનનું

શાસન ચાલવાનું છે. એટલે આરાધક પૂ. સાધુ–સાધ્વીજી મહારાજોના દર્શન થાય છે ત્યારે સાધુતાની પવિત્રતા જોઈ ખૂબ જ આનંદ થાય છે. આજે દુઃખની વાત એ છે કે ધર્મની સાચી સમજણના અભાવે ખુમારી મરી પરવારી છે. આપે ચાલાકીથી શાસનના રાગી નહીં બનાવતા આપના રાગી બનાવ્યા તેનું પરિણામ છે. આપની પાસે ઘણા શ્રીમંતો–શક્તિ સમ્પન્ન, ભલાભોળા તેમજ અંધશ્રદ્ધાળુ છે તેથી આપે કુશળતાનો ઉપયોગ કરી તેઓની ભલમનસાઈનો લાભ લીધો છે. અને તેઓના જ હાથે ધર્મના નામે અનુષ્ઠાનો કરાવી સાધુતાની પવિત્રતા લૂંટાવી છે, છતાં તેને ધર્મની પ્રભાવના કહેવામાં આવે છે. 'આપ પ્રામાણિકપણે શાસ્ત્ર સન્મુખ રાખી વિચારશો તો મારી વાત સત્ય લાગ્યા વિના રહેશે નહીં. આપ ધ્યાનમાં રાખશો કે આપની પાસે અધર્મ ચાલુ છે. ક્યારે બેઆબરૂ કરશે તે કહી શકાય નહીં. અશુભનો ઉદય થાય ત્યારે આપને ખ્યાલ આવશે. આપને ત્યારે આપના ગણાતા કોઈ સહાય નહીં કરે. માટે હવે ચેતી જવાની જરૂર છે. સ્વાર્થી સાધુઓના તથા શાસનને બેવફા શ્રાવકોના બળ ઉપર અત્યાર સુધી જે રીતો અજમાવી છે તેમ જ ભગવાનની આજ્ઞાનો છડેચોક ભંગ કરી, ભગવાનની આજ્ઞાની તથા શાસ્ત્ર અને સિદ્ધાંતની વાતો કરી, લોકોને આંજી દીધા છે; અને તેમાં ફાવટ આવી ગઈ, પણ કર્મસત્તા પાસે આપની બુદ્ધિ કે શક્તિ કાંઈ કામ આવવાની નથી. આપને કર્મસત્તા ઉપર વિશ્વાસ હોય તો જરૂર વિચારશોજી. આપને આત્મિક કલ્યાણ સાધવું હશે તો મારી વિનંતી ઉપર ધર્મબુદ્ધિથી વિચાર કરવો પડશે, નહીંતર પસ્તાવવાનો પાર નહિ રહે. આજે આપને સત્ય હકીકત કહીને, ઉપકારનો બદલો વાળવા માટે, આપની આત્મિક ચિંતા કરતો હોવા છતાં, સત્ય હકીકત સંઘ પાસે ન મૂકું ત્યાં સુધી અજ્ઞાન અને દૃષ્ટિરાગી લોકોથી મારે ઘણું સહન કરવું પડે છે. છતાં ધર્મ મારી પડખે હોવાથી તેની સહાયથી ચડતા પરિણામે જીવી રહ્યો છું. સત્ય ખાતર, જૈન શાસન માટે અને આત્મહિત ખાતર તેમજ ધર્મનું રક્ષણ કરવા માટે અનંત શક્તિનો ધણી શું કરી શકે છે તે પ્રસંગે આપને ખબર પડશે.

આપે રામચંદ્રજી અને સીતાજીના પ્રસંગમાં કહેલ છે કે આજની તમારી કૌટુંબિક દશા જોઈને આંખમાં આંસુ આવે છે. તે મર્યાદાઓ જેનામાં નથી એ મર્યાદાઓ તેમને ગમતી નથી તેવા માણસો આર્ય-

દેશમાં પાકવા માંડયા. પોતે અસદાચારી હોવા છતાં સદાચારી મનાવવાની ખ્વાએશ રાખનારાથી આપે ઘણું દુઃખ વ્યક્ત કર્યું છે. તેમ જ મોટે ભાગે ધૂર્ત લોકો આગેવાન હોય અને મૂર્ખ લોકો તાલીઓથી વધાવે ત્યારે આર્યદેશના માનવી કયાં માર્ગે જઈ રહ્યા છે તેની ચિંતા ખૂબ થઈ રહી છે, તેમ આપે કહેલ છે. તે ચિંતા કહેવા પુરતી ન હોત અને હૃદયની હોત તો આપે આપના જીવનની તથા આપના આશરે આવેલા સાધુ-સાધ્વીજી તથા શ્રાવક-શ્રાવિકાની ચિંતા કરી આંસુ સાર્યા હોત; અને તેના માટે શક્તિનો ઉપયોગ કર્યો હોત તો આજે શ્રી જૈન સંઘનું ભાવિ ઘણું ઉજળું હોત. પરંતુ આપને કર્મસત્તાએ જાતપ્રભાવના સિવાય શાસનનું રૂણ અદા કરવા માટેના સદ્‌વિચારો આવવા દીધા જ નહીં, તેમ આપની કાર્યવાહી ઉપરથી સ્પષ્ટ દેખાય છે. તેથી આજે મારા જીવનના ભોગે આંસુ સારી રહ્યો છું કે સાધુપણું નહીં હોવા છતાં સાધુપણાના વેશથી ધર્મના નામે જૈન સંઘ લૂંટાઇ રહ્યો છે, ને શાસનની અપભ્રાજનાના નામે સાધુતાના પ્રેમી સાત્વિક ભાઇઓ તથા સાધુભગવંતો મૌન બેસી રહ્યા છે અને સાધુતાની પવિત્રતાને બચાવવા પ્રયત્ન નથી કરતાં. તેથી સંઘની દુર્દશા વધતી જવાની છે અને ધર્મના ભાવપ્રાણના નાશ થઈ જવાના છે. છતાં મેં ધર્મબુદ્ધિથી આપેલો ભોગ કદી નિષ્ફળ જવાનો નથી અને મને એકાંતે લાભ જ થવાનો છે.

આપની છેલ્લી અવસ્થામાં શ્રી સિદ્ધગીરીજીની છાયામાં ચાતુર્માસ નક્કી છે. આપે ઘણી વખત કહેલ છે કે તીર્થસ્થાનો બગડતા જાય છે તેથી સાધુ-સાધ્વીજીની શિથિલતા આચારપાલન માટે વધતી જાય છે. પણ પૂ. સાધુ-સાધ્વીજીની રક્ષા માટે જે કાળજી રાખવી જોઇએ તે આપે હજુ સુધી રાખી નથી. સાધુતાની નિંદા થાય ત્યારે મૌનપણે સાંભળી લીધેલ છે અને ઉપેક્ષા કરી છે. આ વખતે પૂ. સાધુ-સાધ્વીજી મહારાજ સાહેબો નવ વાડોનું પાલન અને અષ્ટ પ્રવચન માતાનું જતન સારી રીતે કરી ભગવાનની આજ્ઞાને સ્વીકારે તે માટે પ્રયત્ન કરશો તો જ આપ ચાતુર્માસ માટે પધારો છો તે સફળ થશે, નહીંતર શાસનની ફજેતીનો કોઇ પાર રહેશે નહીં.

આપની પ્રવૃત્તિ સાધુતાના નાશ માટે થઇ તેથી મને ઘણું દુઃખ થયું છે. છતાં આપના પ્રત્યે કદી દુર્ભાવ થયો નથી, કર્મની વિચિત્રતાનો

## છતાં જૈન સંઘ આજે નીચી મૂંડીએ આપની વાણી અને વર્તનના અંતરનો તમાસો જોયા કરે છે

## આપને લખેલ પત્રો શ્રીસંઘ પાસે મુકી ન્યાય માગીશ

ખ્યાલ આવ્યો. આપના કાર્યથી જે નુકશાન થયું છે તેથી આપની આત્મિક ચિંતા કરવાની મારી ફરજ હોવાથી જે પ્રવૃત્તિ કરી તેની નિંદા, ઈર્ષા શાસનની અપભ્રાજના કહીને આપ સત્ય વસ્તુને મારી નાંખવા પાપ પ્રવૃત્તિનો ડંખ ન હોય તે મુજબ આપના દૃષ્ટિરાગથી પ્રચાર કરી શાસન-નો ભયંકર અપરાધ કરી રહ્યા છો. છતાં મારી ફરજ સાધુતાની પવિત્રતા કેમ વધે અને શાસનની પ્રતિષ્ઠા વધે તે માટે-આપ ભૂતકાળ ભૂલી જઈ હજુ બાજી હાથમાં છે તે કહી રૂણ અદા કરવા વિનંતી કરી. તેનો દુરૂ-પયોગ કરેલ છે તેથી આપના હાથથી અત્યાર સુધી શાસ્ત્રના–સિદ્ધાંતના ભોગે જે કાર્યો થયા તે હકીકતો તથા આપને લખેલ પત્રો શ્રીસંઘ પાસે મુકી ન્યાય માગીશ. મારી વાત ખોટી હશે તો જે શિક્ષા કરશે તે સહન કરીશ ને જાહેરમાં માફી માગીશ. તેમજ આપે અસંયમના રાગે શાસનને નિંદીત અને મેલું કેટલું કર્યું, સિદ્ધાંતના નામે સંઘની શું સ્થિતિ કરી તેના ઉપર શ્રીસંઘ વિચાર કરે તેવી વિનંતી કરીશ. મારી ફરજ આપના ઉપકારના કારણે વિનંતી કરવાની હોવાથી ખૂબ વિનંતી કરેલ. પણ સત્ય વાત ઉપર કદાગ્રહથી સારા વિચાર કરી શકતા નથી તે ઘણું જ દુઃખદાયી છે. ભાવિભાવ. મને શાંતિ ત્યારે જ થશે કે આપના હાથથી જ સાધુતાની પવિત્રતા દિનપ્રતિદિન વધે અને શાસનનો જય જયકાર થાય, એવી ભાવના ભાવું છું.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

**ઓગઆ; તા. ૨૬-૫-૮૨**

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂ.આચાર્યદેવશ્રી વિજયરામચંદ્ર-**સૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, શ્રી હારીજ.

લી. સેવક **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપને અત્યાર સુધીમાં આઠ પત્રો લખ્યા છે. તે માટે કહેવામાં આવે છે કે પત્રોને ટોપલામાં ફેંકી દેવામાં આવે છે. પત્રની કોઈ કિંમત નથી. સિદ્ધાંત અને શાસનરક્ષકનું બિરુદ ધરાવનાર પાસેથી સંયમરક્ષાની પ્રવૃત્તિની કિંમત ન અંકાવવાની વાતો સાંભળીને ખૂબ જ આઘાત થાય છે કે આપની મનોદશા કેવી થઇ ગઈ છે.

ભગવાનના શાસન માટે સર્વસ્વનો ભોગ આપવો પડે તો આપીને શાસનસેવા કરવા માટેની મને પ્રેરણા આપનારા એવા આપ સાધુની સંયમરક્ષાની વાત–જે શાસનના હિતની તથા શ્રીસંઘના કલ્યાણની ગણાય તેવી કિંમતી વાત–ભગવાનના સાધુઓ આજ્ઞાને વફાદાર રહેવા માટે પ્રતિજ્ઞા લેનારા પાસેથી શાસનના હિત ખાતર આજ્ઞાનું પાલન કરાવવા માટે આપ તૈયાર નથી, ત્યારે દુઃખનો કોઈ પાર નથી. શું આપને ત્યાં બે નંબરનો કાળો ધર્મ ચાલતો હતો તે કોઇ સમજી શક્યું નહીં?

સાધુની પવિત્રતા માટે અને ભગવાનના માર્ગનું રક્ષણ કરવા માટે હું પ્રવૃત્તિ કરું તેની કિંમત આપને ન હોય તો શાસ્ત્રદૃષ્ટિએ પાપનો ભય ન હોય, સંયમનો ખપ ન હોય અને પરલોકનો ડર ચાલ્યો ગયો હોય તે વાત સત્ય છે કે કેમ તે આપને વિચારવાનું છે.

શાસનની ફજેતી થતી હોય, અસંયમ ફાલ્યો ફુલતો હોય, શ્રીસંઘ ધર્મના નામે લૂંટાતો હોય અને ભગવાનના માર્ગનો નાશ થતો હોય તેવે વખતે, તેમજ શાસ્ત્ર અને સિદ્ધાંત વિરુદ્ધ કાર્ય કરી શાસનને નુકશાન કરતા હોય ત્યારે, સર્વસ્વનો ભોગ આપવાની આપ પ્રેરણા આપતા અને તેમાં આત્મિક લાભો કેવા હોય છે તે સમજાવતા. તેથી શાસનના રાગથી શક્તિ સુજબ પ્રવૃત્તિ કરી છે.

શાસન સુસાધુ સિવાય તેમજ સાધુઓની પવિત્રતા સિવાય ટકે નહીં અને ભગવાનની આજ્ઞાને નહીં માનનાર સુસાધુ નથી–આવી વાતો આપે ઘણી સમજાવી. તે સમજણથી સાધુતાની પવિત્રતા ટકાવવા માટે વિનંતી કરું ત્યારે તેનો આપે વિચાર ન કર્યો, તેથી ગચ્છાધિપતિ તરીકેની આપની ફરજ ઘણી ચુકી ગયા છો કે કેમ તે આપ પ્રમાણિકપણે વિચારશોજી.

અત્યાર સુધી શાસ્ત્ર અને સિદ્ધાંત તથા સાધુઓના સંયમની વાતો તેમજ ભગવાનની આજ્ઞાની વાતો બીજાઓને હલકા દેખાડવા કરી. આપની પાસે સાચી સાધુતા છે તેવું લોકોને ઠસાવવા કરી કે, જેથી આપની પાસે ગમે તેવા આજ્ઞાભંગના પાપો થાય તો પણ ભકતો બચાવ કરે તેવી ભૂમિકા તૈયાર કરવા માટે હતી કે, શાસનના ખરેખર રાગથી કરી હતી તે આપનો અંતરાત્મા જાણે છે.

સૈદ્ધાંતિક દૃષ્ટિએ શાસનની ચિંતા પ્રમાણિકપણે કરી હોય તો મારી શુભ ભાવનાને મારી નાખશો નહીં. મને છઠ્ઠને પારણે એકાસણું કરીને છઠ્ઠ કર્યાને અગિયાર માસ થવા આવશે, તેની સાથે જાપ કરું છું. તેમાં એક જ ભાવના છે કે શાસનદેવ ધર્મના કાર્ય કરવાની શક્તિ આપે તેમજ આપની છેલ્લી અવસ્થામાં બગડેલ બાજી સુધારવાની સદ્‌બુદ્ધિ પેદા થાય, તેવા સંકલ્પથી પ્રયત્ન કરી રહ્યો છું. તેને આપ પ્રમાણિકપણે વિચારશો, તેમાં જ સકલ સંઘનું કલ્યાણ છે.

આપનો ધર્મ પમાડવાનો મહાન ઉપકાર છે તેથી સુધર્મની સાચી સમજણ શકિત મુજબ મળી છે, તેમાં આપનો જ ફાળો છે. એટલે ઉપકારી પ્રત્યે ફરજ બજાવવા માટે વિનંતીપૂર્વક કહું છું કે આપનું આયુષ્ય લંબાણું છે તો તેનો લાભ લઇ શાસનમાં ચારિત્રની સુવાસ મુકતા જાવ અને વડીલોની પ્રતિષ્ઠા વધારી શાસનનું ઋણ અદા કરો. સાચી સાધુતા ટકાવવા માટે જ્ઞાનીઓ ભારપૂર્વક કહે છે કે નવ વાડોનું પાલન અને અષ્ટ પ્રવચન માતાનું જતન જેટલું વધારેમાં વધારે થાય તેટલી સાધુતાની પવિત્રતા વધવાની. આમાં જેટલી ઢીલાશ તેટલો આજ્ઞાભંગનો દોષ અને સાધુતાનો નાશ થવાનો. માટે શાસન ખાતર, ભગવાનની આજ્ઞા ખાતર અને આપના આત્મિક કલ્યાણ ખાતર તેમજ સંઘના ઉપકારની ખાતર સાધુઓની પવિત્રતા દિન–પ્રતિદિન વધે અને

શાસનની સાચી પ્રભાવના થાય તેવું આપના હાથથી થશે તો અસંયમની પરંપરાના પાપથી ઘણા જ બચી જશો. શ્રીસંઘ પાસે ને ભક્તો પાસે પાપોને ઢાંકવા આપ જ્ઞાન તથા શક્તિનો ઉપયોગ કરશો તો કદાચ, પાપાનુબંધી પુન્ય બાકી રહ્યું હોય તો, આબરૂ સચવાઇ જાય પણ કર્મસત્તા આગળ ગમે તેવા સમર્થ માંધાતાઓનું ચાલ્યું નથી, તે વાત આપે બીજાને સમજાવવા માટે ઘણીવાર કરી છે. આપની જાત માટે આ અંગે કોઇ વિચાર કરવો જ નથી. આપને શું આત્મિક નુકશાનથી બચાવવા કોઇ હિતેચ્છુ સાચો સલાહકાર જ નથી? કર્મે આપને સત્વ વગરના બનાવી દીધા કે જેથી હજુ પુરુષાર્થ કરી શાસનની અપૂર્વ સેવા કરવાનું મન થતું નથી. એક સેવક તરીકે દર્દભરી વિનંતી કરું છું કે આપ હજુ વિચાર કરો. બાજી હાથમાં છે. છતાં આપ નહીં વિચારો તો ધર્મસ્થાનો અધર્મના સ્થાનો થશે અને જે પાપોની પરંપરા ચાલશે તે બધા પાપોના ભાગીદાર આપ થશો અને તેના કડવા ફળ શ્રીસંઘને ભોગવવા પડશે. છતાં આપને શ્રીસંઘના હિત ખાતર કેમ શુભ વિચાર આવતો નથી અને ચોંટ લાગતી નથી તેનું ખરું રહસ્ય શું હોઇ શકે? આપને પરલોક જેવી કોઈ ચીજ નથી તેમ લાગી ગયું છે કે કેમ? તેની મને સમજણ પડતી નથી. આપે અત્યાર સુધી સમજાવેલ છે કે સાધુનું સંયમ એ જ શાસનની મોટી પ્રભાવના છે. સંયમ વિના કદી શાસન ટકે નહીં. ચારિત્રનો નાશ એટલે ભગવાનના માર્ગનો નાશ. ભગવાનની આજ્ઞાનો નાશ કરનારને અને અસંયમ પોષનારને કેવા ઘાતકી કીધા છે તે આપ શાંતચિત્તે વિચારો તો પણ પાપથી પાછા ફરવાનો વિચાર જરૂર આવશે તેમજ સંયમરક્ષાનું ઉત્તમ કાર્ય કરવાનું મન થશે; અને ગચ્છાધિપતિની ફરજ બજાવ્યાનો આનંદ થશે તેમજ મનનો બોજ ઘણો જ હળવો થશે.

પક્ષની પ્રતિષ્ઠા સાચવવા અસંયમી સાધુઓને પણ મહાસતીઓને વંદન કરાવવાની ઘેલછા ઊભી કરી છે, તેથી મને ખૂબ આઘાત થાય છે. પણ આપ ગમે તેવો, શાસનનો નાશ થાય તેવો, અન્યાય કરો તો પણ આપને કહી શકે તેવી વ્યવસ્થા ખલાસ થઈ ગઇ તેનું પરિણામ એટલું ખરાબ આવશે ત્યારે આપ ચોંકી ઉઠશો, અને જગતમાં સારા તરીકે જીવી શકશો નહીં. માટે કૃપા કરી મહાસતીઓની સંયમરક્ષા થાય તેવો પ્રબંધ કરી શાસનને બચાવી લેશો.

આપની વાણીના વિશ્વાસુ અનેક ભાઇ–બહેનોએ દીક્ષાઓ લીધી તથા શ્રીસંઘે અને તેમના કુટુંબીઓએ લાખો રૂપિયા ખર્ચ્યા. જૈન શાસનની પ્રભાવના સાથે સાધુતાની પવિત્રતાથી શાસનને કેટલો લાભ થાય છે એ સમજાવતા ત્યારે સાંભળનારને ખરેખર લાગતું કે આવા સમર્થ પુરુષ વગર ભગવાનનો માર્ગ કોણ ટકાવી શકત. આપે આપના જ્ઞાન અને શક્તિના જોરથી બાલદીક્ષાનો ધોધ વર્ષાવ્યો. સાધુપણાના આત્મિકસુખ આગળ ચક્રવર્તિના સુખની કોઇ કિંમત નથી, આવી સાધુતાની મહત્તા સમજાવી. તેથી અનેક બાળ, યુવાન, પ્રૌઢ અને વૃદ્ધોએ આપનામાં વિશ્વાસ મુકી, ઉત્તમ પ્રકારના આત્મિક સુખો ભોગવવા માટે, દીક્ષાઓ લીધી. હાથીના દાંત દેખાડવાના અને ચાવવાના જુદા હોય છે તેવું આપનામાં હોય નહીં તેમ માની, આપનામાં વિશ્વાસ રાખી, આપની નિશ્રાએ આવ્યા. આપની નિશ્રાએ આવ્યા પછી કેટલા ઘરે ગયા, કેટલા સંયમથી ભ્રષ્ટ થયા, કેટલા વિષય કષાયથી રીબાઇ રહ્યા છે અને કેટલા સાધુતાની ખુમારી ગુમાવી સત્વહીન બની આરાધના માટે ઢીલા થઈ ગયા છે. સંસારનો નાશ કરવાની અને મોક્ષ મેળવવાની તીવ્ર ઝંખનાવાળાઓનો સંસાર વધી રહ્યો છે તેવી સ્થિતિ નજરે જોવાય છે. તેમાં કોઈ પુરાવાની જરૂર નથી. થોડા મહાત્માઓ સારા રહ્યા છે તે આપની કાળજીથી નહીં પણ એમની ખાનદાની અને પૂર્વની આરાધનાથી. આપે તો ભગવાનની આજ્ઞા ઉપર પગ મૂકી અસંયમ વધે તે માટે સાધુના પ્રાણ સમાન નવ વાડોનો નાશ અને અષ્ટ પ્રવચન માતાને મારી નાખવાની પૂરી સગવડ કરી આપી છે, તે કદી છૂપાય તેમ નથી. ગુરુની નિશ્રાએ આવેલાની કાળજી ગુરુ ન રાખે અને અસંયમી પાકે અને તેનો સંસાર વધી જાય, તેને આપે જે કડક શબ્દોમાં કીધું છે તે આપ યાદ કરશો શું આપના શબ્દોની પણ આપને કિંમત નથી?

તિથિ અંગે આપે જ્ઞાનમંદિરમાં કહેલ કે ભગવાનની આજ્ઞાને મારી નાખવા માટે જીવવું તેના કરતા ઝેર ખાઇને મરી જવું તે વધારે સારું. તિથિ માટે આજ્ઞાની આટલી મહત્તા જ્યારે સાધુઓના ભાવપ્રાણ સંયમની પવિત્રતા સાચવવા માટે કરેલી ભગવાનની આજ્ઞાને સાચવવા માટે તેની કોઈ કિંમત આંકી નથી, તે ઘણું જ શરમજનક છે અને દુઃખ ઉપજાવે તેવું છે. મહાપુરુષોએ ચારિત્રની કિંમત જે આંકી છે તે

આપ સમજાવતા, તે આપે બોલવા પૂરતી આંકી, અમલમાં મુકવા માટે નહીં. તેનું કારણ આપ ગમે તેવો આજ્ઞાભંગનો ગુન્હો કરો તો પણ, આપનામાંથી વિશ્વાસ ન ઊઠી જાય, અને સંઘમાં પ્રતિષ્ઠા જળવાઈ રહે તેવી બુદ્ધિથી ભદ્રિક લોકોને સમજાવ્યા છે, તે મહાન અન્યાય કરેલ છે.

હું આપના ધર્મરત્ન પ્રકરણના વ્યાખ્યાન વાંચું છું ત્યારે ભગવાનના માર્ગની શ્રદ્ધા પાકી થતી જાય છે અને આનંદ ખૂબ થાય છે. આપે આપના આત્મા માટે પ્રામાણિકપણે વિચાર કર્યો હોત તો શ્રીસંઘમાં ચોથા આરાના દર્શન થાત અને સાધુતાની પવિત્રતાની સુવાસ ચારે બાજુ ફેલાઇ ગઇ હોત. અમો કમભાગી કે આવા સમર્થ મહાપુરુષોની શક્તિ સંઘને મળવા છતાં કળિકાળના દર્શન થવા માંડ્યા છે.

શાસનના હિત માટે આપની વાત જેને જેને કરી તે વાતોને આપ આપના જ્ઞાન, શક્તિ અને ભદ્રિક શ્રીમંત લોકોની તાકાત ઉપર દ્વેષબુદ્ધિથી અસંતોષથી થાય છે તેમ કહી સમજાવી શકયા છો. તેનું પરિણામ એ આવ્યું કે સાચી વાત સાંભળવા જેટલી શક્તિ ખલાસ થઇ ગઈ. મહાપુરુષો સંયમના ખપી, શાસનના રાગી ને ગુણના પક્ષપાતી હોય. શાસનને સમર્પિત લોકો તેને જ મહાપુરુષ કહે છે. આપનું કોઈ પુન્યોદય જાગતું થઈ જાય ને છેલ્લે છેલ્લે સાધુતાની પવિત્રતા ટકાવવાનો સુંદર વિચાર આવી જાય તો સકલ સંઘનું કલ્યાણ થઈ જાય. કદાચ કોઇ તીવ્ર પાપના ઉદયે અસંયમને કાઢવા માટે સદ્‌બુદ્ધિ ન સૂઝે તો પણ હવે નવા ચીકણા કર્મ ન બંધાય તે માટે જાગૃતિ રાખવા સેવકની વિનંતી છે. મારી શુભ ભાવનાથી કરેલા તપ અને જાપ—સંયમના રાગી પ્રમાણિક મહાત્માઓને, ધર્મી આરાધક શ્રાવકોને તેમજ શ્રદ્ધાળુ શ્રીમંત શ્રાવકોને સંયમરક્ષાના કાર્યમાં મદદ કરવા શાસનદેવ પ્રેરણા કરશે, તેવી મને પાકી શ્રદ્ધા છે. આપને ચારિત્રની કિંમત સમજાય તો શ્રીસંઘ ઘણા અનર્થોથી બચી જાય. એ જ વિનંતી.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૨૦-૬-૮૨

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યદેવશ્રી **વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, પાટણ.

લી. સેવક **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપનો મારા ઉપર ધર્મ પમાડવા માટેનો ઉપકાર છે તે ધ્યાનમાં રાખી, આપને આ જે જે પત્રો લખ્યા તેમાં આપની મનોવૃત્તિ, આપની સ્થિતિ તથા આપના આશ્રયે આવેલાની સ્થિતિ અને આપે શાસનરક્ષાની વાતો કરી પણ અમલ માટે કોઇ પ્રયત્ન કર્યા નહીં જેનું પરિણામ ઘણું જ ખરાબ આવ્યું છે તે માટે થોડુંક આપને ન રુચે તેવું લખીને પણ આપના હાથથી કોઇ રીતે બગડેલ બાજી સુધરે તે ભાવથી સંઘના કલ્યાણ ખાતર વિનંતીપૂર્વક લખેલ છે, તે ઉપર કૃપા કરી વિચારશોજી.

ગોભદ્રનું જીવન, સિદ્ધપુરુષનું જીવન, ચંદ્રલેખાનું જીવન, તેઓના ગુણોનું વર્ણન, પૂ. આચાર્યભગવંત ધર્મઘોષવિજયજી મહારાજ સાહેબે આપેલો ઉપદેશ, સાધુ કોણ બને અને કોને બનાવાય તે બધી વાત સાંભળ્યા પછી, ગોભદ્રની સાધુ થવાની તીવ્ર ભાવના થઇ અને ઉત્કૃષ્ટ આરાધના કરવા છતાં માન-કષાયના જોરથી થયેલું પતન અને તેનું કેવું ભયંકર પરિણામ; પરંતુ કોઈ સારી ભવિતવ્યતાના યોગે તેને ખૂદ ભગવાનનો યોગ મળી ગયો, તેથી તેમનો થયેલો ઉદ્ધાર-આ બધી વાતોનું આપે વર્ણન કરી યોગ્ય આત્માઓ માટે ગુણો પામવા આપના જ્ઞાન અને શક્તિનો ઉપયોગ કર્યો. ક્યાં ક્યાં અને કેવા સંજોગોમાં કેટલી ઉત્તમતા હોય તો જ ટકી શકે, પરંતુ માન-કષાયના જોરે સાધુપણામાં ક્રોધ કરી આત્માની કેટલી ખાનાખરાબી થઈ, એ બધું વર્ણન આપે કરેલ છે. પરંતુ આપે અંતરમાં આત્મકલ્યાણ માટે વિચાર કર્યો હોત તો આજે શ્રીસંઘની સ્થિતિ કોઈ જુદી હોત. આપ ફરીથી વાંચી-વિચારી જોશો કે આપણે ક્યાં છીએ ?

મિથ્યાત્વને પામેલા જીવોના ગુણોનું વર્ણન સાંભળતા લાગે છે કે આવા જીવોની કેટલી યોગ્યતા અને આપ તથા આપની નિશ્રાએ

આવેલા ૬–૭મા ગુણસ્થાનકને પામવાની ઝંખનાવાળા હોવા છતાં, કેટલાઓએ સાધુપણાના ગુણ ખીલવવાની મહેનત કરી કે જેથી ભવોની પરંપરા કપાય અને કેટલાઓએ ભગવાનની આજ્ઞાને વફાદાર રહી પુરુષાર્થ કર્યો કે જેથી શાસન ઉજળું દેખાય ? વાતો ઘણી કરી, આચરણમાં કેટલી પીછેહઠ. ધર્મ દબાણથી કરાવાતો નથી, પરંતુ આરાધક આત્માઓને માર્ગદર્શન આપી અને કરુણાભાવ લાવી કહેવામાં આવે તો જરૂર સારા આત્માઓનું વહેલાસર કલ્યાણ થાય. બાકી તો પાપની પરંપરા વધારનારા આત્મા ઉપર દેખાડવા પુરતો વાત્સલ્યભાવ કે કરુણાભાવ બતાવવાથી કદી તેનું હિત થતું નથી; તેઓ શાસનની નિંદા કરનારા બને છે. સાધુતાની પવિત્રતા ટકાવવી એ શાસનરક્ષાનું મોટામાં મોટું કામ છે ને તે આપના હાથની વાત છે. માટે નવ વાડોનું તથા અષ્ટ પ્રવચન માતાનું શકિત મુજબ પાલન કરવાનું અને પ્રમાદથી દોષ થઈ જાય તો આખા દિવસમાં થયેલ પાપનું પ્રાયશ્ચિત લેવાની ગોઠવણ કરવામાં આવે તો, આરાધક આત્માઓ કર્મવશ ઢીલા પડ્યા હોય તો, તેનો ઉદ્ધાર થતાં વાર લાગશે નહીં. તેથી શ્રીસંઘમાં સાધુતાની પવિત્રતાની સુવાસ પ્રસરવાથી જૈન શાસનની જાહોજલાલી ઘણી વધી જવાની.

લોકોમાં સારા દેખાવા, થોડો ફેરફાર કરી, જગતને બતાવવા પૂરતો પ્રયત્ન થશે પણ અંતરમાં તેની કિમત નહીં હોય તો આત્માને કાંઈ લાભ થવાનો નથી.

આપ શાસનરક્ષક ગણાવ છો. આપે પ્રવચનની તાકાતથી લોકોને શાસનસેવાના લાભો સમજાવ્યા. તેથી–ધર્મબુદ્ધિથી–કલેશ કજિયા કરી, લાખો રૂપિયો ખર્ચી, તપ-જાપ આદિ કરી, જાનના જોખમે આપના વચન ઉપર વિશ્વાસ મૂકી ખૂબ ભોગ આપેલ છે, તે આપનાથી અજાણ્યો નથી. અત્યાર સુધી શાસનરક્ષાના જે કાર્યો કરાવ્યા તેમાં શ્રીસંઘને ભોગ આપવાનો હતો. આપને ફક્ત વાણી દ્વારા પ્રેરણા જ કરવાની હતી. સંયમરક્ષાની કિંમત અત્યાર સુધી થયેલા શાસનરક્ષાના કાર્ય કરતા અનંતગણી છે; અને તેમાં આપે જાતે જ ભોગ આપવાનો છે. તેમાં આપ ઉપેક્ષા સેવો તો શાસનની સેવાની ફક્ત વાતો જ કરવાની હતી.

સાધુતાની પવિત્રતાના નાશથી ધર્મસ્થાનો અધર્મના બની જશે. તેથી બાળકો, બહેનો અને પૂ. સાધ્વીજી મહારાજ સાહેબોને ધર્મસ્થાનો-

માં જવા માટેનો ભય વધતો જાય છે. તેવે વખતે શાસનની રક્ષા નહીં થાય તો શાસનનો નાશ અવશ્ય થવાનો, તેમાં જરા શંકા નથી.

પૂ. મહાસતીશ્રી સાધ્વીજી મહારાજ સાહેબનું શિયળભંગ કરનારને પૂ. શાસ્ત્રકાર ભગવંતોએ કેવા કેવા વિશેષણો આપ્યા છે તે જગત સમક્ષ આપે કહેલા છે. તે વખતે સાંભળનારને, ભયંકર પાપી હોય પણ થોડી ઘણી યોગ્યતા હોય તો, પાપથી પાછા ફરવાનું મન થયા વિના રહે નહીં. છતાં મહાસતીઓની પવિત્રતા સચવાય તે માટે ભગવાનની આજ્ઞા મુંજબનું નિયંત્રણ મુકવા માટે તૈયારી નથી, તેથી ખૂબ દુઃખ અનુભવું છું.

શ્રી રજનીશ અસંયમના વિચારો હતા તે મુજબ જગતમાં અમલ કરાવતો. શ્રીકાનજીભાઇએ તપ-ક્રિયાથી મુક્તિ નથી તેમ કહી અધ્યાત્મ-ની વાતો કરી; અને તે મુજબ પ્રમાણિકપણે વર્તન કર્યું. આપે મોક્ષ માર્ગની પ્રરુપણા શાસ્ત્ર અને સિદ્ધાંતને વફાદાર રહી સાધુજીવનની મહત્તા સમજાવી આત્મિક સુખનો મહિમા ગાયો. તેથી જીવનમાં કેટલી શાંતિ રહે છે અને આત્માનો કેટલો વિકાસ થાય છે તે પ્રતિપાદન કર્યું. પરંતુ તેનો અમલ, શકિત મુજબ, પ્રમાણિકપણે આપે નથી કર્યો. તેનો વિચાર હજુ કરશો તો પણ લાભ ઘણો થશે. આપના માથે સત્ય વાત કહેનાર કોઈ આજે વડીલ નથી, તેથી સંઘનું મહાન દુર્ભાગ્ય છે.

હજુ થોડા સાત્વિક, ચારિત્રસંપન્ન અને મોક્ષના ખપી મહાત્માની હાજરી હોવા છતાં આપને સત્ય વાત નથી કહી શકતા તેમાં આપનો જ અશુભનો ઉદય ગણાય કે કેમ, તે તો જ્ઞાનીભગવંતો કહી શકે.

સિદ્ધપુરુષને પુન્યનો ઉદય હતો તેથી ગોભદ્ર જેવો પવિત્ર માણસ મળી ગયો અને તેનું ઠેકાણું પડી ગયું. આપનો કોઈ પુન્ય ઉદય જાગે તો સદ્‌બુદ્ધિ જાગે ને શ્રીસંઘનું સંયમરક્ષાનું કામ સારી રીતે થઇ જાય. લોકોને શાસ્ત્ર અને સિદ્ધાંતની ઊંચી વાતો કરી સમજાવ્યું અને તેનો અમલ આપે તેથી વિપરીત કર્યો. તેથી જ પુન્ય જ ખાધું છે તે વાત આપ શાંતચિત્તે વિચારશો તો જરાય અતિશયોક્તિ નથી તેમ લાગ્યા વિના રહેશે નહીં. હવે આયુષ્યનો કોઇ ભરોસો નથી.

કર્મસત્તા પાસે કાંઇ ચાલવાનું નથી. છેલ્લે જીવનને સાર્થક કરવું હોય તો શાસનનું હિત વિચારી પ્રામાણિકપણે પ્રયત્ન કરશો તો હજી બાજી હાથમાં છે. આપ જે સ્થાન પર બિરાજો છો તેને વફાદાર ન રહેતા, બુદ્ધિ અને જ્ઞાનશક્તિનો ઉપયોગ આરાધના માટે નહીં કરતાં, ફક્ત માનપાન—પ્રતિષ્ઠા માટે કર્યો, તેથી આપે આત્માની ચિંતા તેમજ શાસનની ચિંતા કરી નહીં. રાજકારણમાં ઈંદિરાબેને જે માન–પ્રતિષ્ઠા મેળવી, તેથી વધારે શક્તિ હોવા છતાં, તેવી માન–પ્રતિષ્ઠા મેળવી શક્યા નથી, તે સત્ય હકીકતથી હજુ વિચાર કરતા થાવ તો શ્રીસંઘનું મહાન કલ્યાણ થઈ જાય. 'મહાવીર શાસન'માં શ્રી રાજુભાઈ માટે શબ્દો વાપર્યા છેઃ ધન્ય છે તેમના ધર્મને, ધન્ય છે તેમના જ્ઞાનને, ધન્ય છે તેમની શાસનસેવાને, ધન્ય છે આપના ઉપરના રાગને. પૂજ્ય આચાર્યભગવંત શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ અને પૂજ્ય આચાર્યભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ જેવા મહા પ્રભાવશાળી મહાત્માની હરોળમાં, પંચ પરમેષ્ઠીના ત્રીજા પદે સ્થાપિત કરી મુક્તિપદનું સર્ટીફીકેટ ફાડી આપનાર પણ ઓછા ધન્યવાદને પાત્ર નથી. જગતમાં બધું બે નંબરમાં છે તો બે નંબરના ધર્મમાં આને જ મહાન ધર્મ કહેવાય ? શેઠશ્રી જીવાભાઈની પ્રેરણાથી શેઠશ્રી કસ્તુરભાઈએ સાધુતાની પવિત્રતા વધે તે માટે સંમેલન બોલાવેલ. જાહેરમાં આવી ચર્ચા થાય તો શાસનને નુકશાન થાય અને સાધુની નિંદા થાય તેવી વાતો સમજાવી સંમેલનને નિષ્ફળ બનાવવાના શક્ય તેટલા પ્રયત્નો કર્યા. આપે ખાનગીમાં સાધુતાની પવિત્રતા માટે કોઈ પ્રયત્ન ન કર્યા તેના કડવા ફળ શ્રીસંઘને ચાખવા પડે છે. અને અમોએ આપના વિશ્વાસે કાર્ય કરેલ તેથી ભયંકર પાપ બાંધ્યું છે. પાપો છુપાવવા આપે માયા કરી કેવું પાપ કર્યું તે તો જ્ઞાની જાણે.

હવે અન્યાયને ઢાંકવા એવો પ્રચાર કરવામાં આવે છે કે સાહેબ તો ઘણા જ વાત્સલ્યવાળા અને મહાન કરુણાના ભંડાર છે. આ બે ગુણો ઉત્કૃષ્ટ કોટીના હોવાથી કોઈને દુઃખ લાગે તેવું કહી શકતા નથી. આ બે ઉત્તમ ગુણો કેવલજ્ઞાની ભગવંતોમાં જ હોય તેથી ગણને વાચણાં, ચોયણાં, પડીચોયણાં કરી શકે તેમને જ સોંપે છે. તો આપને આ બે ગુણો ઉત્કૃષ્ટ કોટીના પ્રાપ્ત થયા હોય તો સમુદાય બીજાને સોંપી

હેવો જોઇએ, જેથી નિંદા અને ફજેતી ન થાય અને શાસનની મલીનતા ટળે. અસંયમને પ્રોત્સાહન આપવા માટે વાત થતી હોય તો મને લાગે છે કે આપના હાથથી ન કરવાના કાર્યો થયા હોય તેથી લાચાર થઇ જવાથી આબરૂના ભયે કાંઈ કહી શકતા નથી. તેથી બુદ્ધિ અને કળાથી માયા કરી આ બે ગુણોનો પ્રચાર કરી શકો છો. શું સત્ય છે તે આપ જ જાણી શકો અગર જ્ઞાની જાણે.

મને આપના જ વિચારો આવે છે કે કર્મસત્તા શું શું કરાવે છે ? પૂર્વધરો કેમ પડ્યા ? શાસનને શક્તિસમ્પન્ન મળ્યા છતાં સંઘનું કેટલું ઓછું પુન્ય કે આપે કરેલ શક્તિનો ક્રૂર ઉપયોગ કર્યો તેથી સંઘની ખાનાખરાબી થયેલી. આ વિચારોથી હું ઘણો જ દુઃખી થઉં છું. આપને શાસનના રાગી, પુન્યાત્મા ને સત્ય વાત કહેનારા મળી જાય તો જ સંઘનો ઉદ્યોત થાય.

આપ અત્યાર સુધી પાપાનુબંધી પુન્યના હિસાબે જે રીતે જીવ્યા છો તે આપની કર્મ પ્રકૃતિથી ગમે તેવા દોષો સેવો તો પણ લોકો ગુણો માને. તેથી માનની પરાકાષ્ઠાએ પહોંચેલા આપને સહેજે થાય કે, મારા પગના તળીયે બેસનાર, સેવક તરીકે રહેનારો મને સલાહ દેનારો કોણ ? આવા ભાવથી અંતરમાં ક્રોધની માત્રા વધી જાય તો, આપને વિનંતીપૂર્વક કહું છું કે શાંત થાવ, શાંત થાવ. આપ જ્ઞાની છો. હજુ ધારો તેટલું સારું કરી શકો તેમ છો. તો શક્તિ, જ્ઞાન, બુદ્ધિનો સદુપયોગ કરી, ભૂતકાળને ભૂલી જઇ, માનને મારી નાખી, આપ એકાંતે આત્મ-કલ્યાણ માટે પ્રયત્ન કરશો તો દરેકનું કલ્યાણ છે. શાસનને મહાન ઉલ્કાપાતથી બચાવી આપની છેલ્લી જિંદગી સાર્થક કરો, તેવી સેવકની દર્દભરી નમ્ર વિનંતી છે.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૮-૧૨-૮૨

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યદેવશ્રી **વિજયરામચંદ્ર-સૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, શ્રી પાટણ.

લી. સેવક **દીપચંદ વખતચંદના** ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપશ્રીનો અગિયાર પત્રો લખ્યા. સાધુઓની પવિત્રતા સાચવવા ઘણી વિનંતી કરી. પણ આપે અત્યાર સુધી સંયમની, શાસનરક્ષાની, શાસ્ત્ર-સિદ્ધાંતની અને ધર્મની ખૂબ વાતો કરી; પરંતુ અંતરમાં ધર્મનો રાગ નહીં હોવાથી, ચારિત્રની કોઇ કિંમત નહીં હોવાથી- આપની પાસે તથા સમુદાયમાં તેમજ પક્ષમાં જે અસંયમની સ્થિતિ થઈ રહી છે, તેને અટકાવવા ગચ્છાધિપતિ તરીકેની ફરજ બજાવી નથી. પરંતુ અંસયમનો બચાવ કરવા ભદ્રિક શ્રીમંતોના બળ ઉપર તથા સાધુ-સાધ્વીજીના પ્રચાર કરાવવાની તાકાત ઉપર આપે જ્ઞાનનો ઉપયોગ કરી પ્રયત્ન કર્યો છે તે ગચ્છાધિપતિના પદને કલંક સમાન છે. મહાવ્રતની પ્રતિજ્ઞા લીધા પછી ભગવાનની આજ્ઞાનું પાલન ન કર્યું તેનાથી નવ વાડો તથા અષ્ટ પ્રવચન માતાનો ઘાત થયો તેનું જ પરિણામ છે. તેથી મોટા ભાગના સાધુઓની સ્થિતિ દયાજનક અને કરુણાપાત્ર બની છે; અને જીવનને બરબાદ કરી, આટલી ઊંચી સ્થિતિએ આવ્યા પછી, જીવનને હારી ગયા છે અને શ્રી-સંઘને બેવફા બન્યા છે. આપે કોઈની ભાવદયા ન ચિંતવી તેનું કારણ આપને સાધુતાની કિંમત નહોતી. ફક્ત ચારિત્રની ઊંચી વાતો કરી લોકોને ભરમાવી સાધુઓની સંખ્યા ગણાવી. પ્રતિષ્ઠા માટેની રમત હતી, તે અત્યારની સ્થિતિથી નક્કી થઈ ગયું છે. હજુ આપને વિનંતીપૂર્વક લખું છું કે આપની કારકિર્દી કલંકિત હોવા છતાં, જગતમાં મહાપુરુષોની ખ્યાતી છે તેને ટકાવવી હોય તો, છેલ્લી અવસ્થામાં સંઘના કલ્યાણ ખાતર, સાધુઓના જીવન ખાતર, આપના આત્મકલ્યાણ ખાતર જે કારણોથી અસંયમ વધ્યો છે તે (નીચેના) કારણો નાબુદ થાય તો જ દરેકનું કલ્યાણ છે.

વ્યાખ્યાન સિવાય સાધ્વીજીએ કે બહેનોએ આવવું નહીં. વંદન દરેકે તે જ વખતે કરી લેવું.

## વાતો કરી લોકોને ભરમાવી સાધુઓની સંખ્યા ગણાવી

## ચારે આહારનો ત્યાગ કરી મારા જીવનને સાર્થક કરીશ

ગામડામાં સાધુ સાધ્વીજીએ સાથે રહેવું નહીં.

અસંયમી સાધુઓનું ચાતુર્માસ હોય ત્યાં સાધ્વીજીનું ચાતુર્માસ કરાવવું નહીં.

અસંયમી સાધુઓ પાસે સાધ્વીજીને વંદન કરાવવું નહીં.

અસંયમી સાધુ હવે પ્રાયશ્ચિત લઈ શુદ્ધ થાય. પછી જો ભગવાનની આજ્ઞાને વફાદાર ન રહે અને આજ્ઞાભંગ કરે તો પાટ ઉપર બેસાડવા નહીં.

જે કોઈ સાધુ–સાધ્વીજી આનું પાલન ન કરે તો તેની સાથેનો વંદન વહેવાર બંધ કરી દેવો.

સાધુતાની પવિત્રતા સારામાં સારી સચવાય તે માટે ચારિત્ર-સંપન્ન પૂ. સાધુઓ તથા ચારિત્રના પ્રેમવાળા શ્રાવકોની કમીટી નીમવી.

ઉપરની હકીકત આપ ધ્યાનમાં લઈ આપના જ હાથથી શાસનનો રાગ હશે તો જ કાર્ય થશે તેથી દરેકને ખૂબ આનંદ થશે. આપને તથા બીજા ચારિત્રસંપન્ન મહાત્માઓ પાસે સાધુતાની પવિત્રતા વધે તે માટે ખાનગીમાં ખૂબ મહેનત કરી, પણ હજુ સુધી કોઈએ પ્રયત્નો કર્યા નહીં તેનું મને પારાવાર દુઃખ છે. તેથી શ્રી સકલ સંઘને જાગૃત કરવાઅને સાચી પરિસ્થતિથી વાકેફ કરવા શ્રી જ્ઞાનમંદિરની બહાર ઓટા ઉપર, ચારે આહારનો ત્યાગ કરી મારા જીવનને સાર્થક કરીશ. તેમાં જૈન શાસનની નિંદા થશે તથા સાધુઓની ફજેતી થશે તેની પુરતી જવાબદારી આપની છે; અને આને દબાણ કે ધમકી માનશો નહીં. મારા હ્રદયની વેદના ૧૮ મહિનાથી સાધુતાની પવિત્રતા માટે કરેલ તપથી થયેલ રક્ષાની શુદ્ધ ભાવના છે. એ જ વિનંતી.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

શ્રી આચાર્ય મહારાજ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબની સેવામાં, શ્રી પાટણ.

**લી. દીપચંદ વખતચંદના** ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિ. વિ. સાથ જણાવવાનું કે આપને ૧૨ પત્રો લખ્યા છે. તેનાથી આપને વિચારવાની તક મળવા છતાં કદી વિચાર કર્યો નહીં. તેથી ખાતરી થઇ છે કે આપને કદી પરલોકનો વિચાર આવવાનો નહીં. તેમ સમજવા છતાં કદાચ કોઇ સારી ભવિતવ્યતા હોય અને સંઘનું પુન્ય જાગૃત હોય તો સંઘનું હિત કરવાનું મન થઇ જાય તે માટે જ પ્રયત્ન કરું છું.

જૈન પ્રવચનની ફાઇલમાંથી પૂ. ગુરુદેવશ્રી ગચ્છાધિપતિએ કરેલ બંધારણ*ની કોપી આ સાથે બીડી છે. તે બંધારણ આપે માન્ય રાખેલ છે. સાધુઓની પવિત્રતા સચવાય તે માટે ભગવાનની આજ્ઞાને તથા બંધારણને નજર સમક્ષ રાખી ઉપદેશ આપતા હતા કે સાચી સાધુતા ટકાવવી હોય તો નવ વાડોનું પાલન અને અષ્ટ પ્રવચન માતાનું જતન કરવું જ જોઇએ. એવું કહેનારાઓના હાથથી જ સંયમ અને આચારનો નાશ થયો છે અને બંધારણને ભાંગીને ફેંકી દીધું છે તે કમનશીબી છે. આ સંબંધી આપ શાંતચિત્તે વિચારશો તો આપને જ લાગશે કે મારા જીવનનું મેં શું કર્યું અને તેનું પરિણામ કેવું આવ્યું ? અંતરચક્ષુ ખુલ્લા હશે તો નજરે દેખાશે.

પૂ. ગુરુમહારાજશ્રીએ આપની સાથે સંગઠન કર્યું કે હવેથી ભગવાનની આજ્ઞા વિરૂદ્ધ કંઇ ન કરવું, વિશિષ્ટ રીતે ચારિત્રનું સુંદર પાલન થાય તે માટે બંધારણ કર્યું; અને તેનું કડક રીતે પાલન કરવાની ખાત્રી આપ્યા પછી જ આપને સમુદાયમાં લીધા છે.

પૂ. ગુરુમહારાજશ્રીનો અખંડ પ્રેમ ને વિશુદ્ધ જીવન હોવાથી સંયમમાં દુષણ લાગે તેવા કારણોને નાબૂદ કરવા માટે, આપની પાસેથી

---

* આ બંધારણની વિગત વિભાગ પહેલાના અંતે આપી છે.

પાકી ખાત્રી લીધા પછી જ, આપ જેવા સમર્થ અને શક્તિશાળી સંઘમાં ગણાતાની શરમ રાખ્યા સિવાય, સંયમની રક્ષા કરી. ત્યારે આપે સંયમ-માં ખપી, જે સાધુઓએ આપની અસંયમની પ્રવૃત્તિમાં સાથ ન આપ્યો તેમની સાથેનો વ્યવહાર બંધ રાખી સમુદાયની બહાર મુકી દીધા છે જેથી તેઓ નિરાધાર બની જાય. પરંતુ તેઓમાં ચારિત્રની ખૂમારી તથા ગમે તેવું કષ્ટ આવે તો તે સહન કરવાની તાકાતથી આરાધના કરી રહ્યા છે. તેથી આપની મેલી મુરાદ સફળ થઈ નથી. ચારિત્રસંપન્નને શિક્ષા કરવાનો અત્યાર સુધીમાં આ પહેલો પ્રસંગ હશે. ધન્ય છે આપના સ્થાનને, ધન્ય છે આપના ધર્મને. આપના ઉપર કોઈનો અંકુશ નહી તેથી જ આવો મહાન અન્યાય કરી, અસંયમની પુષ્ટિ કરી છે. આપશ્રી વિચારજો, અસંયમના પાપે કેવી રમતો કરવી પડી, તે પણ ધર્મ અને શાસનના નામે.

પૂ. ગુરુમહારાજશ્રીનો વિશ્વાસ સંપાદન કર્યા પછી શ્રીસંઘે આપની વાણી ઉપર શ્રદ્ધા રાખી. સેંકડો ભાઈ–બહેનોની દીક્ષા થઈ તેમાં શાસ્ત્ર મુજબનું કોઈ ધોરણ સ્વીકાર્યું નહીં. તેથી મોટા ભાગના દીક્ષીતોના જીવન સાધુતાના આચારનો નાશ કરી જીવનને બરબાદ કરી રહ્યા છે, તે સત્ય હકીકત નજરે દેખાય છે. આપે દીક્ષાનું મહત્ત્વ શાસ્ત્ર આધારે એવું સમજાવેલ કે ૧૨ માસનું સાધુપણું પાલનાર અનુત્તર દેવના સુખ જેવું આત્મિક સુખ અહીંયા બેઠા ભોગવે છે. આવું સુખ ભોગવનાર એક પણ સાધુ પાકયો નથી એવું જાણવા છતાં આપના ઉપર વિશ્વાસ રાખી અનેક કુટુંબોએ પોતાના વહાલસોયા પુત્ર–પુત્રીઓ, ભાઈ–બહેનો અને સગાસબંધીઓને સાચા સુખનો સ્વાદ લેવા અને વહેલી મુક્તિ થાય તે ધ્યાનમાં રાખી લાખ્ખો રૂપીયા ખર્ચી ધર્મ પ્રભાવનાઓ કરી. આપની નિશ્રાએ આવ્યા પછી આપના માયાવી જીવનથી તેમનો આત્મિક વિકાસ નાશ થઈ ગયો. આપે સંખ્યાબળ વધારવા પ્રતિષ્ઠાનું લક્ષ શરુ કર્યું પરંતુ અનેક આત્માઓનું અહિત થયું. તેથી તેના વાલીઓનો તથા શ્રીસંઘનો દ્રોહ ગણાય કે કેમ તેમજ આપને ભયંકર પાપ બંધાય કે કેમ તે આપે જ નક્કી કરવાનું છે. આપને ખરેખર ધર્મ ઉપર પ્રેમ–શ્રદ્ધા હોત તો કદી આવી ભયંકર સ્થિતિ પ્રાપ્ત થાત નહીં. આપ કર્મ-સત્તા તથા પરલોકનો ડર ભૂલી ગયા તેનું મને પારાવાર દુઃખ છે. આવા

સમર્થ શક્તિશાળીની કર્મે કેવી સ્થિતિ કરી નાખી. પરંતુ હજી વિચાર કરવાની તક છે. વૃદ્ધ ઉંમર થતી જાય છે. અવારનવાર તબિયત બગડી જાય છે. પરંતુ આયુષ્યના બળે તબિયત સુધરી જાય છે તો સંઘના હિત ખાતર, આત્મકલ્યાણ ખાતર, પૂ. ગુરુદેવશ્રીને આપેલ વચન પાળવાને ખાતર સદ્‌વિચાર આવે તો દરેકને સાચી સાધુતાના દર્શન થાય અને સંઘનું રૂણ અદા કરી શકાય. તેથી છેલ્લી ઘડીએ સાચી સમાધિ ટકશે.

આપે શાસનરક્ષા, તીર્થરક્ષા, સિદ્ધાંતરક્ષા, સંયમરક્ષાના લાભો સમજાવ્યા. ભગવાનના માર્ગની રક્ષા કરવા પુન્યાર્થી હોય તો જ તન, મન અને ધનથી તેમજ જરૂર પડે તો રાજકર્તાનો આશરો લઇને તેમજ કોર્ટમાં ન્યાય મેળવવાને અને ન્યાય ન મળે તો આમરણાંત ઉપવાસ કરી લાભ લઈ શકે. છતીશક્તિએ કાંઇ ન કરે તો મહાન પાપના ભાગીદાર બને છે. આપની આ વાણી ઉપર વિશ્વાસ રાખી સાધુઓની પવિત્રતા કેમ વધે તે માટે જેને જેને પ્રયત્નો કર્યા તેને તકલીફમાં મુકવા કોઈ કચાશ રાખી નથી. પરંતુ તેઓના પુન્યે આપને સફળતા મળી નથી. તેથી નક્કી થાય છે કે આપની વાણી અને જીવન વચ્ચે આકાશ–પાતાળ જેટલું અંતર છે. આપની પાસે આપના આત્માની ચિંતા કરનાર હિતેચ્છુ કોઈ જ નથી, તેનું જ આ પરિણામ છે. હું આપનાથી ધર્મ સમજ્યો તેથી હિતચિંતક તરીકે મારે મારી ફરજ બજાવવી જોઇએ. અસાધ્ય દર્દ માટે ઘણી કડવી દવા પાવી પડે છે તેમ મારાથી હિત-બુદ્ધિથી કડક લખાણ હોય અને સત્યનો પક્ષ કર્યાથી આપને દુઃખ લાગે તે સ્વાભાવિક છે. છતાં આપને વિનંતી કરું છું કે હવે ખુણે બેસી, આંસુ સારી, કરેલ કૃત્યનો પશ્ચાતાપ કરી જીવનને શુદ્ધ બનાવવા પ્રયત્નો કરશો તો પણ ઘણાં પાપથી હળવા થઇ જવાશે. હજી બાજી હાથમાં છે. માટે કૃપા કરી માયા–દંભ-કાવાદાવાને વોસરાવી જીવનને સફળ બનાવો, તે જોવાની મારી તીવ્ર ભાવના છે. આપે જીવન સુધારવા ઘણાને સલાહ આપી છે. આપને મારે વિનંતી કરવાનો વખત આવ્યો તે પણ કાળની બલીહારી છે. આયુષ્ય ઘટતું જાય છે; અને કોઈપણ વિચાર નહીં કરો તો, આજે આયુષ્ય પૂરું થઈ જશે તો, આપની જગતમાં મોટી ભુલ હશે. આપની શક્તિ, બુદ્ધિ, જ્ઞાનનો ઉપયોગ કરી,

## આપને જ લાગશે કે મારા જીવનનું મેં શું કર્યું

## ખાત્રી આપ્યા પછી જ આપને સમુદાયમાં લીધા છે

## કેવી રમતો કરી, તે પણ ધર્મ અને શાસનના નામે

ધર્મની વાતો કરી અને ધર્મના કાર્યો કરી, સકલસંઘને મૂર્ખ બનાવવાનો આનંદ જતો કરી, કરેલા પાપોને પ્રમાણિકપણે સ્વીકારવાથી સદ્ગતી નક્કી થઈ જાય છે. હવે તો આપે જ આત્મકલ્યાણ કરવું કે ન કરવું તેનો નિર્ણય કરવાનો છે. સાધુઓની પવિત્રતા ન સચવાય તો શાસનનો નાશ અને તેથી ધર્મનો નાશ; અને તે નાશને અટકાવવા આપ કાંઈ નહીં કરો તો મારે ગમે તેવા ભોગો આપવા પડશે તે આપી, જીવનને સાર્થક કરીશ. પરિણામ તો જ્ઞાનીએ દીઠું હશે તે આવશે.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના.

તા. ૨૨-૨-૮૪

પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબની સેવામાં, અમદાવાદ.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના.

વિશેષ જણાવવાનું કે આપને પત્ર લખવાનું પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયકલાપૂર્ણસૂરીશ્વરજી મહારાજ સાહેબે બંધ કરાવી પોતે સંયમની રક્ષા માટે, દેવ-ગુરુની આજ્ઞાનું પાલન કરાવવા માટે, ચાતુર્માસમાં સાથે રહી પ્રયત્ન કરશે, તેમ કહેવાથી મારા પ્રયત્નો બંધ રાખેલ. આપની તબિયતને નજર સમક્ષ રાખી ધારેલ કે આપ છેલ્લે ભગવાનના શાસનને અને આપના આત્માને થયેલ નુકશાનથી બચાવી જીવન સાર્થક કરશો, તે ધારણા પણ નિષ્ફળ નીવડી છે. પૂજ્ય ગુરુદેવે સાધુઓની સંયમરક્ષા થાય તે માટે ૧૧ કલમોનું બંધારણ કરેલ છે, તે પાળવા માટે ખાત્રી આપેલ. તે ખાત્રીનો છડેચોક ભંગ કરનારમાં, પૂજ્ય ગુરુદેવ પ્રત્યેનો રાગ અને સંયમનો રાગ કેવો હતો તે જગજાહેર થતો જાય છે. ૧૧ કલમનું અને ૯ વાડોનું પાલન કરી દેવ-ગુરુને વફાદાર રહ્યા હોત તો શાસનપક્ષમાં મોટાભાગે આચારભ્રષ્ટ અને સંયમભ્રષ્ટ થયા છે તે કદી થાત નહીં.

સાધુના સંયમ ખાતર ને શાસનપક્ષની પ્રતિષ્ઠા વધારવા માટે મેં ઘરબારનો ત્યાગ કરી થોડા ટાઈમમાં મારી પ્રવૃત્તિ શરૂ કરવાનો નિર્ણય કરેલ છે. મારા જીવનમાં લોહીનું બિન્દુ હશે ત્યાં સુધી મહાસતીઓની શિયળરક્ષા કરવા પ્રયત્ન કરીશ. મારા હાથથી આપની કારકીર્દી ખલાસ ન થાય તેવી તીવ્ર ભાવના હોવા છતાં લાચાર થઈ એક બાજુ શાસન-સંયમરક્ષા છે, બીજી બાજુ શાસન. શાસન પક્ષે આપેલ ખાત્રી ભંગ કરી સાધુના આચાર અને સંયમનો નાશ કરવામાં આપનો મોટો હિસ્સો છે. એટલે આપની કૃત્રિમ પ્રતિષ્ઠા કરતાં સંયમરક્ષાની કિંમત અનેક ગણી છે. તેથી મારે મારી ફરજ બજાવવી તેમ માનીને હવે પ્રયત્ન કરીશ. તેમાં આપ, સમુદાય અને પક્ષના સાધુમાં મોટા ભાગે જે રીતે જીવન જીવી રહ્યા છે અને સાધુના આચારનો અને સંયમનો

## સંયમનો રાગ કેવો હતો તે જગજાહેર થતો જાય છે,

## આપની કૃત્રિમ પ્રતિષ્ઠા કરતાં સંયમરક્ષાની કિંમત

## ગમે તેવું સહન કરવાની મારી સમ્પૂર્ણ તૈયારી છે

નાશ કરવા માટે સાધુવેશમાં રહીને જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે અને શ્રદ્ધાળુ, ભોળા, સરળ જીવોને ધર્મના નામે ફસાવી માયાદષ્ટિ અને અને અસત્યનું આચરણ કરી મહાવ્રતનો છડેચોક ભંગ કરી અનેક આત્માઓને દુર્ગતિમાં મોકલવાનો ધંધો ચાલી રહ્યો છે અને દેવ–ગુરુની આજ્ઞા પાલન કરવા માટે શાસ્ત્ર અને સિદ્ધાંતને વફાદાર રહેવા શાસનપક્ષે - ખાત્રી આપી હતી તે જ પક્ષના મોટાભાગના સાધુઓ આપની આગેવાનીથી કેટલી નીચી કક્ષાએ જઇ શાસનપક્ષને તથા તેની પ્રતિષ્ઠાને ખતમ કરવા સુધી જે કૃત્યો કર્યા છે, તે ભૂતકાળ ભૂલી જઈ હવે તેવી પરિસ્થિતિ ન થાય, તે માટે શાસનપક્ષે આપેલ વચનનું પાલન કરાવવા શાસનદેવ જે પ્રેરણા કરશે તે બધા કાર્યો કરીશ અને તે માટે ગમે તેવું સહન કરવું પડશે તે માટે મારી સંપૂર્ણ તૈયારી છે. પહેલું કામ આપ જ્યાં હશો ત્યાં સાચી પરિસ્થિતિ જણાવીશ. તે પત્રની નકલ હવે પછી મોકલીશ. આશા રાખું છું કે હજુ સંયમરક્ષા માટે દેવ–ગુરુની આજ્ઞા માનશો.

હું સમજું છું કે આપની પાસે પૈસાદારનું પીઠબળ છે, લાગવગ છે તેમજ અનેક પ્રકારે આપનો બચાવ કરનાર મોટો વર્ગ છે. તેથી સિંહ સમાન ગણાવ છો. પણ કર્મસત્તા પાસે પાપરૂપી જીવમાં એટલા બધા ફસાઈ ગયા છો તેને મારા જેવો નાનો ઉંદરડો આપની જાળને તોડી નાખી આપને સાચો ખ્યાલ આવશે ત્યારે જ મને સંયમરક્ષાનો આનંદ થશે.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વંદના.

તા. ૨૭–૨–૮૪

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબની સેવામાં, શ્રીઅમદાવાદ.

લી. **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપનો મારા ઉપર ધર્મ સમજાવવાનો ઉપકાર છે તેનો બદલો વાળવા આપના આત્માની ચિંતા કરવી તે જ સાચો ઉપાય છે.

આત્મિક દૃષ્ટિએ આપે ઘણું જ ગુમાવ્યું છે તે હું સારી રીતે સમજી શક્યો છું. તેથી શાસનના હિત ખાતર, સાધુતાની પવિત્રતા સાચવવા માટે શાસ્ત્રીય વાતનો તેમ જ પૂ. ગુરુદેવને ૧૧ કલમ પાળવા વચન આપેલ, તે પાળવા માટે ખૂબ વિનંતી કરી, પણ તેનો અમલ કરવા–કરાવવા તૈયાર નહિ, તેથી આપની મનોદશા સાધુતાને શોભે તેવી છે કે કેમ તે આપ વિચારી જોશો.

શાસ્ત્રની વાતો સંઘમાં કલેશ કરાવવા અને મહત્ત્વાકાંક્ષા પોષવા માટે જ હતી. ધર્મની વાતો બીજાઓને હલકા દેખાડવા માટે જ હતી, જીવનમાં અમલ કરવા માટે નહોતી, તે બુદ્ધિશાળી પ્રામાણિક લોકો સારી રીતે સમજી ગયા છે. હજુ જીવન સાર્થક કરવા માટે અમલ કરવાની સુંદર તક છે. જેઓને આપના આત્માની ચિંતા નથી અને આપની પુન્યની લીલા ઉપર દૃષ્ટિ રાખી દેવગુરુની આજ્ઞા ભંગ કરવામાં સહાયક બન્યા છે તેઓ આપનો તથા શાસનનો ભયંકર દ્રોહ કરી રહ્યા છે. તેઓને ભગવાનની વાણી ફળી હોત તો આપની અને શાસનની ચિંતા કરવાના સુંદર મનોરથ થયા હોત. શાસ્ત્રદૃષ્ટિએ સાધુતાની પવિત્રતાનો નાશ કરનારામાં સહાયક થાય છે તે તન–મન–ધનનો ભોગ આપી પાપ ખરીદ કરવાનો ધંધો કરી રહ્યા છે, તેથી સંઘનું ઘણું જ અહિત થયું છે

શુદ્ધ ચારિત્રસંપન્ન પૂર્વના મહાપુરુષો પોતાની અંતિમ ઘડી જેમ નજીક આવતી જાય તેમ વધારે જાગૃત બની, દરેક બાહ્ય પ્રવૃત્તિઓ છોડી દઈ, એકાંતે આત્મ–સાધના કરી, સમાધિપૂર્વક આયુષ્ય પૂર્ણ કરે

છે. તે આપ સારી રીતે સમજવા છતાં તેનો અમલ નહિ કરતાં અને આ જીવનની કિંમત નહિ આંકતાં માન–પ્રતિષ્ઠા–આડંબરથી વિચાર-શુન્ય બની ગયા છો, તેથી જ સારો એવો સંસાર ઊભો કરી શક્યા છો. આપે ઘણાને નિવૃત્ત થવાની સલાહ આપી. તેનો આપે જ અમલ ન કર્યો, તેનું જ પરિણામ છે.

પાપાનુબંધી પુન્યના જોરથી વ્યક્તિરાગમાં અંધ બનેલા સ્વાર્થી લોકો રામ ત્યાં અયોધ્યા કહી અજ્ઞાનનો જગતમાં પ્રચાર કરે છે. આ કાળમાં ગુણના પૂજારી બહુ ઓછા હોવાથી ભાટ–ચારણો ખૂબ વધી ગયા, એટલે ગુણવાનને ઓળખવાનું મુશ્કેલ થયું છે. રામની પાછળ આખી અયોધ્યા નગરી તેઓના ગુણો સંભારી સંભારી શોકમાં ડૂબી ગઇ હતી, ત્યારે આ રામની પાછળ સંઘના વ્યક્તિરાગી વર્ગનો સાધુના આચારનો નાશ કરવામાં મોટામાં મોટો હિસ્સો છે. છતાં અજ્ઞાન ભોળા લોકોને ધર્મની માયાવી વાતો કરી સંઘને મૂર્ખ બનાવે છે. તે અટકાવવાની તાકાત નહિ હોવાથી દુઃખ અનુભવે છે. આનું પરિણામ ઘણું જ ભયંકર ભોગવવું પડશે તેવું કહેનારા વડીલો કે હિતેચ્છુ કોઈ નથી, તે જ આપનો મહાન પાપનો ઉદય છે.

આપ વિચારો, ધીરેન્દ્ર બ્રહ્મચારી ઉપર રાજ્યકર્તાઓના ચારે હાથ પાપાનુબંધી પુન્યના જોરે હતા. પુન્ય ખલાસ થયું ત્યારે શું સ્થિતિ થઈ રહી છે તે નજરે જોવા છતાં આપના જીવન માટે જ્ઞાનનો સદ્‌ઉપયોગ નથી કરતાં તેનું મને પારાવાર દુઃખ છે.

વાણી અને પુન્યના પ્રભાવથી વ્યક્તિરાગી ભક્તો થયા, તેનું પરિણામ આપને તથા સંઘને માટે નુકશાનકારક બન્યું છે, તે સત્ય હકીકત સ્વીકારશો તો જ જીવન સાર્થક કરી શકશો. શાસનરાગી ભક્તો થયા હોત તો અસંયમ કદી વધત નહિ અને આપને પણ સાચી સલાહ આપત.

આપના વ્યાખ્યાનમાં સાધુ–સાધ્વીજી, શ્રાવક–શ્રાવિકાઓએ સાંભળવા માટેની ખૂબ ખૂબ દોડાદોડી કરી. કેવો ધર્મ પામ્યા કે કોઇએ આપના આત્માની ચિંતા ન કરી અને ઉપરથી આત્મઘાતક

પ્રવૃત્તિમાં સહાયક બન્યાં. જરૂર, આપના નાશવંત શરીરની ચિંતા ખૂબ કરી રહ્યા છે, તેમાં આપનું પુન્ય કામ કરે છે.

લોકો માને છે કે આપ ગીતાર્થ છો, શાસનપક્ષના ગચ્છાધિપતિ છો. એટલે આપની પાસે પાપથી હળવા થવા માટે પ્રાયશ્ચિત લઇ શુદ્ધ થયાનો આનંદ માને છે. પણ આપ જ્ઞાનીની દૃષ્ટિએ કરેલ ભૂલોને ભૂલ માનીને પ્રાયશ્ચિત લઇ સકલ સંઘને અંતઃકરણપૂર્વક ખમાવી શુદ્ધ થયાનો આનંદ ભોગવો તેવી એક જ ઇચ્છા છે.

શાસનને નુકશાન કરનારા માટે જાહેરમાં આપે કેવા કેવા કઠક શબ્દો શાસ્ત્ર આધારે કીધા હતા તે યાદ કરવા નીચે મુજબ જણાવું છું કે આવા પાપો બાંધનારને શુદ્ધ થવાનો ઉપાય ખરો કે કેમ અને તેને શું શું કરવું જોઇએ તો આત્મા નિર્મળ થાય તે શાસ્ત્રદૃષ્ટિએ આપને વિચાર કરતાં આપે શાસનને કરેલ નુકશાનનો વિચાર આવે તો મારી સંયમરક્ષાની શુભ ભાવના સફળ થાય.

" સુસાધુને કુસાધુ કહે અને કુસાધુને સુસાધુ કહે તે અનંત સંસારી છે.

" આજ્ઞાભંજક, સંયમનાશક સુસાધુની ખ્યાતિ મેળવે તેને જે છતીશક્તિએ ન રોકે તે સંઘનો મહાન વિશ્વાસઘાતી છે.

" જે ગુરુઓ દીક્ષા આપ્યા પછી તેના આત્માની ચિંતા કરતાં નથી તેથી આજ્ઞાભંગ બની સાધુના આચારનો નાશ કરે છે. તેને અટકાવતા નથી તે ગુરુ નથી પણ કસાઈ કરતાં ભુંડો છે.

" સાધુ–સાધ્વી અર્થ અને કામનાભોગી બની આજ્ઞાભંજક, સંયમનાશક બને તે સાધુ નથી પણ લૂંટારા છે."

સાધુ–સાધ્વીજી માયાદંભ કરી, શાસ્ત્રને બેવફા બની, પોતાના જ પાપોને ઢાંકવા શાસ્ત્રનો ઉપયોગ પોતાના માટે નથી કરતાં; અને બીજાને સિદ્ધાંત સાચવવાનો આગ્રહ રાખી સંઘની ઐકયતાને છીન્નભીન્ન કરનારાઓ ધર્મસ્થાનો ઊભા કરાવી તેના ઉપર માલીકી જેવો જ

વહેવાર રાખે તે સાધુ નથી પણ શ્રીસંઘને મહાન શત્રુ છે તેમ જ્ઞાની ભગવંતો કહે છે.

સાધ્વીજીના શીયળભંગ કરનાર; બહેનોની પવિત્રતાને ખંડિત કરનાર, જાતી સંબંધ–કુચેષ્ટા કરનારા, બાલસાધુ–યુવાન સાધુના જીવનને બરબાદ કરનારાને શાસ્ત્રકાર ભગવંતોએ અધમાધમ, નરપીચાશ અને રાક્ષસ જેવા કીધા છે. અને તેવાઓને ટેકો આપનારાને શાસનના ઘાતક કીધા છે.

સાધુના આચારનો નાશ કરવા સાધ્વીજીને તથા બહેનોને સગવડ સાચવવા સાથે રાખે છે, રસગારવ, ઋદ્ધિગારવ, સાતાગારવમાં લહેર કરી રહ્યા છે તેમજ ધર્મસ્થાનો અને તીર્થસ્થાનોમાં આજ્ઞાભંજક બની આચારનું લીલામ કરી રહ્યા છે તે શાસન દ્રોહી છે. તેવાઓનો પડછાયો ન લેવો જોઈએ, તેમાં જ આત્મકલ્યાણ છે, તેમ જ્ઞાની ભગવંતો કહે છે.

જેઓ દેવગુરુના આજ્ઞાભંજક છે, સંયમનાશક છે, સિદ્ધાંતને બેવફા બનનાર છે તે સાધુ નથી પણ મહાન ધુતારો છે અને શાસનને કીડાની માફક ફોલી ખાનાર છે. સુસાધુ સિવાય કોઈ સાચો ધર્મ પમાડી શકે જ નહિ તેમ જ્ઞાની ભગવંતો કહે છે.

સાધુ–સાધ્વીજી દેવગુરુની આજ્ઞા ભાંગતા હોય, સાધુના વ્રતનો ભંગ કરતા હોય, શિયળરક્ષાની જ્યાં ખાત્રી ન હોય, અસંયમીઓને જાણી જોઈને વંદન કરાવતા હોય તેઓ પાસે દીક્ષા ન થવા દેવી તેમાં ધર્મ કે દીક્ષાર્થીને સાચી પરિસ્થિતિ સમજાવી, સંયમરક્ષક, ગુરુદેવની આજ્ઞાને વફાદાર, સિદ્ધાંતપ્રેમી–તેવાઓ પાસે દીક્ષાઓ કરાવવી તેમાં ધર્મ, તે શાસ્ત્રદષ્ટિએ પૂછી શકાય તેવી સ્થિતિ આપની હવે રહી નથી, તે જ મહાન દુઃખનો વિષય છે.

આજે અસંયમીઓ શાસ્ત્રના નામે વાતો કરનારા ઘણા છે, તેઓને શાસ્ત્ર મુજબનો ધર્મ કરવો નથી; અને બીજાઓ પાસે ધર્મ અને શાસ્ત્રના બહાના નીચે, અંગત લાલશા પોષવા, ધર્મ કાળાબજારનો

કરાવવો છે. શાસનને બચાવવું નથી, સંયમ રક્ષા કરવી નથી, આવા વિષયોના ગુલામની પક્કડમાંથી સંઘને છોડાવવાની અમૂલ્ય તક હોવા છતાં બચાવનારનો દુષ્કાળ પડ્યો છે. છતાં કોઈ વીરલા નીકળશે ત્યારે જ સાચી સાધુતાને ટકાવી શકાશે.

આ કાળમાં મહાસંયમી, ચારિત્ર સંપન્ન, ભગવાનની આજ્ઞા મુજબ જીવન જીવનારા પૂ. સાધુ–સાધ્વીજી મહારાજો છે. ભલે થોડા હશે પણ તેઓથી જ ભગવાનનું શાસન ટકવાનું છે. એકલી ધર્મની વાયડી વાતો કરી સાધુના આચારનો નાશ કરનારા નથી સંઘનું કે પોતાનું કલ્યાણ કરી શકવાના. આ સત્ય વાતને વ્યક્તિરાગીઓ મારી નાખે છે. શાસનનો રાગી જ સત્યને ટકાવી જીવનને ધન્ય બનાવી શકશે.

આપની પાસે પુન્યની મુડી તથા વાણીની શકિત છે. તેનો દુર-ઉપયોગ હિમતપૂર્વક સંયમનો નાશ અને શાસન પક્ષનો નાશ થાય તેવા કાર્યો કર્યા અને તેને ઢાંકવા શ્રીમંતો, અંધશ્રદ્ધાળુ શ્રાવકો તથા અપ્રમાણિક સાધુ–સાધ્વીજીનું જુથ ઊભું કરી સહકાર મેળવ્યો. તેના પ્રતાપે જ સંઘને સારી રીતે મૂર્ખ બનાવી શકયા છો. આ વાત ધર્મને પામેલા પ્રમાણિક ભાઈઓ સારી રીતે સમજી ગયા છે માટે હવે તેનો બચાવ કરવાની તક નથી. કર્મથી છુટવાનો અવસર છે, સદ્‌બુદ્ધિ સુઝે તો. શ્રી હસ્તગીરીજીનું ટ્રસ્ટ, પહેલા કરેલ તે ટ્રસ્ટ, શાસ્ત્ર અને સિદ્ધાંત વિરૂદ્ધ છે. તે વાંચીને પાકી ખાત્રી કર્યા પછી સુધારવા માટે ખુબ દબાણ કર્યું. પણ તે ટ્રસ્ટ સુધરી શકે તેમ નહિ હોવાથી બીજું ટ્રસ્ટ ઊભું કરવું પડ્યું. પહેલા ટ્રસ્ટની બધી મીલ્કત બીજા ટ્રસ્ટને સોંપી દેવી. જ્યાં સુધી તે કાર્યવાહી શાસ્ર મુજબની ન થાય ત્યાં સુધી કોઈએ તેમાં એક પણ પૈસો આપવો નહિ, તેવી મૌખિક તથા પત્રથી ખાત્રી મને આપે આપી છે. તે પત્ર મોજુદ છે. તેમજ અંજનશલાકા પ્રતિષ્ઠા હું કરાવીશ નહીં, તેમ રૂબરૂ કહેલ. તે વખતે ૧૫ થી ૨૦ લાખ રૂપિયા ખર્ચાણા હતા. કામ બંધ રહે તેની ચિંતા કરવી નહીં, તીર્થ ઉદ્ધાર કરતાં સિદ્ધાંત સાચવવાની કિમત ઘણી છે, તેમ આપ કહેતા હતા. આપની જાત માટે સિદ્ધાંત ફરી શકે છે તેથી બધું ભૂલી જવાય છે. દેવદ્રવ્યમાંથી તથા ધર્મીશ્રાવકો પાસેથી લાખો રૂપીઆ અપાવી, કામ પુરુ થાય કે અધુરું હોય તો પણ, અંજનશલાકા–પ્રતિષ્ઠા કરાવવા

પધારો છો તેથી આપને વચનભંગ, દેવદ્રવ્યના રૂપિયાનો દુરઉપયોગ કરાવ્યાનું મહાપાપ લાગ્યું છે, તે આપના વચનથી સિદ્ધ થાય છે. સિદ્ધાંતને મુકવા કરતાં ઝેર ખાઇને મરી જવું, તેવું કહેનારા પાપને પણ સારી રીતે પચાવી શકે તેવી શક્તિ આપ જ પેદા કરી શકો. આપને કોઇનો ડર નથી તેથી જ આંપના હાથથી અન્યાયના કામો થઇ શકે છે. પુન્યથી મળેલી શક્તિ કેટલું પાપ બંધાવે છે તે વિચાર કરવાની હજુ તક છે.

શેઠશ્રી કસ્તુરભાઇએ શ્રી ગિરિરાજ ઉપર લોટરી પદ્ધત્તિથી પ્રતિષ્ઠા કરાવી. તેમાં દેવદ્રવ્યને નુકશાન થાય છે તેમ કહી વિરોધનું વાતાવરણ ઊભું કર્યું હતું અને કોર્ટથી સ્ટે લાવીને પણ પ્રતિષ્ઠા અટકાવવી તેમાં ધર્મ છે. દેવદ્રવ્યને નુકશાન થયું તે પૈસાથી પુરું કરાવવાની મહેનત થઇ શકે પણ સિદ્ધાંતના નાશને ગમે તે ભોગે અટકાવવો જોઇએ તેવું કહેનારા આપે અત્યાર સુધી આજ્ઞાભંગના પાપો બાંધ્યા તેના ઉપર એક કલગી ચડાવી રહ્યા છો. આપને અટકાવનાર સંઘમાં સમર્થ વ્યક્તિ નથી તે જ આપના પાપનો મહાઉદય છે. શ્રી હસ્તગીરીજીમાં જે રીતે કામ થઈ રહ્યું છે તે, સામાપક્ષે કર્યું હોત તો, તીર્થના ઉદ્ધારની નહીં પણ તીર્થની પવિત્રતાનો તથા સિદ્ધાંતનો નાશ કરી રહ્યા છે તેમ કહી, સંઘમાં વિરોધની હોળી સળગાવી હોત.

ભગવાનની વાણી સમજાણી, તેથી જ સત્ય હકીકત હું આપને કહી શકું છું. તેમાં આપે ધર્મ સમજાવ્યો તેનો પ્રતાપ છે.

સુસાધુની ખુમારીની વાતો કરનારા આપની, આપના સમુદાયની અને શાસકપક્ષમાં મોટાભાગની સ્થિતિ વિચારો. સાધ્વીજી સાથે વિહારો થાય, બહેનો-દિકરીઓને ભક્તિ કરવાના બ્હાના નીચે સગવડતા સાચવવા સાથે રખાય, મર્યાદા મુકી ધર્મસ્થાન તથા તીર્થસ્થાનનો ઉપયોગ કરે, સાધુના આચારનો નાશ થાય, સંઘનું ખાઈ સંઘનો નાશ કરે– આ બધું ધર્મના નામે નાટક ચાલે છે. તે નાટક બંધ નહિ થાય તો ભાવી ભયંકર છે. હવે હદ આવી ગઇ છે. સંઘનું કલ્યાણ કરવાની ભાવના નહિ થાય તો આ જિંદગીની કિંમત તુચ્છ સુખ આગળ આપને જ નથી.

સુરેન્દ્રનગરમાં નૂતન મંદિર–ઉપાશ્રયમાં ઈંટે ઈંટે સિદ્ધાંત સાચવવાની ખાત્રી આપી હતી. આપના વિશ્વાસે પાયામાં ચણાઈ ગયો છું, તે જ સ્થળમાં સંયમ–સિદ્ધાંતનું રક્ષણ ન થાય તેનું કારણ ? આપની આજ્ઞા ભંગના કાર્યમાં સહકાર ન આપ્યો તેના ફળ તરીકે મારી આંખમાં લાલ મરચાં ભરી રીબાવી રીબાવીને મારી નાખવાની કાર્યવાહી ચાલે છે. મારી પાસે મહાન ધર્મ છે, તેથી કોઈની તાકાત નથી કે મને દબાવી, ત્રાસ આપી, ફાવી શકે.

આપને મોહરાજાએ એવી લપડાક મારી છે કે જગતમાં બાહ્ય દૃષ્ટિએ ઊંચામાં ઊંચુ સ્થાન પામ્યા પછી કર્મરાજા અનેક કષાયો કરાવી નીચે પછાડવા માટે ઘણી મહેનત કરે છે અને તેને સફળતા ઘણી જ મળતી જાય છે. તેનો વિચાર કરવાનો હવે થોડો ટાઈમ છે. અમો તો સંસારરૂપી કીચડમાં પડેલા છીએ. આપે કીચડમાંથી નીકળ્યા પછી, અનેકાનેકને કીચડમાંથી બહાર કાઢવાની વાતો કરી, પાછા કીચડમાં પડવાનો ધંધો શરૂ કર્યો. તુચ્છ ક્ષણિક સુખો જે એકાંતે ઘણા જ દુઃખના કારણભૂત છે તેમાં આપ ફસાઈ ગયા, અને બધુ સત્વ ખલાસ કરી નાખ્યું. આપની ચિંતા કરનાર કોઈ ન મળ્યું. મોટા ભાગના સ્વાર્થીઓનું ટોળું ભેગું થયું. આવા સ્વાર્થીઓથી જ આપનો આત્મિકઘાત થયો છે. એક સમર્થ જૈનાચાર્યની મોહરાજાએ કેવી સ્થિતિ કરી તે જોઈ અમે ચેતી ગયા, તે જ અમોને ધર્મ ફળ્યો. છેલ્લે છેલ્લે મને આપનું શુદ્ધ જીવન જોવાની એક જ અભિલાષા છે.

યુવક સંઘે દીક્ષાનો વિરોધ કર્યો. આપે અનેકોને દીક્ષા આપી. તેમાંથી મોટા ભાગનાઓને દેવગુરુના આજ્ઞાભંજક બનાવ્યા, સંયમભ્રષ્ટ બનાવ્યા, સાધુના આચારનો નાશ કરનારા બનાવ્યા. તે બેમાં શાસનના ઘાતક વધુ કોણ ગણાય, તે પ્રમાણિક પંચ પાસે ન્યાય કરાવો.

કોન્ફરન્સે બાલદીક્ષાનો વિરોધ કર્યો. તેનો સામનો કરી અનેક બાલદીક્ષા તથા યુવાનોને દીક્ષા આપે આપી. તેમાંથી એક પણ બાલસાધુ— આપની પાસે રહ્યા તેનું—આત્મકલ્યાણ કરી, શાસનને વફાદાર રહી, સંઘનું રૂણ અદા કર્યું હોય તેવો એક પણ દાખલો નથી. તેમજ યુવાન સાધુમાંથી, મોટાભાગના, વિજાતી સંબંધો થતાં, કુચેષ્ટાઓ કરી રીબાય

છે અને જીવનનો આત્મીકવિકાસ રૂંધાય છે. કપડાથી સાધુ દેખાય છે, જીવનથી નષ્ટ થઈ રહ્યા છે. અનેકોને દીક્ષા આપી–સાધુતાને દીપાવી સંઘનું રૂણ અદા કર્યું હોત તો સંઘની જાહોજલાલી કોઇ જુદી હોત, પણ આપને સાધુતા સાથે સંબંધ નહોતો. આપના જીવન ચરિત્રમાં કેટલી સંખ્યા દીક્ષાની થઇ તે જ હેતુ હતો, તે સિદ્ધ થઈ ગયું છે. સિદ્ધાંતની વાતો કરનારાઓએ શાસ્ત્ર વિરૂદ્ધ જઈ અનેક અયોગ્યને દીક્ષાઓ અને પદવીઓ આપી. સંઘના લાખો રૂપિયા ધર્મના નામે ખર્ચાવી, તેના વળતર તરીકે, અનેક આત્માના ભાવપ્રાણનો નાશ કર્યો, તેનો યશ આપને છે. કોન્ફરન્સે બાલદીક્ષાનો વિરોધ કર્યો. આપે ભગવાનની આજ્ઞાને ભાંગી અયોગ્ય દીક્ષાઓ કરી. એમાં સંઘને કોનાથી વધારે નુકશાન થયું તે નિર્ણય આપની હાજરીમાં કરી લેવા જેવો છે.

રાત્રીભોજનના ભાંગાને નહિ ગણકારતાં વિના કારણે આધાકર્મી આહાર વાપરે તે વિષ્ટા છે તેમ કહેનારાએ, બધા નિયમોને નેવે મૂકી, ગૌચરીને બદલે બાવા–ફકીરોને રસોઈ–સીધા આપે છે તેથીએ ખરાબ રીતે આહાર–પાણી વાપર્યા. તેથી જે વેષધારી અસંયમીઓ પાકે તે સંઘનો કેવો ઉપકાર કરે તે તો જ્ઞાની ભગવંતો કહી શકે.

શ્રી ઉદયન મંત્રીજીને છેલ્લી અવસ્થાએ, સાધુ વંદનની તીવ્ર અભિલાષાને પૂર્ણ કરવા, ભાંડને સાધુનો વેષ પહેરાવી ધર્મની સમજણ આપી. મંત્રીશ્રીજીને સાધુના દર્શનથી અનેરો આનંદ થયો અને સમાધિપૂર્વક જીવન પૂર્ણ થયું. ભાંડને વેષ કાઢી નાખવા કહ્યું, તેના જવાબમાં વિચાર કરી કહ્યું કે 'આ વેષમાં ગુજરાતના મહામંત્રી પગમાં માથું મુકી વંદન કરે તે વેષને વફાદાર રહીશ.' વેષે કેવું પરિવર્તન કર્યું. આજે મહાન કિંમતી ચીજને ભાંડ જેટલી યોગ્યતા નહીં ધરાવનારાને આપી, તેથી સંઘને લૂંટવાનું નાટક ભજવાઇ રહ્યું છે.

ખાનદાન લૂંટારા–ડાકુઓ જેના ઘરનું ખાય છે તેના ઘરને કદી લૂંટતા નથી તેમ જ બહેન–દીકરીઓને પોતાની બહેન ગણે છે. આજે અસંયમી વેષધારી સાધુઓ, ખાનદાની અને પ્રમાણિકતાનો નાશ કરી, સંઘનું ખાઇ સંઘના જ ઘરમાં ધાડ પાડી, સાધ્વીજીના શિયળ ભાંગી, બહેન–દીકરીના જીવનને બરબાદ કરનારા, પાટ ઉપર બેસી ધર્મની વાતો

કરનારા પાપાત્માઓ સંઘનું લોહી ચૂંસી, સંઘની અજ્ઞાનતાને કારણે, ગુરુ તરીકે મોજ માણી રહ્યા છે.

કૂતરો તિર્યંચ પ્રાણી છે. બુદ્ધિહીન છે. છતાં સૂકો ટુકડો રોટલો જેના ઘરનો ખાય છે તેને કદી કરડતો નથી અને પ્રસંગે વફાદારી બતાવી ખાધું હક્ક કરી બતાવે છે. આજે અસંયમીઓ વેષમાં રહી કૂતરા જેટલી સંઘની વફાદારી નથી રાખતા, જેનું ખાધું તેને જ ભસ્યા કરે છે અને બટકા ભરે છે. ભગવાનના માર્ગનો અને સાધુના આચારનો નાશ કરી લોકોને મહામૂર્ખ બનાવી રહ્યા છે. બુદ્ધિહીન, અંધશ્રદ્ધાળુ લોકો સંઘમાં ન હોત તો કાળા કામ કરનાર અમારું સ્થાન ઉપાશ્રયમાં નહિ પણ જેલમાં હોય તેમ સારી રીતે સમજે છે.

આજે વેષધારી અસંયમીઓ—આજ્ઞાભંજકોમાં ભાંડ જેટલી ખાનદાની, ડાકુ લૂંટારા જેવી પ્રામાણિકતા અને કૂતરા જેવી વફાદારી નહીં હોવાથી સાધ્વીજીઓને સાથે રાખે છે, બહેન–દિકરીઓના જીવન બરબાદ કરવા કારસ્તાનો રચે છે. શાસનપક્ષમાં કોણ કેવા છે તે નજરે દેખાય છે. આ બધા માટે જવાબદાર કોણ ગણાય તે પણ નક્કી થઇ ગયું છે. તેથી સંઘના મહાન ગુન્હેગાર છે. આવા ગુન્હેગારને મદદ કરનારા વધારે જવાબદાર છે. આ બધાની દયા ખાવાની છે. તેઓનું કલ્યાણ થાય તેની ચિંતા કરનારા ધર્મને પામેલા હોય છે. ભૂતકાળ ભૂલી જઈ, આત્મિક હિત કરવા માટે જ્ઞાનીએ બતાવેલ નવ વાડોનું પાલન, પૂ. ગુરુદેવની ૧૧ કલમનું પાલન, અસંયમીઓનું પૂ. સાધ્વીજીઓને વંદન બંધ, એ જ સાચો ઉપાય છે.

લોકો મને કહે છે કે તું ગમે તેવી મહેનત કર પણ તેમની પાસે શ્રીમંતોનું પીઠબળ છે. અપ્રમાણિક સાધુ–સાધ્વીજીનો પ્રચાર છે. અંધશ્રદ્ધાળું વ્યક્તિરાગી ભદ્રીક લોકોનો ટેકો છે. અજ્ઞાન લોકોને ભ્રમમાં નાખી દેવાની કળા છે. માયામાં કુશળ છે. આખા હિન્દુસ્તાનના સંઘને મૂર્ખ બનાવવાની કળા છે. સમજુ લોકો સત્ય વાત કરે તેને સમાજમાંથી ફેંકી દેવાની હોંશીયારી છે. અસત્યને સત્ય- બનાવી શકે છે. અસંયમીને આચારનાશ કરવાનું વ્યસન પડ્યું છે છતાં નિર્લેપ છે તે દેખાડવાની કુશળતા છે. આ બધા અસાધ્ય કષાયોના દર્દી છે.

રામની પાછળ અયોધ્યાનગરી શોકમાં ડૂબી ગઇ ત્યારે આ
રામની પાછળ વ્યક્તિરાગીનો આચાર નાશ કરવાનો...

સામા પક્ષે કર્યું હોત તો...વિરોધની હોળી સળગાવી હોત

હું શાસનરાગથી...સંયમનાશને જોઇ શકતો નથી

તેમાંથી બચાવવાની તારી શક્તિ બહારની વાત છે, તેમ ઘણા કહે છે. હું તે સારી રીતે સમજું છું. તેનો એક જ જવાબ છે : ગમે તેવું અસાધ્ય દર્દ હોય પણ હિતચિંતક કડવામાં કડવા ઔષધ પાઇને છેલ્લા શ્વાસ સુધી મહેનત કરે છે. કદી નાશીપાસ થતો નથી. સ્વાર્થી લોકો જ સ્વાર્થ પૂરો થાય ત્યારે તુરત ઉપેક્ષા કરવા માંડે છે.

શ્રી રાવણ જેવા મહાધર્મી કામાંધ બન્યા. પૂ. સીતાજીનું હરણ કર્યું. જીવનમાં મહાન કલંક લગાડયું. ઘણાએ સમજાવ્યા. જ્યાં દુર્ગતિ નક્કી હોય ત્યાં કદી સદ્‌બુદ્ધિ આવતી નથી. પરિણામ નજરે જોયું. જટાયુએ રાવણમાં મહાન શક્તિ છે તે જાણવા છતાં, તેના અકૃત્યને જોઇ ન શકયા તેથી કપાઈ મરવાનું વધારે પસંદ કર્યું. જેને જે ચીજનો રાગ હોય તેમાં બળાબળનો વિચાર કર્યા સિવાય જીવનને હોમી દે છે. તેવી જ રીતે હું શાસનના રાગથી સંઘના અને આપના કલ્યાણ ખાતર સંયમનાશના કારણોને જોઈ શકતો નથી. તેથી આપને પાપથી પાછાવાળી ફરજ બજાવીશ અગર હું હોમાઈ જઇશ. તેમાં મારું એકાંતે કલ્યાણ જ થવાનું છે, તેની મને ભગવાનના વચનથી પુરેપુરી ખાત્રી છે. આપ મમત્વ, કદાગ્રહથી નહિ જ વિચારો તો ભાવિ ઘણું ભયંકર છે. એ જ વિનંતી.

લી. દીપચંદ વખતચંદના વંદના સ્વીકારશોજી.

તા. ૨૭-૬-૮૪

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ-ની સેવામાં, શ્રી પાલીતાણા.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના.

વિ. વિ. સાથ જણાવવાનું કે આપના વ્યાખ્યાનના પુસ્તકો અને પૂર્વના મહાપુરુષોના ગ્રંથના ભાષાંતરો વાંચ્યા. ભગવાનના માર્ગને સારી રીતે સમજવાની સાથે આપને સાચા સ્વરૂપમાં ઓળખવાની તક મળી છે તે ભુલાય તેમ નથી.

આપે કલીકાલના જીવોના ગુણોનું વર્ણન કરેલ છે. તે સાંભળ-નારને કે પુસ્તકો વાંચનારને મોટા ભાગે તે ઉપર વિચાર કરવાનો હોતો નથી. તેથી આપની પ્રવૃત્તિ સામે કોઇ જોતું નથી. તેનો લાભ આપને આ ગુણો બીજા માટે ખીલવવામાં ઘણી ફાવટ આવી ગઈ છે. આ કાળમાં આ ગુણો વધતાં-ઓછાં અંશે કોને નથી લાગું પડતા, તે એક વિકટ પ્રશ્ન છે. છતાં બોલનાર નિર્ગુણી છે તેવો ભાસ ઉભો કરવાને બદલે આ ગુણોનો આપના જીવન માટે વિચાર કરી તેની વિરૂદ્ધના ગુણો પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો હોત તો આજે જૈનસંઘની સ્થિતિ કોઈ જુદી હોત. શ્રીસંઘના કમનસીબ કે આપને કલીકાલના મહાપુરુષ બનવાનો લોભ લાગ્યો. તેથી આજ્ઞાનાશક, સંયમનાશક અને સાધુના આચારનાશક બનીને કલીકાલના-ગુણો પ્રાપ્ત કરવાના મનોરથો થયા.

ભગવાનની આજ્ઞા ન માને અને આજ્ઞાથી વિરૂદ્ધ થાય તે આપો-આપ સંઘ બહાર થઇ જાય છે, તેમ શાસ્ત્રદૃષ્ટિએ કહેનારા થોડા પણ પ્રમાણિક હોત તો પાટ ઉપર કદી બેસી શકત નહિ. સાચી ખાનદાની હોત તો ઘણા પાપથી બચી શકત.

આજથી ૫૫ થી ૬૦ વર્ષ પહેલા અસંયમી બન્યા. પૂ. ગુરુદેવે આપના કલ્યાણ માટે ઘણી મહેનત કરી. આપની પાસે પાટ હતી તેથી

અને વાણીની તાકાતથી શ્રીસંઘ આપને સાચા સ્વરૂપમાં ઓળખી ન શકયો. પૂ. ગુરુદેવને ખબર હતી કે આપને અસંયમનો ચેપ ખૂબ લાગી ગયો છે. તેની ખાત્રી થવાથી સમુદાયમાં તેના છાંટા ન ઉડે તે માટે દૂર કર્યા. આપે સંયમી બનવાને બદલે દૂર રહેવાનું પસંદ કર્યું. આપની શક્તિથી આપના માટેનું માનસ સંઘમાં બદલાવી શકયા. આગેવાનોએ પૂ. ગુરુદેવને ખૂબ વિનંતી કરી, પણ આપના માટે ખુલ્લું કહી શકે તેવા સંજોગો નહોતા. સાથે સાથે ખાત્રી હતી કે આપ સાધુપણું પાળી શકો તેમ નથી છતાં કરુણાબુદ્ધિથી સંયમમાં ટકી જાવ તે માટે અસંયમી બનવાના કારણો નવ વાડોનો ભંગ છે તે ભંગ ન થાય તે માટે તેથી વધારે કડક સંયમપાલન કરવા માટે ૧૧ કલમો પાળવાની ખાત્રી માગી. આપે વચન આપ્યું. પણ દિનપ્રતિદિન અસંયમી થવા માટેના કારણો વધતા ગયા. વચનનું પાલન ન કરી શકયા. પરિણામે આપનામાં અને શાસનપક્ષમાં મોટા ભાગે સાધુતા નષ્ટ થઈ, શું કામ તો આપનું અનુકરણ કરવા માંડયું તેથી.

ભગવાનના શાસનમાં દેવગુરુના આજ્ઞારૂપી અંકુશની ખાસ જરૂર છે તે યોગ્ય અંકુશને સ્વચ્છંદાચારીઓને જ ન ગમે તેમ કહેનારા આપે ભગવાનની અને ગુરુની આજ્ઞાને છડેચોક ભાંગી. સ્વચ્છંદાચારી બનવા છતાં સંઘ ઉપર વર્ચસ્વ રાખી, કલીકાલના મહાપુરુષ કહેવરાવવામાં, આજ્ઞાપાલન કરનારનો દુષ્કાળ પડે તેવી કાર્યવાહી કરી, આશાભંજકનું 'ટોળું' ઊભું કરી, સંઘનો મહાન વિશ્વાસઘાત કરેલ છે. તે પાપનો હું વિચાર કરું છું ત્યારે બુદ્ધિ કામ કરતી નથી કે શું આપને પાપ નહિ લાગતું હોય. તેના કટુવિપાકો આપને ભોગવવા ન પડે, તેવી કર્મસત્તા સાથે સંધી કરી હશે. આપના જીવનને અને આપના માનસને શ્રીસંઘ ન સમજી શકયો તેમાં આપની વાણી, બુદ્ધિનો પ્રતાપ નથી પણ આપની પાસે જોરદાર પાપાનુબંધી પુન્યની મુડી હતી તેનો પ્રભાવ છે. જેથી ૬૦ વરસથી દિન-પ્રતિદિન સાધુતાને ન શોભે તેવું જીવન જીવવા છતાં મહાપુરુષની છાયા ઊભી કરી છે. તેમાં આપને ત્યાં, આપના નિકટના વર્તુળોમાં, સફળતાનો આનંદ આવતો હોય; પણ તે સફળતા, બાહ્ય સુખ ખાતર, આ મહા કીમતી માનવજીવનને ઘણા ઊંચે આવ્યા પછી, બરબાદ કરી, અનંત ચક્રાવામાં ફરવાનો ધંધો કર્યો છે. આ સાચી વાત ધર્મને પામેલા પ્રમાણીક હોય તે જ સમજી શકે.

ભગવાનના શાસનને ટકાવવા બાલદીક્ષા ખાસ જરૂરી છે તેમ વાતો કરી. શ્રદ્ધાળુ માતા–પિતાઓએ સુંદર જીવન જીવવા માટે અને શાસનની રક્ષા માટે આપનામાં વિશ્વાસ રાખી અનેક બાળકોની ભેટ આપી. તે બાલદીક્ષાર્થીઓની આત્મિક કતલ કરી સાચી સાધુતાનો નાશ કરવામાં આપ સફળ થયા છો. અમો કમનસીબ છીએ કે આનો ન્યાય મેળવવા સંઘમાં કોઇ વ્યવસ્થા નથી તેમ જ આપના ઉપર વડીલ નથી. તેથી આપે નિરંકુશ બની અનેકોના જીવન ચૂંથી નાખ્યા છે. છતાં બાલદીક્ષાનો યશ આપને અજ્ઞાન લોકો આપે તેવું કુશળતાપૂર્વક વાતાવરણ પેદા કરી શકયા છો, પણ તેમાં શાસ્ત્રદૃષ્ટિએ ઘણું ગુમાવ્યું છે.

આપે દેવગુરુની આજ્ઞા ભાંગી સાધ્વીજીઓને તથા બહેનોને સાથે રાખી રસોડા આદિ અનેક સગવડો ઊભી કરાવી. જૈન સાધુને ન શોભે તેવી રીતે ખાવાની જમાત જેવો દેખાવ થાય, છતાં તેને ધર્મના નામે શાસન પ્રભાવના કહેવરાવી. ઘણાઓએ આપનું અનુકરણ કર્યું. તેથી કેવા પાપો થાય છે તે લોકોથી અજાણ્યું નથી. પણ સત્વ ખલાસ થઇ ગયું છે, જેથી દરેકને ફાવટ આવી ગઈ છે.

શાસનપક્ષ સંયમરક્ષા, સિદ્ધાંતરક્ષા માટે જુદો પડયો હતો, તેમાં આપ જ નાશક બન્યા. સંઘના ભદ્રીક શ્રદ્ધાળુ લોકોના, ધર્મના નામે, લાખો રૂપિયા ખર્ચાવી મહા અધર્મની ભેટ આપી છે અને સાચી સાધુતાને મારી નાખી છે. તેનો ચેપ શાસનપક્ષમાં ફેલાઈ ગયો છે, તેમાં થોડા આરાધકો બચી ગયા છે.

સાધુપણા સિવાય કોઈની મુક્તિ નથી અને થવાની નથી તેમ શાસ્ત્ર આધારે કહી અનેક સરળ આત્માઓને દીક્ષા આપી. તેમાંથી મોટા ભાગનાની સદ્‌ગતિના દ્વાર બંધ થાય તેવી કાર્યવાહી કરાવી આજ્ઞાભંજક બનાવ્યા. આપના અકૃત્યોને ઢાંકવા લશ્કર ઊભું કર્યું. તેનો ઉપયોગ આપની પ્રશંસા અને બીજાની નિંદાનો પ્રચાર કરવા માટે કર્યો. તેથી સાચી સાધુતાને મારી નાખી સંયમનાશક બન્યા. આ અપરાધ ભયંકર છે. આ બધી હકીકતો જગત સમક્ષ મુકવામાં આવે તો આપને કોઈ સાધુ તરીકે સ્વીકારે નહિ અને કરેલા પાપોને કર્મસત્તા માફ કરે નહિ, છતાં આ જૈનશાસન છેઃ દ્રઢપ્રહારી જેવા મહા-

ઘાતકીઓને જ્યારે આત્મકલ્યાણ કરવું હતું તો તે કરી શકયા. તાત્ત્વિક દૃષ્ટિએ દ્રઢપ્રહારી કરતાં પણ આપનું પાપ વધારે ગણાતું હોય તો પણ શુદ્ધ થઈ આત્મકલ્યાણ થઈ શકે છે. તેમાં કદાગ્રહ–મમત્વને મુકી, સરળ બની, આબરૂનો ભય મુકી, કરેલા કૃત્યનો પશ્ચાતાપ કરી, સંઘ પાસે અંતઃકરણપૂર્વક માફી માગી, શાસ્ત્રીય દૃષ્ટિએ જે કાર્યવાહી થતી હોય તે કરીને જીવનને સાર્થક કરી લેવા જેવું છે. ૨–૫ વર્ષની જિંદગી છે. પુન્ય હોય તો આબરૂ કદાચ ટકે; પણ પાપનો ઉદય થઈ જાય તો બધી ધારણાઓ ખોટી પડે. માટે ખરેખર ધર્મની સાચી સમજણ હોય તો સારા થવા માટે પ્રયત્ન કરશો, જેથી ભવિષ્યકાળ ઘણો સુધરી જશે અને ટૂંકો થઈ જશે.

જૈન શાસનમાં આપનો જન્મ થયો, આપની દીક્ષા થઈ, વિદ્વાન થયા, વ્યાખ્યાન વાચસ્પતિ બન્યા. આપના વચન ઉપર શાસન માટે કરોડો રૂપિયા ખર્ચી અનેક બાલ–યુવાનોને આપ્યા, પણ આપે શું સિદ્ધિ મેળવી ? લોકોની દૃષ્ટિએ ચક્રવર્તી જેવું સુખ ભોગવ્યું છે–તેના બદલામાં આપે શું આપ્યું તેનો વિચાર પ્રમાણીકપણે એકાંતમાં કરશો તો આપને આંસુ પડયા વિના નહિ રહે. ધર્મની વાત કરવામાં કુશળ થયા તેવું આચરણ કરી આરાધનામાં કુશળ થયા હોત તો જૈનશાસનનો ઇતિહાસ કોઈ જુદો લખાત.

આપના વ્યાખ્યાનની તથા આપના જીવનની સમાલોચના તૈયાર કરું છું. આપની અપ્રમાણિકતાનો વિચાર કરું છું ત્યારે ખૂબ જ દુઃખ થાય છે. જ્ઞાન–શક્તિનો આવો દુરઉપયોગ ૨૫૦૦ વર્ષમાં કોઇએ કર્યો હોય તેવું સાંભળેલ નથી. ધર્મની વાતો કરી ધર્મનો નાશ, સંયમની વાતો કરી સંયમનો નાશ અને સિદ્ધાંતની વાતો કરી સિદ્ધાંતનો નાશ કરવા છતાં શાસનરક્ષક તરીકે પૂજાણા હોય તેવું બન્યું નથી.

શક્તિ મુજબ, ભગવાનના શાસનની સેવા કરવા અને સાધુઓની પવિત્રતા ટકાવવા, છેલ્લા ચાર વરસથી, ખૂબ વિનંતી કરી. આપને સાચો સંયમનો ખપ હોત, શાસનની ચિંતા હોત તો મને જરૂર સહાયક થાત. પણ આપને પાપાનુબંધી પુન્યથી મળેલ પુષ્કળ પાપની સામગ્રી સાથે સાચી સાધુતાના ઘાતક આપની પડખે રહ્યા.

તેના પ્રતાપે સદ્‌બુદ્ધિ સૂઝી નહીં. હવે શું કરવું, કોની પાસે જવું, શાથી આ પાપો અટકે તેની મૂંઝવણ વધતી જાય છે. આપના શબ્દો યાદ આવે છે કે શાસનરક્ષા માટે સંઘ કે આચાર્યો સહાય ન કરે તો કોર્ટમાં કે સરકારમાં કે જૈનેતર શક્તિસંપન્ન હોય તેની મદદ લઈને રક્ષા કરવી. તે ઉપાય આપની સામે કરવાનો વખત આવશે તેવું કલ્પનામાં પણ ન આવે તેવું બન્યું છે. ભાવિભાવ.

આપે સત્યનું રક્ષણ અને ખોટાનો પ્રતિકાર કરવા સજ્જ બનવાની ઘોષણા કરી છે. શાસનપક્ષમાં પ્રમાણીકપણે આપે તેનો અમલ કર્યો હોત તો કાળાબજારનો ધર્મ કદી ફાલત નહિ. પણ સાચી સાધુતાના કટ્ટર શત્રુ ગચ્છાધિપતિ હોય ત્યાં આશા રાખવી તે રેતીમાંથી તેલ કાઢવા જેવું છે. આ સ્પષ્ટ કહેવામાં મારે માટે ઘણું જોખમ છે તે સારી રીતે સમજું છું. પણ હવે શાસનને બચાવવું હોય તો સત્ય જાહેર કર્યા સિવાય બીજો કોઈ રસ્તો નથી.

હજુ કોઈ ભવિતવ્યતા છેલ્લે છેલ્લે સારી હોય તે માટે જ ચાતુર્માસ પવિત્ર ગિરિરાજની છાયામાં કરવાનું મન થયું હોય તો, ભગવાનની આજ્ઞા, નવ વાડોનું પાલન, સંયમરક્ષા માટે પૂ. ગુરુદેવની ૧૧ કલમોનું કડક રીતે પાલન કરવાનું, અસંયમી સાથેનો વહેવાર બંધ, ઓઘો ને મુહપત્તી જે મહાવ્રતોને અખંડ પાળવા માટેનું અને સંપૂર્ણ અહિંસક જીવવા માટેનું પ્રતિક છે, તેનો વિધિપૂર્વક ઉપયોગ થશે તો જ ચાતુર્માસ સફળ થશે. જ્યારે ઈરાદાપૂર્વક તીર્થસ્થાનો આજ્ઞાભંગ કરવા માટે અનુકૂળ છે અને મનુષ્યભવ અનંતકાળે મળવાનો નથી તેવી ખાત્રીથી, મળે તેટલું ભોગવી લેવાની લાલસાએ આવ્યા હશો તો શ્રીસંઘને શ્રાપરૂપ બનવાના છો.

જ્યાં શિયળરક્ષા નથી, દેવગુરુની આજ્ઞાનું પાલન નથી, અહિંસક જીવન જીવવાની ખાત્રી નથી–તેની તપાસ કર્યા સિવાય દીક્ષાઓ આપી તેઓએ ઝેર ખાવા જેવું કર્યું છે. સાચી સાધુતાને નષ્ટ કરી અનેકોના જીવન બરબાદ કરનારા પાપાત્માઓને જ્ઞાનીભગવંતોએ કસાઈ કરતાં ભુંડા કીધા છે. આપની પાસે જવાબ માંગનાર સાચી સાધુતાનો પ્રેમી મર્દ કોઈ નીકળશે ત્યારે જ આપની આંખ ખુલશે.

ખાત્રી હતી કે આપ સાધુપણું પાળી શકો તેમ નથી

સત્વ ખલાસ થઈ ગયું જેથી દરેકને ફાવટ આવી ગઇ

શાસનને બચાવવું હોય તો સત્ય જાહેર કર્યા સિવાય...

આપે ઘણાને ચેતવ્યા છે કે મહામુશ્કેલીએ મળેલ માનવજીવનને વેડફી ન નાખો. આયુષ્યનો ભરોસો નથી અને અહીંથી જવાની નોબતો ગગડી રહી છે. મનુષ્યજીવન કાળની દાઢમાં છે. સુડી વચ્ચે સોપારીના જેવી આ જીવનની દશા છે. માટે આ ટૂંકા અને ચંચળ જીવનમાં સાધવા યોગ્ય સાધી શકાય. આપની આવી વાતો સાંભળીને જેનો પુન્યોદય હતો તે ચેતી ગયા છે પણ આપ જ ચેતતા નથી, તે જ મહા-કરુણતા છે. એ જ વિનંતી.

લિ. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વંદના.

તા. ૭-૭-૮૪

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબની સેવામાં, શ્રી પાલીતાણા.

લી. **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિ. વિ. સાથ જણાવવાનું કે—આપે ઘણાંઓને દીક્ષાઓ આપી. તેમાં મોટા ભાગના ઓઘો લઈને નાચ્યા પણ તે બીજાની સલાહ મુજબ નાચ્યા, તેનું પરિણામ આજ્ઞાભંગમાં આવ્યું છે. અંતરથી નાચ્યા હોત તો આજ્ઞાપાલનમાં આનંદનો પાર ન હોત.

આપને ચાર–ચાર વરસથી સંયમરક્ષા માટે વિનંતી કરી. પરિણામ નહીં આવવા છતાં મારા પ્રાણ હશે ત્યાં સુધી પ્રયત્નો ચાલુ રાખીશ.

દેવગુરુની આજ્ઞાનું પાલન કરવામાં ન આવે તો ઇરાદાપૂર્વક ચતુર્થવ્રત ભાંગવાનો માર્ગ ખુલ્લો થઈ જાય. તેથી પાંચે મહાવ્રતો નષ્ટ થાય. પછી સાધુપણું રહેતું નથી.

મને ખાત્રી છે કે હજુ શાસનપક્ષમાં સાચા ધર્મના રાગી અને સંયમરક્ષાના પ્રેમી છે ત્યાં સુધી, તેઓ સંયમનાશને કદી જોઈ શકશે નહીં.

આપને વિનંતીપૂર્વક લખું છું કે છેલ્લી અવસ્થાએ આપના હાથથી જ આજ્ઞાપાલન કરાવી સંયમની રક્ષા થાય. તેમાં જ પ્રતિષ્ઠા વધવાની છે. અસંયમને પોષવા મમત અને કદાગ્રહ રાખશો ને નહીં વિચારો તો જીવનમાં મોટામાં મોટી ભૂલ હશે. અને તેથી આખી જિંદગીની કારકિર્દી આપના જ હાથે ખલાસ થશે, તેમાં જરાય શંકા નથી. ઇતિહાસકારો કહેશે કે આપની પાસે આપના આત્માની ચિંતા કરનાર અને સંયમરક્ષા કરવા માટે સલાહ આપનાર એકપણ માણસ નહીં, તેનું પરિણામ છે.

## ઇતિહાસકારો કહેશે કે આપની પાસે આપના આત્માની...

## આપે કહેલ છે કે સિદ્ધાંત ન સચવાય તો ઝેર ખાયને....

મારી હાજરીમાં સાધ્વીજીઓ તથા બહેન-દીકરીઓની પવિત્રતા જોખમાય તેવી સ્થિતિ હું જોઈ શકું તેમ નથી. એટલે મારા છેલ્લા પ્રયત્નો કર્યાં પછી પરિણામ નહીં આવે તો, આપે કહેલ છે કે સિદ્ધાંત ન સચવાય તો ઝેર ખાયને મરી જવું સારું, તે પ્રમાણે શાસનપક્ષના હિત ખાતર, સંયમની રક્ષા ખાતર, શાસ્ત્ર-સિદ્ધાંત ખાતર અને ભગવાનના શાસનને ટકાવવા માટે-શ્રી પર્વાધિરાજની આરાધના કરી, નવપદજીનું ધ્યાન ધરી અને આવતા ભવમાં ભગવાનના શાસનની અપૂર્વ સેવા કરવાની શક્તિ મળે તે માટે-મારા જીવનનો અંત લાવવા આસો વદિ ૧ના રોજ અગ્નિવિલોપન અગર ઝેર લઈ મારું આયુષ્ય પૂરું કરીશ.

મને લાગે છે કે મારા જીવનનો ભોગ આપ્યા પછી જ સંયમરક્ષા સારી રીતે કરવા સંઘ જાગૃત બનશે. એ જ વિનંતી.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૨૧-૭-૮૪

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ ની સેવામાં, શ્રી પાલીતાણા.

લી. **દીપચંદ વખતચંદ**ના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિ. વિ. સાથ જણાવવાનું કે આજે અસત્યની જીત અને સત્યની સખત હાર ઘણા લાભ માટે થઇ છે !

આપના પાસે શ્રીમંતોનો મોટો વર્ગ, સેંકડો સાધુ-સાધ્વીઓ, તેના (સંસારી) કુટુંબીઓ તથા સગા-સંબંધીઓ અને ભકતવર્ગનું મોટું જુથ—તેથી આપને ઘણી ખુમારી, તેની સામે હું એકલો. ધર્મ ખાતર મારી પાસે જે ભોગ આપવાની શક્તિ હતી તેનાથી મને ખાતરી હતી કે આપને વિચારવું જ પડે તેવા સંજોગો ઊભા થાત. તે સમજીને મારા આત્મવિલોપનની વાત કરી. ભોગ કોઇનો એળે જતો નથી તેનો મને સંપૂર્ણ વિશ્વાસ હતો.

આપના ઉપદેશ તથા આપના સાહિત્યમાં શાસન અને સિદ્ધાંત માટે મરી ફીટવાની પ્રેરણાએ સંયમરક્ષા કરવાની ભાવના થઇ. પરંતુ હું ન સમજી શકયો કે આપના હાથથી શાસનનાશની પ્રવૃત્તિ થાય પણ તેની રક્ષા થાય નહિ.

આપનો ઉપદેશ દરેકે ઝીલ્યો. પોતામાં ધર્મ કે સિદ્ધાંત સાચવવાનો હોય કે ન હોય પણ ધર્મના નામે જ્યાં જ્યાં જરૂર પડી ત્યાં કજિયા, કલેશ, કંકાસ કરીને શાસનરક્ષાના નામે તન-મન-ધનથી લોકોએ ખૂબ ભોગ આપ્યો છે. તેમાં હું પણ સાથે હતો. તે વખતે આપે કહેલ કે-મારામાં સાધુપણું ન દેખાય તો મને છોડી દેવો. તો જ તમારામાં ધર્મની સાચી સમજણ આવી છે અને સાચો ધર્મ પામ્યા છો તેમ માનીશ. આ વાતને ધ્યાનમાં લઇને આપને ત્યાં જે પરિસ્થિતિ હતી તે બધી પત્રોમાં લગભગ જણાવેલ છે. મારા કરતા આપના જીવનનો આપને વધારે ખ્યાલ હોય તે સ્વાભાવિક છે. છતાં મારા પત્રથી આપને સંયમરક્ષા કરવા માટે વિચારો ન આવ્યા અને જે ચાલે છે તે

બરાબર છે, તેમ કહેવાનું શરૂ કર્યું. તેથી મેં છેલ્લું પગલું ભરવાનો નિર્ણય કર્યો. તેનાથી કેવું વાતાવરણ પેદા થશે તે બધું હું સમજી શકતો હતો, પરંતુ શાંતસુધારસની ૧૨ ભાવનાએ મારું આખું માનસ બદલી નાખ્યું.

કોઈ વ્યક્તિ પાસે દબાણથી ધર્મ કરાવી શકાતો નથી. દબાણથી કરાવેલ ક્યાં સુધી ટકે તે નક્કી નહિ. પરંતુ વડીલો કે ગુરુઓ પોતાની નિશ્રાએ આવેલાનું દબાણથી કરે તો લાભ થઈ શકે છે. તે માટે આપની જરૂર પડે. પણ સંઘના કમભાગ્યે આપને સંયમરક્ષાનું મન થયું નહિ. તેના કારણો હું સારી રીતે સમજું છું. આપ વૃદ્ધ થયા છો છતાં સાધુ–સંસ્થાનો તથા શાસનપક્ષનો વિચાર ન આવ્યો. તેથી નક્કી થઈ ગયું કે આપને શાસનના નામે સંઘનું વાતાવરણ અશાંત રાખવાથી જ લાભ દેખાણો હોય. તેમાં આપને પૂરેપૂરી સફળતા મળી છે એ આપની પાસેની પુન્યની જોરદાર મુડીનો પ્રતાપ છે.

અનિત્ય ભાવના, સંસાર ભાવના, અશુચિ ભાવના સાથે મૈત્રી આદિની ભાવનાનો જેમ જેમ વિચાર કરું છું ત્યારે મને લાગ્યું કે ચાલીશ વર્ષથી ધર્મના નામે જે પ્રવૃત્તિઓ કરી તેના બદલામાં કષાયો સિવાય બીજું કાંઈ મેળવ્યું નહિ. અને તે કષાયોથી કેવો લાભ થયો હશે તે તો જ્ઞાની જાણે; પણ સમતા જેવી ચીજ જીવનમાં જોવા મળી નહિ. મારું સદ્ભાગ્ય કે કાળ પાકયો હશે અને ભવિતવ્યતા સારી હશે, જેથી નિવૃત્તિ અને તપ સાથે વાંચનથી લાભ થયો છે. તેના કારણે ઘણા પાપોથી બચી ગયો છું કે કેમ તે તો જ્ઞાની જાણે. પણ હવે પુરુષાર્થ કરવાની ઘણી જરૂર લાગે છે.

આસો વદિ ૧ને અઢી મહિનાનો ગાળો છે. તેમાં આપને ત્યાં દરેકને શું શું વિચારો આવે અને મને પણ મારી યોજના કઈ રીતે સફળ થાય તેના જ વિચારો આવે. જે પરિણામ આવે તેનો અમલ કરવાનો આપને જ હોય. ૧૧ કલમ પાળવાનું વચન આપ્યા પછી પણ અમલ ન કર્યો તે ધ્યાનમાં લઈ મારો વિચાર આજથી આ અંગેની મારી દરેક પ્રવૃત્તિ બંધ કરવાનો નિર્ણય કરેલ છે. આ અંગે મારો છેલ્લો પત્ર છે.

મારા જીવનમાં સંયમરક્ષાનું કામ કરવાની તીવ્ર ઇચ્છા હતી. તેને સફળ કરી શક્યો નથી તેનું મને પારાવાર દુઃખ છે. ચાલીશ વરસથી ધર્મની, આપની કે શાસનની શક્તિ મુજબ સેવા કરી છે. તેના બદલામાં આપની પાસે શાસન ખાતર સંયમરક્ષાની માંગણી કરૂં છું. મારી માંગણીને નહિ સ્વીકારો તો સાચી સાધુતા નષ્ટ થઇ જવાની છે, તેમાં મુદ્દલ શંકા નથી. શ્રી ગિરિરાજમાં પૈસાથી આકર્ષણ કરી શકશો પણ જ્યાં સુધી સાધુના આચાર માટે અને દેવગુરુની આજ્ઞાને અમલમાં નહિ મુકાય ત્યાં સુધી સાચો ધર્મ પામી શકવાના નથી.

આજે ગોરજી કરતાં ભયંકર કાળ આવી રહ્યો છે તેમાંથી શાસન-પક્ષને બચાવવાની જવાબદારી આપની છે. અમુક અપવાદ બાદ કરતાં ક્યાં આ કાળ માટે ભગવાનનું સાધુપણું અને ક્યાં અત્યારની સ્થિતિ! બાહ્ય પ્રવૃત્તિ અને આચારના નાશની કોઈ મર્યાદા રાખી નથી. આજે સાધ્વીજીઓ તથા બહેનોને વિહારમાં સાથે રખાતા અને ધર્મસ્થાનોમાં ગમે ત્યારે આવવાની છુટ અપાતા નિયમોનો ભંગ થવાથી ચોથાવ્રત્ત ભાંગવાનો માર્ગ ખુલ્લો થયો છે. પછી બહારથી ગમે તેટલી શાસ્રની વાતો કરવામાં આવે કે હજારો માણસો ભેગા કરવામાં આવે તેનું પરિણામ સારું ન જ આવે. આજે સમજુ લોકોને આ બધી પ્રવૃત્તિ-ઓથી લાભ દેખાતો નથી, છતાં મૌન રહી જોયા કરે છે. આપનું પુન્ય છે ત્યાં સુધી દબાયેલું કદાચ રહેશે, પણ પછી એવી ભયંકર પરિસ્થિતિ સર્જાશે કે લોકો આપને સંભારીને કહેશેઃ બધો પ્રતાપ આપનો છે કે સંયમરક્ષાની વ્યવસ્થા કરીને ન ગયા.

આપની નિશ્રાએ આવેલા તથા શાસનપક્ષના મોટા ભાગના સાધુ—સાધ્વીજી જે રીતે જીવન જીવે છે તેમાં સંવર કે નિર્જરાનું નામ-નિશાન નથી. તેઓમાં અત્યારના સંસ્કાર બદલી સાચી સાધુતા લાવીને નહિ જાવ તો આપના માથે મોટામાં મોટું કલંક રહેવાનું અને સાથે તેમના વાલીઓને અને સંઘને પણ આપના પ્રત્યે દુઃખનો કોઇ પાર રહેશે નહિ. વિચારો અમલમાં મુકો, નહિતર ભાવિભાવ!

શાસનના રાગના કારણે સંયમરક્ષા માટે આપને ઘણી વિનંતી કરી. કડક પણ લખ્યું છે. આપને ન ગમે છતાં સાચી હકીકતો લખી

છે. તે બદલ આપને દુઃખ પણ થયું હોય, પણ તેનો સીધો અર્થ કરશો તો, અને મારી શુદ્ધભાવના સંયમરક્ષા માટેની હતી તેથી, આપને દુઃખ થવાનું કારણ નહિ રહે અને મારી સત્ય વાત સમજાશે.

રામ ત્યાં અયોધ્યા કહી કહીને આપને ફુલાવ્યા. અતિ ડાહ્યા ગણાતાઓને ખબર નહિ હોય કે પુન્યથી મળેલી સામગ્રી છોડી સાધુ થઈ મુક્તિએ ગયા. પુન્યથી મળેલી સામગ્રીનો ઊંચામાં ઊંચો ભોગવટો કરનાર કોઈની સદ્ગતિ થઇ હોય તેવું હજુ સુધી સાંભળેલ નથી.

આપણી તિથિની માન્યતાને સાચી મનાવવા અત્યાર સુધી પ્રસંગે પ્રસંગે હજારો રૂપિયા ખર્ચ કરેલ છે છતાં જેઓ જ્યાં પ્રતિક્રમણ કરતાં હતાં તેમાંથી કોઇ જવાબદાર વ્યક્તિઓએ ફેરફાર કર્યો હોય તેવું સાંભળેલ નથી. તિથિની જેટલી પક્કડ હતી તેટલી સાચું પ્રતિક્રમણ કરવાની પક્કડ રાખી હોત તો આજે સંઘમાં ચોથો આરો હોત. અનંતાનુબંધીના કષાયો બાંધી બાંધીને કંઈક આત્માઓ ગયા. હવે સાચું પ્રતિક્રમણ કરી સમતારસ ઝીલી જીવનને સાર્થક કરીશું તો જ આ ભવની કીમત થવાની. ભવિતવ્યતા સારી હોય અને કાળ પાકયો હોય તો પુરુષાર્થ કરવાનું મન થવાનું. હવે તિથિમાં ફેર આવે ત્યારે શાંતિથી જાહેર કરવું જોઈએ કે અમારી સત્ય વાત છે. જેમને અમારામાં વિશ્વાસ હોય તેઓ અમારી મુજબ કરે. બાકી આ અંગે ઘણું કહેવાઇ ગયું, લખાઈ ગયું અને છપાઇ ગયું છે; નવું કાંઈ કહેવાનું નથી. માટે ટૂંકું નિવેદન સિવાય જેટલું વધારે લખાશે તો તે હિંસાપાત્ર થશે. કારણકે આપણે કોઇ સિદ્ધાંત સાચવ્યો નથી.

પૂર્વના ઘણા મહાત્માઓને આચાર્યપદવી દેવા છતાં તેઓએ લીધી નથી. આજે આચાર્યપદવી ઊભી કરાય છે. તેથી પદની મહત્તા ઘણી ઘટી ગઇ છે. પૂર્વના મહાપુરુષની હરોળમાં ગુણવગરનાને મુકવાથી તેઓની મહાન આશાતના થઈ છે. આ સિવાય કોઈ સિદ્ધિ થઈ નથી.

સમુદાયમાં વાત્સલ્યભાવથી પ્રશ્નોના નિર્ણય લાવી સમુદાયની પ્રતિષ્ઠા વધારીએ તેમાં જ દરેકની શોભા છે. આપ જે સ્થાને બિરાજો છો ત્યાંથી જે અન્યાયો થયા છે તે સુધારી લેવા ઘણું જરૂરી છે.

## મારામાં સાધુપણું ન દેખાય તો મને છોડી દેવો

## લોકો સંભારીને કહેશે: બધો પ્રતાપ આપનો છે કે....

## તો આપના માથે મોટામાં મોટું કલંક રહેવાનું

સિદ્ધગિરિજી જેવા ઉત્તમ તીર્થની આરાધનાની સુંદર તક મળી છે. વાચના અને વ્યાખ્યાનો ઘણા કર્યા, હવે અમલ કરવાની ઘણી જરૂર છે. ચાતુર્માસની સફળતા દેવગુરુની આજ્ઞાનું પાલન, અષ્ટ પ્રવચન માતાનું જતન, નવ વાડોનું પાલન, ૧૧ કલમનું સખત રીતે પાલન અને બાહ્યપ્રવૃત્તિઓ છોડી અંતર્મુખ થયા કે કેમ તેથી નક્કી થવાનું છે, અને તેના ઉપર જ સાચી સાધુતાનો આધાર છે. આપની વૃદ્ધ ઉંમર છે. દરેક પ્રવૃત્તિ છોડી દઈ એકાંતે આત્મકલ્યાણ સાધવાની સુંદર તક મળી છે. તો રાગ–દ્વેષ–મોહને મારી નાખી, સમભાવ કેળવી, સકલ જીવોને અંતઃકરણપૂર્વક ખમાવી, સમતારસ ઝીલી સમાધિમય જીવન પૂરું થાય તે જોવાની ઇચ્છા છે.

મારા સદ્ભાગ્યે ભવિતવ્યતા સારી અને કાળ પાક્યો કે મને નિવૃત્તિ લેવાની તક મળી. તપ, જાપ અને વાંચનથી ઘણા પાપથી બચવાની તક મળી છે. લાભ કેટલો થયો તે જ્ઞાની જાણે પણ જીવનમાં શુદ્ધ ધર્મ સમજવાની તક મળી છે. તેને સાર્થક કરવા પુરુષાર્થની ઘણી જરૂર છે માટે, ૧૨–૪ ભાવનાનું ચિંતવન કાયમ ટકી રહે અને તેનો શક્તિ મુજબ અમલ થાય તે માટે શાસનદેવ પાસે એક જ પ્રાર્થના છે કે સમાધિમરણ માટે સતત જાગૃત રાખે જેથી ભવિષ્યકાળ ઘણો ટૂંકો થઇ જાય. દરેક પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઈ સમતારસમાં સ્થિર થવાય તે માટે સહાય કરજો એવી વિનંતી કરું છું.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૨૬-૯-૮૪

પરમ પૂજ્ય શ્રી આચાર્યશ્રી **વિજયરામચંદ્રસૂરીશ્વરજી** મહારાજ સાહેબની સેવામાં, શ્રી પાલીતાણા.

લી. **દીપચંદ વખતચંદના** ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિ. વિ. આપને પત્ર લખવાનું બંધ કરેલ, પણ આપના જ હાથેથી સાધુતાના નાશથી જૈનધર્મની ફજેતી થઇ રહી હોય આપના જ વિચારો આવે છે તેથી પત્ર લખેલ છે.

આપ સિદ્ધાંતરક્ષક છો તેવી આપની પ્રતિષ્ઠાથી અને આપના તથા સમુદાયના અકૃત્યોની ખબર નહિ હોવાથી હું શાસનના કાર્ય કરતો. આપને હું આડખીલીરૂપ થતો નહિ ત્યાં સુધી, મારી વિરૂદ્ધની કોઇ વાત કરે તો આપ તેઓને કહેતા કે શાસન માટે કેટલો ભોગ આપે છે. સત્ય માટે જ કડક છે તેમ સમજાવતા. પરંતુ પહેલો પત્ર અમારા ત્રણ ઉપર આવ્યો અને કોપી આપની ઉપર આવી. તેમાં આપની અને આપના સમુદાયની વાતો લખેલ. તેથી જે આંચકો આવ્યો છે તેનું શું વર્ણન લખું. આપ મારા સ્વભાવને સમજતા હતા તેથી આપને લાગ્યું હશે કે હું આપના કાર્યમાં સહાયક થઇશ નહિ પણ વિઘ્નરૂપ બનીશ. આપે તેમ માની ધર્મને નેવે મુકી રાજકારણ જેવી સ્થિતિ ઊભી કરી. મને ત્યારથી લાગ્યું કે પૂર્વધરો જેવા ભાન ભુલી નિગોદમાં જાય તો આપને સાધુવેષમાં રહી સંસાર ગમતો હોય તો બધું કરી શકો. તેથી પ્રથમ કેસર-સુખડ બાબતમાં પૂજ્ય મહાબળ-વિજયજી મ૦ સાહેબનો તથા પૂજ્ય પુન્યપાલવિજયજી મ૦ સાહેબનો આપે ઉપયોગ કર્યો અને તેઓની ૨૫ વર્ષની સુંદર આરાધનાનો વિચાર નહિ કરતાં જે કષાયો કરાવ્યા તે તેમની જિંદગીમાં યાદગાર રહી જશે. આ તકનો લાભ લઇ શ્રાવકોએ તથા સાધુઓએ જે રીતે ઉપયોગ કર્યો અને પાપો ઢાંકવા માટે કાવાદાવા થયા તેમાં આપ સાધુતાને તદ્દન ભૂલી ગયા. પેપરો વાંચીને રાજરમતમાં આપ રાષ્ટ્રનેતા જેવા પાવરધા થઇ ગયા અને આપે આગમોની વાણીની શ્રદ્ધા ખલાસ કરી નાખી. આપે અજ્ઞાન લોકોને કેમ વધારે મૂર્ખ બનાવીને સારા દેખાઇએ તે માટે આપે બુદ્ધિનો ઉપયોગ કર્યો ત્યારે લાગ્યું કે ધર્મના બહાના નીચે જૈન

શાસનની આ સ્થિતિ કરનાર જો આવું કૌભાંડ ચલાવે તો શાસનની અપભ્રાજના થશે, તે ખ્યાલ રાખીને આપને સુરેન્દ્રનગરમાં સ્થિરવાસ કરવા ખાસ વિનંતી કરી. પણ આપને નિવૃત્તિનો આનંદ લઈ આરાધના કરવાનો ભાવ ન જ જાગે. કારણ કે કાવાદાવા અને માયાદંભ કરી ધર્મના નામે શ્રીમંતો, સાધુઓ અને ભક્તોને પડખે રાખી સ્થાન ટકાવી રાખવું હતું. તેમાં આપને આપના પાપાનુબંધી પુન્યના પ્રભાવે સફળતા મળતી ગઇ એટલે સાચી સલાહ ન ગમી. જે આપની કારકિર્દીમાં મોટામાં મોટો ફટકો પડયો છે અને આપની ભવિતવ્યતાએ મોટી ભૂલ ખવરાવી છે. તે વાત આજે નહિ સમજાય. પુન્ય ખલાસ થયું તેટલી વાર છે.

આપનો બધો ઇતિહાસ સાંભળ્યો, પુરાવા મળ્યા, તે ઉપરથી લાગ્યું કે આપ ધર્માચાર્ય નથી પણ સાધુના વેષમાં રાષ્ટ્રનેતા છો. આપની પાસે હવે આત્મકલ્યાણ થાય તેમ નથી તેથી આપને છોડી દીધા; અને આજ સુધીની આપની કાર્યવાહીથી સ્પષ્ટ કહી શકું છું કે જૈનધર્મની સાથે આપને કોઈ સંબંધ નથી. ત્યારપછી રાજકોટનું પ્રકરણ બન્યું. ઘણી ઘણી વાતો જોવા-સાંભળવા મળી. અને ચાલીશ વર્ષની સેવાના ફળ તરીકે આપને પાપથી પાછા વાળવા ખૂબ વિનંતી કરી. પણ લાગ્યું કે આપને ધર્મ ગમતો જ નહોતો. એટલે લોકોના પીઠબળ ઉપર અભિમાનથી દેવગુરુની આજ્ઞાને ભાંગી. હું સમજું છું કે ધર્મ પામવો મહાદુર્લભ છે. જીવનનો વિકાસ થવાનો હોય તો જ સુંદર વિચારો આવે અને પ્રામાણિક રહેવાનું મન થાય.

આપે કહેલ કે સત્યને સાચવવા બળાબળનો કદી વિચાર કરવો નહિ પણ સખત વિરોધ કરવો. પરિણામ આવે કે ન આવે પણ સંઘમાં બધાય બાયલાઓ નથી તેવી ખાત્રી કરાવી દેવી જોઇએ જેથી ઈતિહાસકારો કહેશે કે પ્રામાણિક વિરોધ કરનારા હતા. આપની આ વાત ધ્યાનમાં રાખીને સંયમરક્ષા માટે પ્રયત્ન કરી રહ્યો છું. માટે હજુ વિનંતી કરું છું કે, મારે સકલ સંઘને સાચી પરિસ્થિતિથી વાકેફ કરવા પડે તેવી સ્થિતિ ઊભી ન થાય તે માટે, આપના હાથથી સંયમરક્ષા થાય તેમાં જ ગૌરવ વધશે. આ સલાહને પણ આપ ધ્યાનમાં નહિ લો તો જીવનમાં આ ભૂલ કદી સુધરવાની નથી અને તેની કીમત ઘણી ચૂકવવી પડશે; અને અસંયમની પરંપરાનું પાપ ઘણું વધી

જવાનું અને તેના વિપાકો ભોગવવા પડશે. જ્ઞાનીની આ વાતમાં શ્રદ્ધા હશે અને પાપનો ભય જાગશે તો જ સારા વિચારો આવશે.

સંયમરક્ષાની ભાવનાથી મને જે પ્રત્યક્ષ લાભ થયો છે તેમાં મારી પુન્યાઇએ કામ કર્યું છે. ભવિતવ્યતા ઘણી સુંદર કે તદ્દન નિવૃત્ત થવાની તક મળી. તેમાં વાંચન થયું તેથી ભગવાનના શુદ્ધમાર્ગને સમજવાનો–વિચારવાનો સુંદર અવસર પ્રાપ્ત થયો અને તપ આદિ કરવાની સગવડ થઈ ગઈ તેમજ ભગવાનના માર્ગનો નાશ કરનારાઓના પાપમાં સહાયક થવાના મહાપાપથી બચી ગયો. નિવૃત્તિના આનંદની કીમત પ્રવૃત્તિવાળાને કદી સમજાતી નથી. હવે એક જ કાર્ય કે ભગવાનના માર્ગને કલંકીત કરનારા અને દેવગુરુની આજ્ઞા ભાંગી સંયમનો ઘાત કરનારાઓને સ્થિર કરવા માટે શકિત મુજબ પ્રયત્ન કરીશ. ભલે આજે હું એકલો છું પણ શાસનદેવ જરૂર સહાય કરશે, કારણ કે મારી પાસે ધર્મ છે. આપની પાસે ભલે ગમે તેવું પીઠબળ હશે પણ અધર્મ છે, અને તેથી અશુભનો ઉદય થશે ત્યારે કોઈ સહાયક બનવાના નથી. જ્ઞાનીની આ વાતને ધ્યાનમાં રાખી નહિ શકો તો ભાવિ અંધકાર બની જવાનું.

આપે કહેલ કે શાસનરક્ષાના કામમાં સત્યની રક્ષા માટે ગમે તેવો વિરોધ કરવો પડે અને તેમાં કોઇને દુઃખ થાય તો પણ મિચ્છામિ દુક્કડંની જરૂર નથી. તેમ આપના કાર્યનો સખ્ત વિરોધ હોવા છતાં, અંગત રીતે આપનું તથા આપના સહાયકોનું કદી અહિત ચિંતવ્યું નથી તોપણ, જાણુતા અજાણુતા સત્ય વાત કહેતા આપને તથા જે કોઇને મારા પ્રત્યે દુર્ભાવ થયો હોય તેમની પાસે મિચ્છામિ દુક્કડં માંગુ છું.

આપ અત્યાર સુધી જે રીતે જીવન જીવ્યા છો તેમાં પરલોકના સારા વિચારને અવકાશ જ નથી, છતાં કોઇ છેલ્લે ભવિતવ્યતા સુંદર હોય અને સારા વિચારો આવે તો તે એક અચ્છેરૂં ગણાશે.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના.

તા. ૧૬-૧૦-૮૪

શ્રી આચાર્ય શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબની સેવામાં, શ્રી પાલીતાણા.

ઘણી જ દિલગીરી સાથે જણાવવાનું કે આપને સંયમરક્ષા માટે ઘણી વિનંતી કરી પણ આપની પાસે શ્રીમંતોના ધનનું અને સાધુ-સાધ્વીજી તથા અંધશ્રદ્ધાળુ, ભદ્રિક લોકોનો ટેકો-તેની ખુમારી ઉપર ભગવાનના માર્ગને ટકાવવાની સદ્દબુદ્ધિ સૂઝી નહિ. સંયમરક્ષા માટે દેવગુરુની આજ્ઞાનું સખ્ત પાલન કરાવવામાં જેટલી ઢીલ થશે તેટલી પ્રતિષ્ઠા વહેલી ખલાસ થઈ જવાની.

આજે જે રીતે વહેવારો થઈ રહ્યા છે તે ઘણા જ નિંદનીય અને સાધુતાનો નાશ કરનારા છે. તેનો ન્યાય મેળવવા માટે કોઈ સ્થાન રહેવા દીધું નથી, છતાં ધર્મને સમજેલા કદી ચલાવી શકશે નહિ અને તેના માટે બધું કરી છૂટશે.

ધર્મની રક્ષામાં મજબૂત બનાય. પણ ધર્મનાશમાં મજબૂત બની ઘમંડ રાખનારાઓના હાલ ઘણા જ ખરાબ થઈ જાય છે તે કદી ભૂલશો નહિ. આ વાત ધ્યાનમાં નહિ લો તો અંજામ ઘણો જ ખરાબ આવવાનો.

શાસન માટે અને સંયમરક્ષા માટે મેં એકલા હાથે હવે બધુ કરી લેવાનો નિર્ણય કરેલ છે. પછી ભલે જેલમાં જવું પડે, માર ખાવો પડે કે જીવનનો અંત આવે; પણ સાધુઓની પવિત્રતા ટકાવવાનો મારો ધર્મ કદી ચુકીશ નહિ.

ચિત્રભાનુ અસંયમી, આજ્ઞાભંજક, આચારનાશક હોવાથી અને સાધુપણું પાળી ન શક્યા તેથી તેનો ઓઘો લઈ લેવા આપે ઘણા તોફાનો કરાવ્યા હતા તે હું ભૂલી ગયો નથી. આપે તેના કરતાં વધારે સંયમ-નાશક બની સાધુ-સંસ્થાની પ્રતિષ્ઠાને ખતમ કરી નાખી છે. છતાં શ્રીમંતો-ના તથા સાધુ-સાધ્વીજીના પ્રચારથી મહાપુરુષ કહેવરાવી, સંઘને અંધારા-માં રાખી, સાધુઓના જીવન ભ્રષ્ટ કરવાના માર્ગો ખુલ્લા કરી નાખ્યા

## ભગવાનના માર્ગને ટકાવવાની સદ્બુદ્ધિ સૂઝી નહિ

## ધર્મની રક્ષામાં મજબૂત બનાય પણ ધર્મના નાશમાં...

## પછી ભલે જેલમાં જાવું પડે કે માર ખાવો પડે કે...

છે. તેમાં આપ સખ્ત રીતે સુધારો કરવા તૈયાર ન હોય તો આપનો કોઈ ઓઘો લઈ લે તેમાં જરાય ગુન્હો ગણાય નહિ, તેવું સ્વીકારવું જ પડશે. અધર્મનો મમત આખી જિંદગીની પ્રતિષ્ઠાને ખલાસ કરી નાખશે. સાધુ તરીકે જીવવું હશે તો દેવગુરુની આજ્ઞા માનવી જ પડશે. એ જ વિનંતી.

લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના.

# પૂર્વના મહાપુરુષો કેવા હતા ને કળિકાળના મહાપુરુષો કેવા હોય તે વિચારવા વિનંતિ

ભગવાનની આજ્ઞા મુજબનો શાસ્ત્રકાર ભગવંતોએ કહેલ ધર્મ પૂર્વના મહાપુરુષોએ પોતાના જીવનમાં જીવી આદર્શ ખડો કરી જગતમાં સુવાસ મૂકી અનેક લોકોનું કલ્યાણ કરેલ છે અને તેઓ જ જગતને આશીર્વાદરૂપ બની આત્મકલ્યાણ સાધી ગયા છે ને તેઓ જ સાચા મહાપુરુષ બન્યા છે. જ્યારે આજે ભગવાનની આજ્ઞા મુજબ જીવન જીવવાની વાતો કરી તેથી વિરૂદ્ધનું આચરણ કરી જગતને મૂર્ખ બનાવવાની કળા હોય અને માયા દંભ કરી ધર્મને વિકૃત બનાવતા હોય તે જ કળિકાળના મહાપુરુષ બની શકે !

પૂર્વના મહાપુરુષો કદી પોતાના હાથે તેમના ગુણોના વિશેષણો લખાવતા નહીં પરંતુ ગુરુમહારાજ કે શ્રીસંઘ તે પદની પૂરેપૂરી યોગ્યતા લાગે ત્યારે વિશેષણ આપતા. જ્યારે આજે ધર્મની પવિત્રતાનો, સિદ્ધાંતનો તથા વિધિમાર્ગનો નાશ અને આજ્ઞાનો છડેચોક ભંગ કરીને શાસનરક્ષક, સિદ્ધાંતપ્રેમી જેવા વિશેષણો લખાવીને આનંદ અનુભવનારા ને પ્રતિષ્ઠાને જ સર્વસ્વ માનનારા કળિકાળના મહાપુરુષ ગણાય !

પૂર્વના મહાપુરુષો કદાચ કોઈ કર્મને વશ પડ્યા હોય તે કદી જાહેરમાં આવે નહીં અને પોતાની જાતને નીંદે ને લજ્જા–શરમ અનુભવે તેમ જ કદી પૂજા–પ્રભાવનાની ઈચ્છા કરે નહીં. જ્યારે આજે અસંયમી જીવન જીવવા છતાં, શરમને નેવે મૂકી માન–પ્રતિષ્ઠા ને પૂજા–પ્રભાવના માટે જગતને સારી રીતે મૂર્ખ બનાવી કાળાબજારનો ધર્મ કરાવવાની જેમનામાં બુદ્ધિ હોય તે જ કળિકાળના મહાપુરુષ બની શકે !

કળિકાળના મહાપુરુષ બનવા જે પાપ બાંધ્યું છે તેનો પૂજ્યશ્રી વિચાર કરો. પ્રતિષ્ઠાને ગૌણ બનાવી જીવનને સાર્થક કરો ને સદ્ગતિ પામો તેવી સેવકની વિનંતી છે.

# પૂ. સિદ્ધાંતમહોદધિ ગચ્છાધિપતિ આ. ભ. શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાના સાધુસમુદાયનું સંગઠન

[ આ જ વિભાગના પૃષ્ઠ ૯૬ ઉપર ત્રીજા પેરાની શરૂઆતમાં બંધારણની કોપી મોકલ્યાનો જે નિર્દેશ કરેલ છે, તે કોપી, એટલે કે 'જૈન પ્રવચન' પત્રમાં–સંગઠન, નિવેદન અને બંધારણની જાહેરાત થવા પ્રસંગે–પ્રગટ કરાયેલ સંપાદકીય નોંધની કોપી અહીં આપેલ છે. ]

---

શ્રી જૈન પ્રવચનના તા. ૯–૫–૬૨ના અંકમાં ૧૩૫મા પાને પૂજ્ય પ્રવચનકાર મહાત્મા (શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ)ના વિહારને લગતા સમાચારમાં જાહેર કરાયું હતું કે, "પૂજ્ય પરમ ગુરુદેવશ્રીની સાથે પૂજ્ય આચાર્યદેવશ્રી ગીરધરનગર થઈ અમદાવાદ પધાર્યા. આ સમય દરમ્યાનમાં અનેક ભવ્યાત્માઓના પુણ્ય પ્રયાસથી, શ્રીસંઘના સદ્ભાગ્યે, કેટલાક વર્ષો થયાં જે અંતરાય ખડો થવા પામ્યો હતો તે દૂર થઈ જવા પામ્યો અને પૂજ્ય પરમ ગુરુદેવશ્રીએ પોતાના સમુદાયની સધાયેલી એકતાની શુભ જાહેરાત કરતાં શ્રીસંઘમાં ભારે આનંદની લાગણી પ્રગટી." આ સમાચાર સંબંધી વિસ્તારયુક્ત સત્તાવાર વિગત અમને પ્રગટ કરવાને મળી છે. જે તેના અનુસંધાનમાં આ નીચે જાહેર કરવામાં આવે છે.

ચાલુ વર્ષના ફાગણ વદિ અને ચૈત્ર સુદિના દિવસોમાં પૂજ્ય સિદ્ધાંતમહોદધિ વયોવૃદ્ધ આચાર્યભગવાન શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાનું શારીરિક સ્વાસ્થ્ય પાલણપુર, ઊંઝા અને મહેસાણા વગેરે સ્થળે વારંવાર વધારે પડતું બગડયું હતું. આ સમાચાર તેઓશ્રીના પટ્ટાલંકાર પૂજ્ય પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજને મળતા, ખંભાતથી તરત જ વિહાર કરીને તેઓશ્રી સાબરમતીમાં પોતાના પરમ ગુરુદેવશ્રીની સેવામાં ઉપસ્થિત થયા હતા. પૂજ્ય આચાર્યશ્રી વિજયજમ્બૂસૂરીશ્વરજી

મહારાજ વગેરે પણ આવી પહોંચ્યા હતા. સમુદાયના સંગઠન માટે આ અવસર અનુપમ છે એમ જાણીને શેઠશ્રી રમણલાલ વજેચંદ ખંભાત-વાળા, શેઠશ્રી ચંદ્રકાન્તભાઇ બકુભાઇ, શેઠશ્રી રમેશભાઈ બકુભાઇ અને ભાઈ શ્રીકાન્તે એ માટેનો પ્રયાસ આદરતા તેમાં સફળતા મળી હતી. ચૈત્ર વદિ ૫ તા. ૨૫–૪–૬૨ બુધવારે બપોરે શુભ મુહૂર્તે આ સંગઠન-ની શુભ જાહેરાત કરવાનું નક્કી થતાં પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિર અને પૌષધશાળામાં પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજાની પવિત્ર નિશ્રામાં પૂજ્ય આચાર્યાદિ મુનિવૃન્દ તથા આગેવાન શ્રાવકસમૂહ એકઠો થયો હતો. એ વખતે પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજા તરફથી નીચે મુજબના નિવેદન દ્વારા પોતાના સાધુસમુદાયના સંગઠનની જાહેરાત કરવામાં આવી હતી.

**નિવેદન :** "શાસન, શ્રીસંઘ અને સમુદાયના હિતની દૃષ્ટિએ હું આજે ભૂતકાળ ભૂલી જઇને આખા સમુદાયનું સંગઠન જાહેર કરું છું. આચાર્યશ્રી રામચંદ્રસૂરિજી વગેરે સાથે પણ સમાધાન થઈ ગયું છે, જેથી હવેથી બધાએએ પરસ્પરનો વહેવાર બરાબર જાળવવાનો છે. હવે આખા સમુદાય માટે એક બંધારણ નક્કી કરવામાં આવ્યું છે. અને દરેકે તેનું બરાબર પાલન કરવાનું છે પછી હું હોઉં, આચાર્ય-શ્રી રામચંદ્રસૂરિજી હોય કે નાનામાં નાનો સાધુ હોય પણ બંધારણને વળગી રહીને ચાલવાનું છે. એટલે હવેથી કોઇ ભંગ ચલાવી લેવામાં આવશે નહિ તેમ જ કડકપણે બંધારણનો અમલ કરવાનો છે. એ ખુશી થવા જેવું છે કે સાધુઓ ખાનદાન છે, વિદ્વાન છે તેથી બંધારણનું અણીશુદ્ધ પાલન કરીને સમુદાયનું ગૌરવ વધારશે, એવી મને આશા છે. ગામેગામના આગેવાનોને પણ હું ભલામણ કરવાનો છું કે બંધારણના પાલનમાં મુનિઓને જરૂર પ્રમાણે સહાયભૂત થાય. તિથિ-ચર્ચા બાબતમાં તિથિ આપણી જ સાચી છે તેમાં શંકા જ નથી પરંતુ સકલ સંઘના ઐક્યની આવશ્યકતા સહુ કોઇ જાણે છે. તેથી કોઇ વખતે કદાચ કાંઇ વિચાર કરવાનો પ્રસંગ ઊભો થાય તો તે વખતે હું આચાર્યશ્રી રામચંદ્રસૂરિજીની સલાહ સમ્મતિથી કરવાનો છું. મારા આ બંધારણમાં ઉપયોગી થવા માટે સુશ્રાવક તરીકે રમણલાલ વજેચંદ

તથા રમેશભાઇ બકુભાઈને રાખવામાં આવેલા છે અને ભવિષ્યમાં સમુદાય બાબતમાં જરૂર પડ્યે બંને જણા સેવા આપવા માટે સંમત થાય છે.”

આ નિવેદન વંચાયા બાદ વંદનવિધિ થયા હતા અને તે પછી પૂજ્ય આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી, પૂજ્ય આચાર્યશ્રી વિજયજમ્બૂસૂરીશ્વરજી, પૂજ્ય પંન્યાસ શ્રી ભદ્રંકરવિજયજી ગણિવર અને પૂજ્ય પંન્યાસ શ્રી ભાનુવિજયજી ગણિવરે પ્રાસંગિક વિવેચનસાથે આ સંગઠનનું અનુમોદન કર્યું હતું. ત્યાર બાદ શેઠશ્રી ચંદ્રકાન્તભાઈ અને શેઠશ્રી રમણભાઇએ આભાર માનતું વક્તવ્ય કર્યું હતું. અંતમાં પૂજ્ય આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજે ઉપર્યુક્ત નિવેદનમાં જણાવેલ નૂતન બંધારણની અગિયારેય કલમ વાંચી સંભળાવી હતી, જે નીચે મુજબ છે.

**બંધારણઃ**-(૧) સામાન્ય સંયોગોમાં સાધ્વીજી અથવા શ્રાવિકાએ વ્યાખ્યાનના સમય સિવાય સાધુની વસ્તીમાં આવવું નહીં. એ માટે વ્યાખ્યાનાદિ પ્રસંગે નિષેધ કરવો અને શક્ય પ્રબંધ કરાવવો. અસાધારણ સંયોગમાં દા. ત. બહારગામથી કોઇ આવ્યા હોય અથવા આપણે નવા ગામમાં ગયા હોઇએ અને ત્યાં કોઈ આવે તો એકાદ દિવસ વંદન પુરતા આવી જાય તો રોકવા નહીં. જોગની ક્રિયાઓમાં પણ સાધ્વીજીએ બનતા સુધી શ્રાવિકાને સાથે લઇને આવવું. તેમ જ શ્રાવિકાએ ઉપધાનની ક્રિયા પ્રસંગે પુરુષને સાથે લઇને આવવું. સાધુની અકસ્માત બિમારી જેવા પ્રસંગમાં નિષેધ કરવો નહીં. (૨) સાધ્વીજી પાસે સાધુઓએ કાંઇ પણ કામ કરાવવું નહીં. અને સાધુએ પોતાના કામો દા. ત. પાત્રા રંગવા, સાંધવા વગેરે શીખી લેવા. જ્યાં સુધી ન શિખાય ત્યાં સુધી ઓઘા, ઢવણી જેવા અશક્ય કામો મુખ્ય સ્પર્ધકપતિએ સ્થાનિક પ્રૌઢ શ્રાવિકા દ્વારા સાધ્વીઓ પાસે કરાવી લેવા, પણ સાધુઓએ સાધ્વીના સંપર્કમાં આવવું નહીં. (૩) સાધ્વીજીને કાંઈ કામ હોય તો સીધુ સાધુને ન કહે પરંતુ પરંપરાએ પ્રૌઢ શ્રાવિકા અને શ્રાવક દ્વારા સાધુને કહેવડાવે, એ પદ્ધતિ જાળવવી. કોઈ તાત્કાલિક અકસ્માત આવી પડ્યું હોય તો પૂછી લેવાય. (૪) સાધુએ જોઇતી વસ્તુ માટે ટુકડીના વડીલને કહેવું અને વડીલ તેની સગવડ કરી આપે.

(૫) સામાન્ય સંયોગોમાં ૧૫ દિવસ પહેલાં કાપ કાઢવો નહિ. સિવાય લૂંણાં, ઝોળી, ખોળિયા જેવા કપડાં. (૬) રેશમી કામળી, દશી, મુહપત્તી વગેરે વાપરવી નહીં. (૭) દેશના વ્યવહારપ્રધાન આપવી અને વ્યવહારમાં પ્રાણ પુરવા માટે ભાવ સમજાવવો. (૮) એક સ્પર્ધકપતિની ટુકડીનો સાધુ બીજા સ્પર્ધકપતિની ટુકડીમાં ગચ્છાધિપતિની તથા જેની નિશ્રામાં હોય તેની આજ્ઞા સિવાય રહી શકે નહીં. (૯) માઇકમાં બોલવું નહીં. (૧૦) ફોટા પડાવવા નહિ. (૧૧) પોતાનું કે પોતાના વડીલના નામનું જ્ઞાનમંદિર પોતે ઊભું કરવું નહિ. તેમજ શ્રાવકો દ્વારા ઊભા કરાતા જ્ઞાનમંદિર આદિમાં પોતાનું વર્ચસ્વ રાખવું નહિ.

ઉપરની કલમો અંગે જેમને કાંઇ પૂછવું હોય તેમણે શ્રી ગચ્છાધિપતિને પૂછી લેવું.

આ પછી શ્રાવકસંઘે પૂજ્ય આચાર્યદેવોને આ વર્ષનું ચતુર્માસ અત્રે જ કરવાની ખૂબ આગ્રહપૂર્વક વિનંતી કરી હતી. સાધુસમુદાયના સંગઠનની આજે થયેલી જાહેરાતથી ચતુર્વિધ શ્રીસંઘમાં ભારે આનંદની લાગણી વ્યાપી ગઈ હતી–અને પ્રયાસ કરનારાઓનું બહુમાન કરાયું હતું.

શાસનપક્ષના અને સમુદાયના
પરમ પૂજ્ય આચાર્યભગવંતાદિ
પદસ્થો અને મુનિમહારાજશ્રીઓ
ઉપરના

# વિનંતી પત્રો

## વિભાગ બીજો

આરાધક મહાત્માઓની હાજરીમાં ધર્મના નામે અધર્મ પાંગરે છતાં ચિંતા ન થાય તો કહેવું પડશે કે શ્રીસંઘનો તીવ્ર પાપનો ઉદય હોય તો જ ધર્મ સાચવવા કોઈ સહાય કરે નહીં.

□ □ □

સારા આરાધક મહાત્મામાં, શક્તિનું બહાનું કાઢી, શ્રી આચાર્યશ્રીને સત્ય વાત કહેવા જેટલી હિંમત ન હોય તો તેમના કાર્યને ભૂલચુકે ટેકો મળી જાય... પક્ષના મોહના કારણે કે એકતાના બહાના નીચે તેમની પ્રતિષ્ઠા વધારવામાં સહાયરૂપ ન થઈએ તો પણ શ્રીસંઘનું ઋણ અદા કર્યું ગણાય.

ધ્રાંગધ્રા; તા. ૭-૧૧-૯૦

પરમ પૂજ્ય આચાર્યશ્રી વિજયમહોદયસૂરીશ્વરજી મહારાજ સાહેબ તથા પૂજ્યશ્રી હેમભુષણવિજયજી મહારાજ સાહેબની સેવામાં,

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

વિનંતીપૂર્વક જણાવવાનું કે પૂ૦ ગુરુદેવશ્રીનો અમારા ઉપર મહાન ઉપકાર છે. તેઓશ્રીની દેશનાથી અમારા આત્માને ઘણો લાભ થયો છે. તેઓશ્રીએ ધર્મની સમજ આપી અમોને પ્રભુના માર્ગમાં સ્થિર કરેલ છે. આ કાળમાં આવી માર્ગરક્ષક દેશના આપનાર મળ્યા નહોત તો અમારું શું થાત તે કહી શકાય નહીં. આવા મહાપુરૂષો દ્વારા જૈન શાસનની અપૂર્વ પ્રભાવના થાય અને અનેક આત્માઓ ભગવાનના માર્ગને કેમ પામે તે માટે શક્ય તેટલા પ્રયત્નો પુન્યશાળીઓએ કરી જૈન શાસનની અપૂર્વ સેવા કરી છે. તેથી શક્તિ મુજબ અનેક આત્માઓએ ધર્મની આરાધના કરી જીર્વનને ધન્ય બનાવ્યું છે. પૂજ્યશ્રીની આવી મેઘગર્જના જેવી દેશના તમોએ તથા બીજા સાધુઓએ તેમ જ સાધ્વીજીઓએ સાંભળી અને સહવાસમાં રહેવા છતાં તેઓશ્રીની વાણીને ઝીલી નહીં. તેથી શાસનને જે નુકશાન થયું છે, તે કલ્પી શકાય તેમ નથી. જો શાસન હૈયામાં હોત અને પૂજ્યશ્રીની વાણીનો અમલ કરી સાધુતાને દીપાવી હોત તો આજે જૈન સંઘમાં ચોથો આરો વર્તાત. પણ તમારા દરેકની છાતી કેટલી કઠોર કે પૂજ્યશ્રીની એક પણ વાતને નહીં સ્વીકારતા અને વિપરીત રીતે વ્રતોનું પાલન કરી પૂજ્યશ્રીનો પ્રતિષ્ઠ ને મહાન નુકશાન કર્યું છે. ( અમુક પાપભિરૂ આત્માઓ તમારી પ્રવૃત્તિથી બચી ગયા છે. તેથી અમોને આનંદ થાય છે કે હજુ આરાધક આત્માઓના બળે શાસન ટકવાનું છે. ) તમારી અત્યાર સુધીની પ્રવૃત્તિ સાધુઓને શોભે તેવી નહીં હોવા છતાં, જીવો કર્મવશ છે તેમ માની, તમારી દરેક પ્રવૃત્તિની ઉપેક્ષા કરી. પૂજ્યશ્રીનો લાભ લેવાય તેટલો લીધો પરંતુ તમોએ પૂજ્યશ્રીની પુન્યાઈનો ગેર-લાભ ઉઠાવી સાધુતાને કલંક લાગે તે રીતે જીવન જીવી નિશ્રાએ આવેલાના જીવન નષ્ટ કરી નાખ્યા તમો પાપ, પુન્ય કે કર્મસત્તા જેવી ચીજ નથી તેમ માનતા હો તો જ આવી રીતે જીવન જીવાય. અત્યાર સુધી જેને જેને તમારી રીત સાધુતાને શોભે તેવી નથી તેમ લાગેલ તેને તમોએ સત્ય હકીકત દાબી દઈ સમજાવી દીધા, પરંતુ તમો કર્મસત્તાને નહીં સમજાવી શકો. અમોએ અત્યાર સુધી, સાધુતાના દર્શન કરવા હોય તો, પૂજ્યશ્રીના સમુદાયની જે પ્રશંસા કરી છે તેનાથી લોકો ખૂબ અનુમોદના કરતાં. પણ જ્યારે તમારી પ્રવૃત્તિની ખબર પડશે ત્યારે જગતમાં

# તમારા દરેકની છાતી એટલી કઠોર કે....

કેટલું નીચું જોવું પડશે તે વિચારતાં કંપારી છુટે છે. જો તમારામાં ધર્મ પ્રત્યેની જ શ્રદ્ધા હોત તો ભૂલનો બચાવ ન કરતાં. સુધારવામાં જ ગૌરવ છે. જ્યારે નાના નાના બાળકોની દીક્ષા થતી ત્યારે હૈયુ નાચી ઉઠતું કે શું જૈન શાસનની બલિહારી છે. અને લોકો અનુમોદના કરતાં થાકતા નહીં. તેમજ તેમના વડીલોએ તથા સંઘોએ આંખો મીંચીને કાંકરાની માફક પૈસા ખરચી લાભ લીધો છે પરંતુ તમારી બધાની પાપ–પ્રવૃત્તિ જેમ જેમ લોકોના ખ્યાલમાં આવશે ત્યારે તમારી સાધુ જેટલી તો નહીં પણ એક સામાન્ય માણસ જેટલી પણ કીમત રહેશે નહીં. પૂજ્યશ્રીના એક વિશ્વાસુ શ્રાવક તરીકે આપને વિનંતીપૂર્વક લખું છું કે અત્યાર સુધી ભલે ભુલ્યા, પણ હવે જીવન જે રીતે જીવ્યા તે રીતે જીવવુ નથી. બાજી હાથમાં છે. પણ અત્યાર સુધી જે રીતે સુખનો ભોગવટો કર્યો છે તેને લાત મારી કષ્ટ ભોગવવા તૈયાર રહેવું પડશે. તો જ જૈનશાસનની અપૂર્વ પ્રભાવના કરી શકશો. મે સાંભળેલ છે કે હજુ કરેલા પાપોનો પસ્તાવો નથી, ઉલ્ટું પાપોને ઢાંકવા સારા આરાધક આત્માઓની નિંદા કરી તમારી જાતને ઊંચી ગણાવા પ્રયત્નો કરો છો. તે તમારા આત્મા માટે ખતરનાક છે. તમારે પૂજ્યશ્રીનું ગૌરવ વધારવું હોય તો આરાધક આત્માઓને સાથે રાખી સધુતાનું ગૌરવ વધે તે માટે પ્રયત્ન કરવા પડશે. જો આરાધક આત્માઓ તમારી પ્રવૃત્તિથી નારાજ થઈ જુદા થશે તો તમારા જીવનમાં એક મોટામાં મોટું કલંક ગણાશે.

જે સ્થાનોમાં લાખો રૂપિયા મોક્ષમાર્ગની આરાધના માટે ખરચ્યા હતા ત્યાં અંગત સંસાર વધારવાની ક્રિયાઓ થાય તે પૂજ્યશ્રીના સમુદાય માટે પાણીમાં અગ્નિ પ્રકટ થયો ગણાય. અત્યાર સુધી પૂજ્યશ્રીના સમુદાય માટે કોઈ પણ હલકી વાત કરે તો અમો એક મીનીટમાં મૌન કરી ગૌરવપૂર્વક જીવતા પરંતુ તમારી જેમ જેમ વાતો સાંભળીએ છીએ ત્યારે શરમથી માથુ નમી જાય છે. ભાવિભાવ.

પૂજ્યશ્રીની દેશના સતત સાંભળવા છતાં તમોને અસર થઈ નહીં. પણ જેને સારી વાણી સાંભળવા મળતી નથી તેની સ્થિતિ બગડે તેમાં કોઈ નવાઈ પામવા જેવું નથી. જ્યાં જ્યાં ખરાબી દેખાય છે તેમાં મોટાભાગે તમારી પ્રવૃત્તિ વધારે જવાબદાર છે. મારા ઉપર ત્રણ પત્રો આવ્યા. તેની કોપી તમને મોકલી છે તેમ તેઓ લખે છે. તો તમોએ વાંચ્યા હશે. વાંચ્યા પછી કોઇએ દ્વેષબુદ્ધિથી લખ્યા છે તેમ માનશો તો તમારા જીવનમાં કોઈ દિવસ સુધારો થશે નહીં.

# રાત-દિવસ ચિંતા રહ્યા કરે છે

તેમાંની ઘણી હકીકતો અમારી જાણ બહાર ન હતી છતાં પૂજ્યશ્રી પ્રત્યે ભક્તિ-ભાવના હિસાબે મન ડંખતું. પણ અમોએ મૌન રહી ચલાવ્યું, તેથી અમો પણ પાપના ભાગીદાર બન્યા છીએ. હજુ અનુષ્ઠાનો ઉજવી શાસનપ્રભાવના કરાવી છે કે સાધુતા કેળવી શાસનપ્રભાવના કરવી છે ?

શાસનપ્રભાવનાના નામે જે સાધુતાનો ઘાત થાય છે તેને ચલાવવો હોય તો અમારે કંઈ કહેવાનું રહેતું નથી. પણ શાસનના હિત ખાતર, પૂજ્યશ્રીના ગૌરવ ખાતર અને અમારી ખાતર પણ ભોગ આપી સાચી સાધુતા કેળવવા પ્રયત્નો કરશો તો મહાન ઉપકાર કર્યો ગણાશે. તમો કાંઈ વિચાર નહીં કરો અને જેમ ચાલે છે તેવી રીતે જ જીવન પુરું કરવું હશે તો તમારા માટે ભાવી ઘણુ ખરાબ છે તેમ માનશો. પૂજ્યશ્રીને સિદ્ધાંતની બાબતમાં સ્વાર્થ ખાતર ઢીલા પાડવામાં તમારો પણ મોટો ફાળો છે.

પત્રો આવ્યા પછી જરાય ચેન પડતું નથી. રાત–દિવસ ચિંતા રહ્યા કરે છે. ઊંઘ ઉડી ગઈ છે. પત્ર લખનાર કાંઈ પણ પગલાં લે અને તેમાં શાસનની તથા પૂજ્યશ્રીની કેટલી નિંદા થાય તેનો વિચાર કરતાં ચેન પડતું નથી. પૂજ્ય-શ્રીની પ્રતિષ્ઠા વધારવી કે ઘટાડવી તે તમારા દરેકના હાથમાં છે. તમો કાંઈ પણ વિચાર નહીં કરો તો મોટામાં મોટી ભૂલ ગણાશે. તમો દરેકને સદ્બુદ્ધિ સુઝે અને સારી સાધુતા કેળવવા તમોને બળ મળે તેવી શાસનદેવ પસે અંતઃકરણ-પૂર્વક પ્રાર્થના કરું છું.

પૂજ્યશ્રીની ઉંમર ઘણી થઈ છે. હવે જ્યાં સ્થિરવાસ કરશે ત્યાં તીર્થ જેવું થશે અને અનેક ગણી શાસનપ્રભાવના થશે. તમારે પૂજ્યશ્રીનું ગૌરવ વધારવું હશે તો ભોગ આપ્યે જ છુટકો છે. તમો તમારા સ્વાર્થ ખાતર તેમની પુન્યાઇનો ઉપયોગ કરશો તો તમારા જેવા ગુરુદ્રોહી કોઈ નહીં ગણાય, તે ચોક્કસ માનશો તમને મારી વાત કડક લાગશે, પણ તમારું દર્દ અસાધ્ય થયું છે માટે સાધ્ય બનાવવા માટે પ્રયત્ન છે.

**લી. દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.**

સુરેન્દ્રનગર, તા. ૧૪-૬-૮૦

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયમાનતુંગસૂરીશ્વરજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી પાલીતાણા.

લી. સેવક બાબુના ૧૦૦૮ વાર વંદના સ્વીકારવા કૃપા કરશોજી.

શ્રી હસ્તગિરિ તીર્થ અંગે આપને પત્ર લખેલ. તેના જવાબમાં આપશ્રીએ જણાવેલ કે ટ્રસ્ટ શાસ્ત્ર અને સિદ્ધાંત વિરૂદ્ધનું નહીં હોય. અને જે ભૂલ થઇ છે તે સુધારવા માટેના પ્રયત્નો ચાલે છે. તેના જવાબમાં એક ફરી પત્ર લખેલ. તે પત્રના જવાબમાં આપે એક ભાઈ મારફત સંદેશો મોકલેલ કે 'પત્ર મળ્યો છે. તેનો જવાબ હવે પછી જણાવીશ.' પરંતુ આપનો જવાબ નહીં આવવાથી તેમ જ ટ્રસ્ટ સુધારવાની મહેનત કરવા છતાં સુધરી શક્યું નથી તેથી સેવકને ચિંતા થાય છે તો કૃપા કરી જવાબ આપશોજી.

હજુ સુધી ટ્રસ્ટ ન સુધરે તો જે પુન્યશાળીઓએ તેમાં લાભ લીધો છે અને હવે લેવાના છે તેઓને દેવદ્રવ્યના સિદ્ધાંતના નાશની ભાગીદારીમાંથી બચાવવા માટે સત્ય હકીકત જણાવવી જોઈએ કે કેમ અને જણાવવાથી શાસનને લાભ થાય કે કેમ અને તે માટે શું શું કરવું જોઇએ?

દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરે તે દુર્ગતિમાં જ જાય તેમ મહાપુરુષો કહે છે. છતાં તે સિદ્ધાંતનો નાશ કરીને તીર્થના ઉદ્ધારના નામે તેમ જ લોકો બોધિબીજ પામશે તેવું કહીને તીર્થ ઉદ્ધારનું સુંદરમાં સુંદર કામ કરે તો તેની કઈ ગતિ થાય અને તેને જે પુન્ય બંધાય તે કયાં પ્રકારનું હોય?

જે ટ્રસ્ટમાં દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ થતો હોય તે ટ્રસ્ટ સરકારી કાયદા પ્રમાણે ટ્રસ્ટમાં ભૂલ માનીને સુધારવાના પ્રયત્નો કરે, પરંતુ જ્યાં સુધી તે ન સુધરે તો પણ મંદિરોનું કામ ચાલુ રાખે તો સિધ્ધાંતનો નાશ કરે છે તેમ ગણાય કે કેમ અને તેથી શાસનને લાભ થાય કે કેમ?

દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરનારું ટ્રસ્ટ ન સુધરે ત્યાં સુધી તેને મદદ કરી શકાય કે કેમ અને જાણવા છતાં મદદ કરે તો ભયંકર પાપના ભાગીદાર બને કે કેમ? શાસ્ત્રદષ્ટિએ નક્કી થયા પછી સત્ય હકીકત સંઘને જણાવવાની જરૂર ખરી કે કેમ? અને ન જણાવીએ તો તેના પાપના ભાગીદાર કોણ કોણ ગણાય?

તીર્થ ઉદ્ધારના નામે દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ થતો હોય તો છતી શક્તિએ તેને અટકાવવા પ્રયત્ન ન કરે તો તેને લાભ થાય કે કેમ?

# છતાં શ્રી હસ્તગિરિ તીર્થનું ટ્રસ્ટ દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરનારું નક્કી થયા પછી....

સિદ્ધાંતરક્ષા કરવાને બદલે મૌન સેવે તેમજ કોઈની શરમ રાખે અને શક્તિ છતાં કોઈને દુઃખ ન લગાડે તો તે સિદ્ધાંતનાશમાં ભાગીદાર બને કે કેમ અને તેને ભયંકર પાપ બધાય કે કેમ?

શ્રી હસ્તગિરિ તીર્થના ઉદ્ધારનું કામ આપશ્રીના ઉપદેશથી થાય છે. તેથી અનેકોને લાભ લેવાની પ્રેરણા કરી છે. તેથી અનેક પુન્યશાળીઓ પોતાના તથા દેવદ્રવ્યમાંથી લાખો રૂપિયા આપી તીર્થ ઉદ્ધારના કાર્યમાં ભાગીદાર બન્યા છે. અને તેનો આનંદ પુન્યશાળીઓને ઘણો છે. અને તેથી આપશ્રીએ જે લાભ અપાવ્યો તેનું ઋણ અદા કરવા 'તીર્થ ઉદ્ધારકનું' બિરૂદ આપને આપીને ફરજ બજાવી છે. પરંતુ ટ્રસ્ટ દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરનારું છે, જે ન સુધરે ત્યાં સુધી આપ આ બિરૂદ કોઈ ન વાપરે તેવી ભલામણ કરો તો શાસનને લાભ થાય ખરો કે કેમ? અને તેમાં શાસનનું હિત છે તે આપને વ્યાજબી લાગે છે કે કેમ?

શ્રી કાંતિભાઈની ધર્મિષ્ઠ, દાનેશ્વરી અને ચારિત્રસંપન્ન તરીકેની ખ્યાતિ છે. તેઓ શ્રી હસ્તગિરિ માટે જે તન-મન-ધનનો ભોગ આપી તીર્થ ઉદ્ધારનું કામ કરી રહ્યા છે તે ઘણું જ પ્રશંસનીય અને અનુમોદના કરવા જેવું હોવા છતાં ટ્રસ્ટ દેવદ્રવ્યના સિધ્ધાંતને નાશ કરનારું હોવાથી જ્યાં સુધી ટ્રસ્ટ ન સુધરે ત્યાં સુધી તેના કાર્યની અનુમોદના થાય કે કેમ?

ટ્રસ્ટ સુધારવા માટે સરકારી રાહે મહેનત કરી રહ્યા છે; અને તેમને ખરેખરી ભૂલ થઇ છે તેવું લાગવાથી ટ્રસ્ટ સુધરવા માટે કબુલાતો આપે છે; પરંતુ જે વાત પોતાના હાથની નથી તેની કબુલાતો આપે તો શ્રીસંઘને ગેરરસ્તે દોરવે છે કે કેમ?

ટ્રસ્ટ મહેનતથી સુધરી જાય તો ઘણા જ આનંદનો વિષય છે, પરંતુ ટ્રસ્ટ સરકારી કાયદા પ્રમાણે ન સુધરે તો દેવદ્રવ્યમાંથી તથા પુન્યશાળીઓએ આપેલ રકમ તીર્થના ઉદ્ધારના બદલે દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરવામાં આપી ગણાય કે કેમ? અને શ્રી કાંતિભાઈ તીર્થ ઉદ્ધારનું કાર્ય કરે છે તો તેમને પુન્ય બંધાય કે કેમ અને આપણાથી તેની અનુમોદના થાય કે કેમ?

આપશ્રી શાસન અને સિદ્ધાંત વિરૂદ્ધના કાર્યમાં કદી કોઈની શરમ રાખતા નથી છતાં હસ્તગિરિ તીર્થનું ટ્રસ્ટ દેવદ્રવ્યના સિદ્ધાંતનો નાશ કરનારું છે તે

## મદદ કરી શકાય કે કેમ અને મદદ કરે તો ભયંકર પાપના ભાગીદાર બને કે કેમ ?

નક્કી થયા પછી આપ કઇ દષ્ટિએ તેમને મદદ કરી રહ્યા છો અને તેમાં કઈ રીતે લાભ આપશ્રીને દેખાય છે તે સેવકને જણાવવા કૃપા કરશોજી.

શ્રી મંદિર પુરૂં થાય ત્યાં સુધી સરકારના વિશ્વાસે લાખો રૂપિયા ખર્ચી નાખીએ અને સરકાર કાયદા પ્રમાણે ટ્રસ્ટ ન સુધારી આપે તો આપણે મોટી ભૂલ કરી ગણાય કે કેમ અને આવી ભૂલની પરંપરા ન થાય તે માટે પ્રતિષ્ઠા કરાવાય કે કેમ ?

સિદ્ધાંતની રક્ષા માટે કોઇ પણ પ્રવૃત્તિ કરીએ તે પહેલાં, આપ પૂજ્યશ્રી પાસે, જે શંકાઓ થાય છે તે માટે પત્ર લખેલ છે. તો કૃપા કરી જવાબ આપવા વિનંતી છે.

આપશ્રીના પુન્યદેહે સુખશાતા હશે.

સેવક યોગ્ય કામસેવા ફરમાવશોજી.

**લી. સેવક આણુના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી**

તા. ૮-૧૧-૮૨

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયકલાપૂર્ણસૂરીશ્વરજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી ઉજ્જૈન.

લી૦ સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી. આપશ્રીના પુન્યપ્રભાવે સુખશાતા હશે.

વિ. વિ. જણાવવાનું કે શ્રી આચાર્યશ્રીને ૧૧ પત્રો લખ્યા. શાસનના હિત ખાતર તપ, જાપ, સ્વાધ્યાય કર્યાને ૧૬।। મહિના થયા. પણ શ્રી આચાર્યશ્રીનું પાપાનુબંધી પુન્ય ઘણું જોરદાર. મારી ભાવના સાધુતાની પવિત્રતા વધે તે માટે કરેલ પ્રયત્નો હજુ સુધી સફળ થયા નહિ. કારણ કે જેમણે ૫૦ વરસ થયા અસંયમ પોષી સાધુતાની પવિત્રતાને મારી નાખી હોય અને દંભ, માયા ને અસત્ય બોલવાની કળાથી જીવન જીવી મહાપુરુષની ખ્યાતિ મેળવવા શક્તિ અને બુદ્ધિનો દુરુપયોગ કર્યો હોય તેમની પાસેથી ચારિત્ર માટે સારા વિચારોની આશા રાખવી નકામી છે. તેમનું દર્દ ઘણું ભયંકર છે તે ચારિત્રના ખપી આત્માઓ જ તેમના રોગનું નિદાન કરી શકે. બાકી પાપાનુબંધી પુન્યની લીલા ઉપર ધર્મનું માપ કાઢી દૃષ્ટિરાગી બને તે કદી ધર્મમાં પ્રમાણિક રહી શકે નહી. શ્રી આચાર્યશ્રીના અસંયમના ભયંકર રોગના ચેપથી આપણા પક્ષના ઘણાઓની સ્થિતિ કેવી કરુણાજનક અને દયાપાત્ર બની છે તે જેને પ્રમાણિક્તાની આંખો મળી છે તે જોઈ શકે. શ્રી આચાર્યશ્રીએ ઘણાને માર્ગાનુસારી, સમ્યક્ત્વધારી, દેશવિરતિ, સર્વવિરતિ બનાવ્યા છે તેથી તેમનો ઘણો ઉપકાર છે—આવી વાતો કરી પાપોનો બચાવ કરી શ્રીસંઘને અંધારામાં રાખી ભદ્રીક અને ભોળા લોકોનો વિશ્વાસઘાત કરી શ્રીસંઘની ખાનાખરાબી કરી રહ્યા છે. ખરેખર શાસ્ત્ર મુજબનો ધર્મ પમાડયો હોત તો શ્રીસંઘની આવા દુર્દશા કદી થાય નહીં. ડોકટર ગમે તેટલું ભણેલો હોય પણ કોઈ દર્દીને સાજો ન કરી શકે તો તેના જ્ઞાનની કિંમત કેટલી? તેમ વકીલ ગમે તેવો વાચાળ હોય, પ્લેટફોર્મ ગજવતો હોય અને ભણેલા તરીકેની ખ્યાતિ મળી હોય પણ તે એક પણ કેસ જીતી ન આપે તો તેની બુદ્ધિ અને જ્ઞાનની કિંમત કેટલી? તેમજ સાધુપણામાં મહાન શાસ્ત્રો ભણી દરેકનું ખંડન-મંડન કરી, ધર્મની ઊંચામાં ઊંચી વાતો કરી હજારો માણસોને વાણીના પ્રભાવે ભેગા કરી શકતા હોય અને લોકોને શક્તિ અને બુદ્ધિના જોરે આંજી દેતા હોય પણ તેમના ધર્મની વાતેથી સાંભળનારના ભાવરાગનો નાશ ન થાય અને ઉપરથી સંસાર વધે તો તેમના જ્ઞાન–શક્તિની કિંમત કેટલી? પણ તે જ્ઞાનનો ઉપયોગ પ્રતિષ્ઠા અને માનપાન મેળવવા પુરતો જ હતો

# પ્રમાણિકતાની આંખ મળી હોય તે જોઈ શકે

તેમને ધર્મની સાથે કોઈ સંબંધ નહોતો, તેમાં ખાત્રી કરાવવાની જરૂર રહેતી નથી કારણ કે તે પ્રત્યક્ષ દેખાય છે. અપુનર્બંધક અવસ્થા પહેલાં ગમે તેટલાં ધર્મક્રિયા કરે અને લાખો રૂપિયા ધર્મના નામે ખર્ચે તેની કિંમત જ્ઞાની ભગવંતોએ કેવી આંકી છે તે આપ શાસ્ત્રના જાણકાર છો તેથી સારી રીતે સમજી શકો છો.

અપુનર્બંધક અવસ્થામાં સ્વાર્થવિસર્જન પહેલા માગે છે, તે ગુણ આવે તો દશા આવી ગણાય. તે આત્મામાં કરૂણા, પરમાર્થવૃત્તિ, દાક્ષિણ્યતા, અક્ષુદ્રતા, ગંભીરતા, નિર્લોભતા, અદૈન્ય, અમાત્સર્ય, અભય વગેરે ગુણો બીજના ચંદ્રમાની જેમ દિનપ્રતિ-દિન વધતા હોય ત્યારે શુક્લ પાક્ષિક કહેવાય. ત્યાર પછી સમ્યક્ત્વ પામનારમાં કયા ગુણો હોય, દેશવિરતિ પાંચમે ગુણસ્થાનકે સંધુ ૬–૭ ગુણસ્થાપકે હોય ત્યારે તેમનામાં કેવા ગુણો હોય, તે શાસ્ત્રદષ્ટિએ મહાપુરૂષોએ કીધા છે અને આપે ખૂબ દોહન કરેલ છે. આવા ગુણવાન પુન્યશાળી શ્રી આચાર્યશ્રીએ પકવ્યા હોત તો આજે ચોથો આરો દેખાત અને તેઓશ્રીએ સંઘનું ઋણ અદા કર્યું ગણાત તેમ શ્રીસંઘમાં ધર્મના નામે થતો અધર્મ કદી વધી શકત નહીં અને આવી અરાજકતા જોવા મળત નહીં. પરંતુ અરસ-પરસ એક બીજાના વખાણ કરી ધર્મી તરીકેની ખ્યાતિ મેળવી ફુલાઈ છે તેવા પકવીને તેમના રાગી બની શાસનને વફાદાર ન રહેતા તેઓશ્રીના પ્રચારક અને એજન્ટ તરીકે કામ કરી અસંયમને પુષ્ટ કરે છે. તેઓ પાપથી કેવા ભારે થાય તેનો નિર્ણય શાસ્ત્રદષ્ટિએ સિદ્ધાંતને વફાદાર રહેનાર મહાત્માએ એ કરવાનો છે. આપશ્રીની ખ્યાતિ શ્રીસંઘમાં તત્વચિંતક અને અધ્યાત્મયોગી તરીકેની છે આવા આરાધક મહાત્માઓની હાજરીમાં ધર્મના નામે અધર્મ પાંગરે છતાં ચિંતા ન થાય તો કહેવું પડશે કે શ્રીસંઘનો તીવ્ર પાપનો ઉદય હોય તો જ કોઈ ધર્મ સાચવવામાં સહાય ન કરે. સારા આરાધક મહાત્માઓમા, શક્તિનું બહાનું કાઢી, શ્રી આચાર્ય-શ્રીને સત્ય વાત કહેવા જેટલી હિંમત ન હોય તો તેમના કાર્યને ભૂલેચૂકે ટેકો મળી જાય. માટે પક્ષના મોહના કારણે કે એકતાના બહાના નીચે તેમની પ્રતિષ્ઠા વધાર-વામાં સહાય નહીં કરીએ તો પણ શ્રીસંઘનું રૂણ અદા કર્યું ગણાય. શ્રી આચાર્યશ્રીને પૂછાવેલ કે આજ્ઞાભંગ કરીને જીવવુ તેના કરતાં ઝેર ખાયને મરવુ વધારે સારૂં તેમ આપશ્રી હજારો માણસોની વચ્ચે બોલ્યા છો, અને આપે જ સાધુતાની પવિત્રતાને મારી નાખી આજ્ઞાભંગ કરી, ધર્મને મડદું બનાવી દીધું છે, છતાં આપે કદી ઝેર ખાધું નથી, તો આવા દંભી અને માયાવી શબ્દોથી શ્રીસંઘનો દ્રોહ કરો છો તે હું જોઈ શકતો નથી, તો હું ઝેર ખાઈને મરી જાઉં તો આત્મક લાભ કેવો થાય તે જણાવશોજી. પણ જવાબ આવેલ નથી.

## તો તેમના કાર્યને ભુલેચુકે ટેકો મળી જાય

શ્રી આચાર્યશ્રીને સાધુતાની પવિત્રતા સાચવવા ખુબ ખુબ વિનંતી કરી, પણ અસંયમીઓ કદી દયાળુ બની શકતા નથી. તેમને શાસનની કદી પડી હોતી નથી. બીજાના ભોગે શાસનરક્ષાની વાતો કરી. પ્રતિષ્ઠા મેળવવા શાસ્ત્ર અને સિદ્ધાંતનો ઉપયોગ કરીને અને કાવા-દાવા, પ્રપંચ-ખટપટ કરવા પડે તો કરીને ફક્ત વાતો જ કરવાની હોય છે. આવાઓ પાસેથી ચારિત્રની સારી આશા રાખવી તે રેતીમાંથી તેલ કાઢવા જેવું ગણાય. છતાં હું આજે ઘરના ખુણે મારી શક્તિ મુજબ સાધના કરી શાસનદેવ પ્રત્યે વિનતી કરી સાધુતાની પવિત્રતા ખાતર પ્રયત્ન કરી રહ્યો છું. તે પ્રતાપે મને જે વિચાર આવ્યો છે તેનો અમલ કરવાનો વખત આવશે ત્યારે શ્રી આચાર્યશ્રીને સાધુતાની પવિત્રતા ટકાવવા માટેની ફરજ પડશે અગર મહા અસંયમી અને ધર્મના નામે અધર્મ ચલાવી શ્રીસંઘની દુર્દશા કરનાર વ્યક્તિ તરીકે જાહેર થવું પડશે

રાજકારણમાં જેમ પ્રજા સરકાર પાસે સત્ય વાત રજુ કરે પણ તે વાતને પ્રતિષ્ઠાનો પ્રશ્ન બનાવી સત્ય વાતને મારી નાખવા માટે ગમે તેવા જુલ્મો કરવા પડે તો કરી તે વાતનો સ્વીકાર કરતી નથી. પણ તેમાં જ્યારે નાસીપાસ થાય ત્યારે સત્યવ ન સ્વીકારવી જ પડે છે. સરકાર અને પ્રજા વચ્ચેનું અ તર વધ્યું તે અને થયેલ ખાનાખરાબી નફામાં રહે છે. તેવા જ રીતે ધર્મક્ષેત્રમાં શ્રી આચાર્યશ્રી શ્રીમ ત વર્ગના ટેકાથી, સખ્યાબળના અભિમાનથી, સાધુ-સાધ્વીજીના પ્રચારકની તાકાત ઉપર સત્ય હકીકતને મારી નાંખી સંયમને માટે કોઇ વિચાર નહિ કરે તો પરણામ કેવુ આવશે તે તો જ્ઞાનીભગવંતો જ જાણે. બાકી આ તેમના જીવનમા મોટામાં મોટી ભૂલ હશે. પુન્યેદય જાગતો હશે તો જ સદ્બુદ્ધિ જાગશે. આવી પરિસ્થિતિ આવ્યા પહેલાં આપશ્રીને એક જ વિનતી કરવાની કે ચારિત્ર સપન્ન મહાત્માઓ સાથે પત્રવહેવાર કરી જેમની પાસે શ્રી સાધ્વીજી મહારાજનો મોટો સમુદાય છે તેમને શ્રી સાધ્વીજીના કલ્યાણ ખાતર અને શ્રી સંઘના હિત ખાતર અસયમી સાધુઓને વંદન કરે નહિ, તે મુજબનો પ્રતિબંધ મુકવો જોઇએ. તેમજ વ્યાખ્યાન સિવાય કોઇ શ્રી સાધ્વીજી મહારાજ તથા બહેનોએ સાધુઓ પાસે જવું નહિ. આ ભયંકર કાળમાં સખ્ત રીતે પાલન થાય તો જ ઘણા જ અનર્થોથી બચી જવાય. નહીતર સાધુવેષમાં રહેલા જેને અસયમનાં પાપનો ડર નથી અને સાધ્વીજીના શિયળનો ભંગ કરવામાં દુઃખ નથી અને સંયમનો ખપ નથી તેવા અધમ અને ભારે કર્મી જીવોને શ્રી જ્ઞાનીભગવંતો નરપીશાચ કહે

# તૈયાર ન થાય તો તેઓનો મોહ ન રાખતા ...

છે, તેવાઓ કંઈકના જીવન બગાડી ધર્મસ્થાનો અને તીર્થસ્થાનોનો નાશ કરશે. માટે કૃપા કરી અનર્થો અટકાવવા અને સંયમરક્ષા માટે અમલ કરાવવા વિનતી છે. ઘણા આપની આજ્ઞામાં હોવા છતાં શ્રી આચાર્યશ્રી ઉપરના ધર્મ પમાડવાના રાગના કારણનું બ્હાનું કાઢી અસંયમને ટેકો આપી આપની આજ્ઞા માનવા તૈયાર ન થાય તો તેઓનો મોહ નહીં રાખતા. પૂ. વડીલોની પ્રતિષ્ઠાને ધ્યાનમાં રાખી સાધુતાની પવિત્રતા કેમ સારી રીતે વધે તે માટે પ્રયત્ન કરવા સેવકની વિનંતી છે. દીક્ષાના રાગના કારણે હું સેંકડોની દીક્ષામાં સહાયક થયો છું. તેવા મહાન પુન્યાત્મા સાધુ-સાધ્વીજીઓ દૃષ્ટિરાગથી ને પાપાનુબંધી પુન્યની લીલાથી અંજાઈ જઈ પક્ષના મોહના કારણે, જેમનામાં સાધુતાનો અંશ નથી, અસયમનો પાર નથી અને પાપનો ડર નથી તેવા સાધુવેષમાં રહેલા ચારિત્રથી ખતમ થયેલાને, પૂ. મહાસતીઓની પવિત્રતાની કીમત નહીં આંકતા, વંદન કરાવવામાં શું ધર્મની પ્રભાવના કરાવી ?

હું તેનો વિચાર કરું છું ત્યારે લાગે છે કે શું આ જૈન ધર્મની સ્થિતિ ? જેઓએ આ દીક્ષાઓ પાછળ લાખો રૂપિયા ખર્ચી જૈન સંઘમાં પવિત્રતા કેમ વધે અને પ્રમાણિકપણે શાસનને ઉજળું બનાવવામાં સહાયક બનશે તેમ વિશ્વાસ રાખેલ તેને બદલે ધર્મને મડદું બનાવી દીધું. આથી બીજી કરુણ સ્થિતિ કઈ હોઈ શકે. આવા ભયંકર કાળમાં દીક્ષા માટે ચોક્કસ ધોરણ નહીં રાખવામાં આવે તો દીક્ષા ફારસરૂપ બની જશે. આત્મકલ્યાણ માટે નહી પણ જગતને છેતરવા માટે હતી તેમ જગત બોલતું થઈ જશે અને સાધુતાની ફજેતી અને નિંદા થશે. તેને અટકાવવા અને મહાસતીના સંયમનો રક્ષા માટે જે ઉપાયો કરવા પડે તે કરી, તેનો અમલ કરાવવા પ્રયત્ન કરશો તો જ શાસનની પ્રતિષ્ઠા વધશે અને વડીલોનું રૂણ અદા કર્યું ગણાશે.

પૂ. ગુરુદેવ આચાર્ય ભગવંતશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબે ઉપાશ્રયમાં બોર્ડ મુકાવ્યા કે વ્યાખ્યાન સિવાય સાધ્વીજી કે બહેનોએ ન આવવું. આ આચાર્યશ્રી વિજય રામચન્દ્રસૂરીશ્વરજી તથા તેમના સાધુઓ ઉપર સીધો ઘા હતો તેવું લાગવા છતાં સંયમની રક્ષા ખાતર કેવું સખ્ત પગલું લીધું તેનો વિચાર કરું છું ત્યારે લાગે છે કે આવા મહાસંયમી અને ચારિત્રનો ખપ હોય તે જ આવું પગલું ભરી શકે. પણ આવા દીર્ઘદૃષ્ટા મહાસંયમી મહાપુરુષોને ઓળખી શક્યા નહિ. પૂ. ગુરુદેવના અથાગ રાગી અને પ્રેમી તેમના શિષ્યો જે થોડા હતા

# તેનો વિચાર કરું છું ત્યારે લાગે છે કે....

તેઓ પણ ગુરુદેવની આજ્ઞા પળાવવામાં અને આજ્ઞાભંગ કરનાર માટે કાંઈ કરી શકતા નથી તે મહા દુઃખનો વિષય છે. પૂ. ગુરુદેવશ્રીની આજ્ઞાનો ભંગ કરવાથી કેટલું ભયંકર પરિણામ આવ્યું તે નજરે જોઈ શકીએ છીએ.

શ્રી આચાર્યશ્રી તેમની બુદ્ધિ અને શક્તિથી લોકોને મુર્ખ બનાવી શકે છે પણ કર્મસત્તા પાસે કોઈનું ચાલતું નથી. માટે હવે તેમની દયા જ ખાવાની રહે. શ્રી આચાર્યશ્રીનું માપ શાસનપ્રભાવનાના નામે, તેમની વાણીના પ્રભાવે અને પાપાનુબંધી પુન્યના જોરે શ્રીસંઘે લાખો રૂપિયા ખર્ચી અને હજારો માણસો ભેગા થાય છે, તે ઉપરથી તેમની સાધુતાની પવિત્રતાનું માપ નક્કી કર્યું. પણ જીવનને સાધુતાના આચારના માપથી જોયું હોત તો આવી ભયંકર કરુણાજનક સ્થિતિ ન થાત. આપને તપ, ધ્યાન, જાપથી જે સિદ્ધિ મળી હોય તેનો સદુપયોગ સંયમની રક્ષા કરી શ્રીસંઘનું તથા વડીલોનું રૂણ અદા કરવાનો અવસર છે. માટે કૃપા કરી શાસન ખાતર, સાધુતાની પવિત્રતા ખાતર ગમે તેવો ભોગ આપવો પડે તો આપાને, બીજા કાર્યો ગૌણ કરી, શ્રીસંઘની અપૂર્વ સેવા કરો તેવી સેવકની નમ્ર વિનંતી છે. આશા છે કે આપ મને પુરો સંતોષ આપશો. એ જ વિનંતી.

સેવક યોગ્ય કાર્યસેવા ફરમાવશોજી. ધર્મ આરાધનામાં યાદ કરશોજી. દરેક પૂ. સાધુ–સાધ્વીજી મહારાજને વંદના સુખશાતા પૂછશોજી.

**લી. દીપચંદ બખતચંદના કોટી કોટીશઃ વંદના સ્વીકારશોજી.**

કાંગડા; તા ૧૫-૪-૮૩

પરમ પૂજ્ય, પરમ ઉપકારી આચાર્યદેવશ્રી વિજયકલાપૂર્ણસૂરીશ્વરજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી કટારીઆ.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપશ્રીને થોડા દિવસ પહેલા પત્ર લખેલ તે મળ્યો હશે.

ભગવાનના શાસનમાં વધારેમાં વધારે સંયમના આરાધક બને અને ભગવાનના માર્ગને વફાદાર રહી આત્મકલ્યાણ સાધનારા બને તેમાં આત્માર્થી આત્માને અપૂર્વ આનંદ હોય. આવી દીક્ષા લેનાર, આપનાર અને અપાવનારને મહાન કર્મ-ક્ષયનું કારણ બને છે. તેમ સંયમની રક્ષા કરવામાં અને સ્થીર કરવામાં અને અસંય-મીઓની પક્કડથી દુર કરાવવામાં અનેકગણો લાભ થાય છે, તેમ જ્ઞાની ભગ-વંતો કહે છે.

આપશ્રીના શુભહસ્તે કટારીઆ તીર્થમાં ૨૫ દીક્ષાઓ થઈ છે પરંતુ અત્યાર સુધી દેવગુરુની આજ્ઞાને ગૌણ કરી સંખ્યા વધારવા અયોગ્યને દીક્ષા આપી તેમાંથી મોટાભાગના આત્માઓએ દેવ-ગુરુની આજ્ઞા ભાંગી સાધુના આચારને કલંકીત કરી જીવનનો વિકાસ સાધી શક્યા નહી તે ઘણો જ દુઃખનો વિષય છે. આ પરિસ્થિતિ માટે વધારેમાં વધારે કોણ જવાબદાર છે તે ઈતિહાસ કહેશે.

આપને ભગવાનની આજ્ઞા પ્રત્યે અથાગ પ્રેમ, પૂ૦ ગુરુમહારાજશ્રી વિજયકનક-સૂરીશ્વરજી મહારાજ સાહેબ પ્રત્યે સમર્પીત ભાવ અને ખૂબ જ પૂજ્યભાવ, ચારિત્રનો અથાગ રાગ, આજ્ઞાપાલનથી જ મોક્ષ મળે તેવી શાસ્ત્ર પ્રત્યેની અપૂર્વ શ્રદ્ધા છે તેથી આપના હાથથી કોઈપણ આત્માનું તેમજ ભગવાનના શાસનનું અહિત ન થાય તે માટે આપ પુરેપુરા જાગ્રત છો એટલે સંયમની રક્ષા માટે નવ વાડોનું પાલન, અષ્ટ પ્રવચન માતાનું જતન અને અસંયમીઓથી દુર રાખવાનું નક્કી કરીને, જ ૨૫ પચીસ મહાન પૂજ્ય આત્માનો ઉદ્ધાર કરી જૈનશાસનની અપુર્વ સેવા કરી શ્રીસંઘનું તથા તેમના વાલીઓનું આત્મકલ્યાણ થાય તે માટે આપે મહાન કલ્યાણ-કારી દીક્ષા સફળતા પૂર્વક કરી તેની ખૂબ ખૂબ અનુમોદના કરું છું.

સાધુતાના સાચા દર્શનથી જ શાસન ટકવાનું છે. આજ્ઞાભંજક અસંયમીઓથી પૈસા ખર્ચાવવાના જોર ઉપર શાસનપ્રભાવના કદી થઇ નથી અને થવાની નથી તેમજ તેમાં ધર્મ પણ નથી, કાળાબજારનો ફુગાવો છે. નક્કર પ્રભાવના ભગવાનની આજ્ઞાનું પાલન, ત્યાગ, વૈરાગ વધવાથી થવાની છે તેમાં જ દરેકનુ કલ્યાણ થવાનું છે તેમ જ્ઞાની ભગવંતો કહે છે

# ભક્તની ગાંડી ભક્તિમાં નહિ લેપાતા કાળજી રાખી

ભગવાનના શાસનમાં હમણાં જ છેલ્લે પૂ૦ દાનસૂરીશ્વરજી મહારાજ સાહેબ જેવા સમર્થ ચારીત્રસંપન્ન થયા. તેમની નિશ્રાથી મહા ચારિત્રસંપન્ન આરાધક, આજ્ઞાપાલક, સાધુ–સાધ્વીજીના આચારની સખ્ત રીતે કાળજી રાખનારા મહાપુરુષ પૂ૦ આચાર્યદેવશ્રી વિજયકનકસૂરીશ્વરજી મહારાજ સાહેબ હળવદમાં ૫૦ ઠાણા રહ્યા હતા, અને પૂ૦ સાધ્વીજી મહારાજ સાહેબને જોગ કરાવાના હતા. તેઓશ્રીને એક જ ચીંતા હતી કે થોડા ઘરમાં કેવી રીતે ગોચરી લેવી અને ક્યારે વાપરવી, જેથી જોગની ક્રીયા અપ્રમતપણે આજ્ઞા મુજબ સંયમના પાલનમાં જરા પણ દોષ ન લાગે. તો જ તેઓનું સાધુપણુ જીવનના અંત સુધી સારી રીતે પાળી શકે કારણ કે ક્રીયામાં એક દાણો નીચે પડે તો દીવસ બગડે તથા ઉપયોગ ન રાખે અને દોષીત આહાર વાપરે તો આખો ભવ બગડે અને શીથીલતાના સંસ્કાર પડી જાય તો શાસનને ભયંકર નુકશાન થાય. તેથી અપવાદનો કોઈ આસરો નહિ લેતા તેમજ કોઇની શરમમાં કે ભક્તની ગાંડી ભક્તિમાં નહિ લેપાતા સખ્ત કાળજી રાખી. ભગવાનના માર્ગને સુરક્ષિત રાખવા સુંદર વ્યવસ્થા ગોઠવી. કેમકે તેઓશ્રીને ભગવાનનું શાસન નજર સમક્ષ હતું તેમજ જવાબદારીનો પુરેપુરો ખ્યાલ હતો. તેથી સમુદાયની સુવાસ મહા સંયમી તરીકેની ચારે બાજુ ફેલાઈ ગઈ હતી. તે ટાઇમે અસંયમીઓને કદી સંયમી કહી માન આપનારા શ્રી સાધુઓ તથા શ્રાવકો બહુ જ ઓછા હતા. તેથી પવિત્રતાની કીંમત ઘણી હતી. પૂજ્યશ્રીની આજ્ઞા સ્વીકારો તેમની હાજરીમાં અમલ કર્યો તેમના જીવન મહાન, ઉંચા અને આદર્શ બની ગયા છે તે સત્ય હકીકત છે.

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ પાપાનુબંધી પુન્યની મુડીથી, વાણીના પ્રભાવે, અસંયમના પ્રેમથી, દેવગુરુની આજ્ઞા ભંગ કરી ભગવાનના પવિત્ર માર્ગનો નાશ કરવામાં સફળ થયા છે. તે કલંકને દબાવવા માટે અને વધારે પ્રતિષ્ઠા મેળવવા માટે આપ જેવા ત્યાગી, તપસ્વી, વૈરાગી, આરાધક મહાત્માનો સાથ લીધો છે. તેમાં કાવાદાવા–ખટપટ કરી જે પ્રયત્નો થયા તેનુ પરિણામ ઘણું ભયંકર આવવાનું છે તે પ્રસંગે ખબર પડશે. શ્રી આચાર્યશ્રીએ શાસનપ્રભાવનાના નામે સંઘને મુર્ખ બનાવી નામેધર્મના નામે જમણવારો, પ્રભાવનાઓ, પુજનો કરાવ્યા. તેના ઉપર અજ્ઞાન લોકોએ ધર્મનું માપ કાઢયું છે. તેથી હવે આપની નિશ્રામાં ધર્મના નામે આજ્ઞાભંગ, આચારની શીથીલતા, મર્યાદાનો ભંગ કરાવવા માટે કાવતરું રચેલ છે. તે વાત ઉપર આપને વિશ્વાસ નહી બેસે તો ગુમાવવાનું ઘણું છે આપની પ્રતિષ્ઠા ઘટાડવાની ચાલબાજી છે. આપના સાધુતાની ખુમારી નષ્ટ થાય, ચારિત્રનો

# તે કલંકને દબાવવા માટે.... સાથ લીધો છે

પ્રેમ ઘટી જાય અને આજ્ઞાને વફાદાર ન રહેવાય તે માટે ઉપયોગ કરી સુસાધુની ખ્યાતિ ટકાવવા માટે જ રમત છે. આપના ચારિત્ર અને ત્યાગ ગમ્યા હેત તે ઘણો સુધારો થઇ ગયો હોત. પણ હજુ વિશેષ પાપ બાંધવા આપ જેવા મહાત્માઓનો ઉપયોગ કરી શાસનને ભયંકર નુકશાન કરશે ત્યારે જ તેમની બુદ્ધિ માટેનો આનંદ થશે.

પરમ પૂ૰ આચાર્યદેવશ્રી વિજયકનકસૂરીશ્વરજી મહારાજ સાહેબના આપ વારસદાર છો, મહાન આરાધક અને તત્વચિંતક છો. તેથી પૂ૰ ગુરુમહારાજની દિનચર્યા, વહેવારશુદ્ધિ, સંયમપાલન માટે આચારશુદ્ધિ, પ્રતિષ્ઠા મેળવવાની કોઇ જંખના નહી તેથી તેઓ છેલ્લા શ્વાસ સુધી જાગૃત બની આત્મીક કલ્યાણ સાધી ગયા. તે સુવાસમાં આપ વધારો કરી તેઓશ્રીના આદર્શ અને સિદ્ધાંતને સ્વીકારી ભગવાનની શાસનને ટકાવવા પ્રયત્નો કરવા સેવકની નમ્ર વિનંતી છે.

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ પાપાનુબંધી પુન્ય પ્રકૃતિના બળો, વાણીના પ્રભાવથી અને ધર્મશાસ્ત્ર સિધ્ધાંતના નામે સહેલાઇથી પાપો કરી શકયા છે. તેથી તેમના સમુદાયમાં વિજાતીનો અતી પરિચય, જાતી સંબંધો, કુચેષ્ટાઓ, મહાસતીઓના શીયળનાશ કરવાના પ્રસંગો બહેન-દીકરીઓની પવિત્રતાનો નાશ કરીને સકલ સંઘને મુર્ખ બનાવી શાસનનો ભયંકર ઘાત કરેલ છે. તેનું હજુ તેમને દુઃખ નથી, જેથી દેવગુરુની આજ્ઞા માનવા તૈયાર નથી. તેમને સાધુ-સાધ્વીના પ્રચારનો ટેકો, શ્રીમંતોનું પીઠબળ, અજ્ઞાનતાથી ધર્મના નામે બનેલા ભક્તોનો ટેકો તે જ તેમના અભિમાનનું મૂળ છે. અશુભનો ઉદય આવ્યા પહેલા સત્યવાત સમજાય જાય તો પણ કલ્યાણ થાય.

સાધુતાની મર્યાદાનો ભંગ ભક્તિના નામે ઘણો વધતો જાય છે તેથી સમજુ અને વિચારક વર્ગ વધારે દુઃખી થતો જાય છે. વળી સંઘ ઉપર સાધુતાના નાશની ભયંકર આફત આવી પડી છે. તેને અટકાવવા આત્માર્થી આત્માઓ લક્ષ નહી આપે તો શાસનના નાશનું ઘોર પાપ તેમના શીરે લાગવાનું, તેમ જ્ઞાની ભગવંતો કહે છે. અસંયમી જીવન જીવનારા અને દેવગુરુની આજ્ઞા ભંગ કરનારા શ્રીસંઘને મહાન શ્રાપરૂપ થવાના છે તેમાં જરા શંકા નથી.

પૂ. ઉત્તમ સાધુ-સાધ્વીજી મહારાજ સાહેબ થોડા હશે તેનાથી જ ભગવાનનું શાસન ટકવાનું છે. સાચી સાધુતાનો ખપ હશે અને સારી આરાધના કરવી હશે તેમને માટે દીવાદાંડીરૂપ બનવાના તે સત્ય હકીકત સ્વીકારવી જ પડશે.

આપને ત્યાં અમુક સાધુ-સાધ્વીજી મહારાજે મર્યાદાનો ભંગ કરી જીવનને

# આપની પ્રતિષ્ઠા ઘટાડવાની ચાલબાજી છે

નુકશાન કરેલ છે. તેમને સ્થિર કરી તેમનું કલ્યાણ કરવા અને બીજા કોઈ નિમિત્ત પામીને અકલ્યાણ ન કરે તે માટે તેમજ પૂ. સાધ્વીજી મહારાજો શ્રીસંઘની પવિત્ર માતાઓ છે અને બ્હેનો શ્રીસંઘની દીકરીઓ છે તેમના જીવનને ડાઘ ન લાગે તે માટે દેવગુરુની આજ્ઞાનું પાલન સખ્ત રીતે કરાવવું તે જ સાચો ઉપાય છે. તેમાં ઉપેક્ષા થશે તો શ્રી રામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબના સમુદાયમાં મોટા ભાગનાની જે સ્થિતિ થઈ તેવું પરિણામ આપને ત્યાં ન આવે તે માટે આપને વિનંતી પૂર્વક લખું છું. આપના જીવનમાં આદર્શતા, સાધુતાની પવિત્રતા છે તેથી શ્રીસંઘનું ભાવી કંઈક ઉજળું છે. આપ શાસન રક્ષક તરીકે મહાન પુન્ય ઉપાર્જન કરો તેવી શુભ ભાવના છે. સાત્વિક મહાપુરૂષો કદી તુચ્છ પ્રલોભનોથી ફસાતા નથી તેમજ માયા અને દંભને સારી રીતે ઓળખી શકે છે. આપની સરળતા, પાપભીરૂતા અને પ્રમાણિકતાએ જ આપના પ્રત્યે દરેકનો ખૂબ પૂજ્યભાવ વધતો જાય છે અને તેમ તેમ આપની જવાબદારી પણ ઘણી વધતી જાય છે. શાસનને અણીશુદ્ધ સાચવવા અને ભગવાનના માર્ગને ટકાવવાનું શાસનદેવ ખૂબ બળ આપે તેવી એક જ અંતરની અભિલાષા છે.

શાસનની ઉપેક્ષા કરનાર અને પૂ સાધુ–સાધ્વીજી મહારાજોની સંયમયાત્રામાં સહાય નહીં કરનારને શ્રીસંઘનો ભયંકર ઘાતક કહેલ છે. તેનું કેવું ભયંકર પાપ બંધાય તે આપ ગીતાર્થ ભગવંતોએ નક્કી કરવાનું છે.

શ્રી સંઘ પ્રત્યેનું રૂણ અદા કરવું હશે, મા–બહેનની પવિત્રતાનો પ્રેમ હશે, શાસનનો રાગ હશે, સંયમનો ખપ હશે, દેવગુરુની આજ્ઞા પ્રત્યે અખંડ પ્રેમ હશે, મોક્ષમાં જવાની તાલાવેલી હશે તેમને આજ્ઞાભંજક, અસંયમીઓથી દુર રહેવું જ પડશે. તો જ સાધુતાના સાચા દર્શન સંઘને થશે.

કોઈપણ પ્રકારે અવિનય, આશાતના થઈ હોય તો ક્ષમા કરશોજી. ધર્મ-આરાધનામાં સેવકને યાદ કરશોજી. દેવગુરુમાં આજ્ઞાપાલક પૃ. સાધુ–સાધ્વીજી મહારાજ સાહેબોને વંદના સુખશાતા પુછશોજી.

સેવક યોગ્ય કામસેવા ફરમાવશોજી.

લિ. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૨૩-૪-૮૩

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂજ્ય આચાર્યદેવશ્રી વિજયકલાપૂર્ણ-સૂરીશ્વરજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી કટારીઆ.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપશ્રીના પુન્યદેહે સુખશાતા હશે. વિનંતીપૂર્વક જણાવવાનું કે આપે અમદાવાદનું ચાતુર્માસ સુધારવાની શુભ ભાવનાથી સાથે નક્કી કર્યું. આપની ભાવના સફળ થશે તો સાધુતાના સુંદર દર્શન થશે અને તેથી વધારેમાં વધારે અને જ આનંદ હશે. અને મારી અંતરની વેદના નષ્ટ થઈ જશે. તેથી આપનો મહાન ઉપકાર કદી ભુલીશ નહી.

સંયમની સાધના માટે પ્રાથમિક ભગવાનની આજ્ઞા અને નવ વાડેનું પાલન, અષ્ટ પ્રવચન માતાનું જતન સારી રીતે અમલમાં મુકાશે તો જ ચાતુર્માસ સફળ થશે. તેમાં આચારશુદ્ધિ, વહેવારશુદ્ધિ અને મર્યાદાનુ પુરેપુરું પાલન થશે તો જ શાસનને ઘણો લાભ થશે, નહીંતર ધર્મની ફજેતી થશે તેમાં જરાપણ શંકા નથી.

આપે સુરેન્દ્રનગરમાં ચાતુર્માસ સાથે કરવા માટે શરત મુકી હતી કે બન્નેના સમુદાયના કોઈ સાધ્વીજી મ૦ સાથે રાખવા નહી તેમ કહેલ. જેથી સારામાં સારી રીતે આત્મિક વિકાસ, જ્ઞાન, ધ્યાન સારી રીતે થાય અને એકાંતે શાંતિ રહે તે માટે જ સાથે રહેવાની ભાવના હતી. તે હેતુ અમદાવાદમાં સફળ થાય તો આપને અને સકલ સંઘને ઘણો લાભ થશે. પૈસા કેટલા ખરચાણા તેના ઉપરથી ધર્મનું માપ કાઢવાનો મુર્ખાઈનો જમાનો ખલાસ થઈ ગયો છે. કારણ કે હવે લોકો થોડા ઘણા અંશે ધર્મને સમજતા થયા છે. હવે તો સાધુ-સાધ્વીજીના ચારિત્રબળ, વૈરાગ્ય કેટલો વધ્યો, સંસારનો રસ કેટલો તુટયો અને આચારશુદ્ધિ કેટલી વધી તેના ઉપર જ શાસનની પ્રભાવના થવાની છે અને તેના ઉપરથી જ ધર્મનું માપ નીકળવાનું; તે વાતોથી નહીં પણ અમલથી જ થવાનું છે.

હાલના વાતાવરણ ઉપરથી લાગે છે કે પૂ૦ સાધુ-સાધ્વીજી મહારાજ સાહેબની સંખ્યા ઘણી થશે. આવડું મોટું સૈન્ય રાજનગરના આંગણે મોહરાજાના પ્રતાપે પાંચે ઇન્દ્રિઓના વિષયો પુરબહારમાં ખીલી રહ્યા છે. તેવે વખતે મોહરાજાને નષ્ટ કરી, અસંયમને મારી નાખી, ભગવાનની આજ્ઞાનો ઝંડો ફરકાવશો તો શ્રીસંઘમાં કાયમ માટે આનંદ થશે. અને લડવામાં પ્રમાદી બની સૈન્ય મોહરાજાને બાંડો કરશે તો તે વકરશે ને આખા સૈન્યની ખાનાખરાબી કરી નાખશે. જેથી ભવાંતરમાં

# જ્ઞાનીની દૃષ્ટિએ લોકોના પૈસાનું પાણી થશે

ચારિત્ર દુર્લભ બનશે. આવી પરિસ્થિતિમાં આપ જાગૃત નહી રહો અને વિશ્વાસથી કે ઉદાસીનતાથી બધુ જોયા કરશો તો પરવશ બનાવી ધર્મના નામે સમજાવી દેશે. અને તેમાં આપની મહોર છાપ પડી જશે તો શાસનને અને સંઘને ભયંકર નુકશાન થશે આજે રાજકારણ જેવી મેલી રાજરમત રમાય છે, તેમાં આપને હાથા બનાવી તેમની પ્રતિષ્ઠા વધરવા પુષ્કળ પૈસા ખરચાવવા પ્રયત્નો થશે. પરંતુ ભગવાનની આજ્ઞા, નવ વાડોનું પાલન સખ્ત રીતે ન થાય ત્યાં સુધી કદી પ્રતિષ્ઠા વધવાની નથી અને જ્ઞાનીની દૃષ્ટિએ લોકોના પૈસાનું પાણી થશે. આપણે તો ઈચ્છીએ કે છેલ્લી વૃદ્ધ અવસ્થામાં સત્યા–કાવાદાવાને મારી નાખીને શ્રીસંઘને સંયમીઓની મહામુલી ભેટ આવી જીવન પુરું કરે.

શ્રી આચાર્યશ્રી ઉપર સંયમ પાળવા માટે જ્યારે જ્યારે સખ્તાઈ થઈ ત્યારે પૂ સારા આત્માર્થી મહાત્માઓનો આશ્રય લઇ તેઓને બુદ્ધિપૂર્વક માયા કરી તેઓને સમજાવી દીધા છે. પણ અસંયમને દેશવટો આપી શકયા નથી. તે તમની નબળાઈનો આખો ઇતિહાસ સાંભળવામાં આવે ત્યારે માયાનો સાચો ખ્યાલ આવે.

શ્રીસંઘમાં ત્યાગી તરીકેનું આપનું સ્થાન ઘણું ઉંચુ છે. ચારિત્ર સંપન્ન પવિત્ર અને અધ્યાત્મયોગી તરીકેની ખ્યાતિ છે અને આપની પુન્યાઈ વધતી છે. તેનો લાભ ઉઠાવવા માટે જ આપને સાથે રાખવાનો આગ્રહ હતો. આપની છાયા સાધુ–સાધ્વીજી ઉપર પાડવા માટે શુદ્ધ દાનત હોય તો શુદ્ધ આચાર, મર્યાદાનું પાલન, સાધુપણું પાળવા માટે ભગવાનની આજ્ઞા મનાવવા ઘણું કરી શકે તેમ છે. પણ આખી જીંદગી ધર્મની વાતો કરી છે. આચરણમાં સંયમની કોઈ કીંમત આંકી નહી અને લોકોને ખુબ મુર્ખ બનાવ્યા છે તેનું પરિણામ મોટા ભાગની સાધુતા નષ્ટ થતી ગઈ, તેમાં કેટલાકના ભવ બગડયા અને હજુ કેટલાના ભવ બગડી જશે તે તો જ્ઞાની જાણે.

આપના સાધ્વીજી મહારાજઓ આપની આજ્ઞામાં હોવા છતાં મોટાભાગના સાધ્વીજી મહારાજનું ખેંચાણ શ્રી આચાર્ય મહારાજ તરફી છે, તેથી જ આજ્ઞા-પાલન કરાવવામાં મુશ્કેલી પડવાની. તેનો અનુભવ થાય ત્યારે જે ખબર પડશે.

આપને પૂ, સાધ્વીજી મહારાજો તથા સંઘના બહેનો અને માતાઓની પવિત્રતા સાચવવા, અને સંયમરક્ષા માટે આપના માતા-બહેન જેવા લાગતા હોય તો, તેમના પ્રત્યે આદર અને કરુણાભાવ રાખી શ્રીસંઘના કલ્યાણ ખાતર નવ

# અસંયમીઓનો ત્યાગ તે જ રામબાણ ઈલાજ

વાડોનું પાલન અને અસંયમીઓનો ત્યાગ તે જ રામબાણ ઈલાજ છે અને તેમાં જ શાસનની વફાદારી અને શાસ્ત્રની સાચી શ્રદ્ધા છે. ધર્મસ્થાનો પવિત્ર રાખવા હશે તો ભગવાનની આજ્ઞાને પ્રાણના ભોગે સાચવવી જ પડશે. આપ જેવા પાસે ઘણો મોટો સમુદાય છે. તેમની આત્મિક ચીંતા કરી સંયમપાલન માટે સખ્તાઈ રાખવામાં આવશે તો જ શ્રીસંઘનું સાચું રૂણ અદા થશે.

પરમ પૂજ્ય, મહાપવિત્ર અને મહાસયમી આચાર્યદેવશ્રી વિજયકનકસૂરીશ્વરજી મહારાજ સાહેબની પવિત્રતા અને આદર્શતાને નજર સામે રાખી તેઓશ્રીની પ્રતિષ્ઠા વધારી આપની નિશ્રાએ આવેલાનો આત્મિક વિકાસ થાય અને તેમના ભવની પરંપરા કપાય તે જોવાની સેવકની તીવ્ર ઈચ્છા છે. મારી ભાવનાને સફળ કરવી તે આપના હાથની વાત છે.

આજે ધર્મના નામે, અપવાદના બ્હાના નીચે, સગવડતા ખાતર આચાર અને વહેવાર શુદ્ધિને મુકી દીધા તેથી મોટા ભાગના સાધુ-સાધ્વીજીના હાથથી જ ધર્મનો નાશ થઈ રહ્યો છે. શાસનને બચાવવું હશે તો અગવડ વેઠી કષ્ટ ભોગવવું પડશે. નહીંતર એકબીજાનું જોઈ જોઈને ધર્મ મડદું બની જશે.

આપને અત્યારના સંજોગોમાં મારી વાત સાચી લાગશે નહી. પરંતુ કડવા ફળો ચાખવા પડશે ત્યારે હું જ યાદ આવવાનો છું તે ચોક્કસ છે સેવક યોગ્ય કામસેવા ફરમાવશોજી. ધર્મ આરાધનામાં યાદ કરશોજી.

**લિ. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના.**

તા. ૫-૩-૮૩

પરમ પૂજ્ય, પરમ ઉપકારી **આચાર્ય દેવશ્રી વિજયભુવનભાનુસૂરીશ્વરજી** મહારાજ સાહેબ, પૂજ્ય પંન્યાસશ્રી **જયઘોષવિજયજી** મહારાજ સાહેબ તથ પૂજ્યશ્રી **રત્નસુંદરવિજયજી** મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી અમદાવાદ

લી સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપ પૂજ્યોએ મારી અંતરની વેદનાને ખુબ વાત્સલ્યભાવથી સાંભળી મારા ઉપર મહાન ઉપકાર કરેલ છે પૂ૦ સાધુ મહાત્માઓનું જીવન સુંદર બને અને પવિત્રતા વધે તે માટે ભગવાનની આજ્ઞા અને પૂ૦ ગુરુમહારાજના બંધારણનું પાલન આપના આજ્ઞાવર્તીઓમાં થતું હતું. છતાં તેમાં કોઈનામાં કોઈ ક્ષતિ હોય તો પૂ૦ ગુરુમહારાજની આજ્ઞાનો વિશેષ રીતે અમલ કરવાની આપની ફરજ છે. પૂ૦ સાધુ મહાત્માઓના કલ્યાણ અર્થે અને સંઘના આત્મિક કલ્યાણ માટે બીજા વિશેષ નિયમો કરી કડક રીતે પાલન થાય તે માટે આપે જે ભાવના પ્રગટ કરી તેની ખૂબ અનુમોદના કરું છું. મે મારી જિંદગીને ભગવાનના શાસન ખાતર હોડમાં મુકી હતી તેને આપ કૃપાળુઓએ મારી વેદના જે રીતે શાંત કરી છે અને મારી જિંદગીને બચાવી લીધી છે તેથી હું આપનો મહાન ઋણી છું.

ચારિત્રસંપન્ન મહાત્માઓથી જ શાસન ટકવાનું છે. આચાર અને સંયમના પાલન સિવાય એકલી વાતો કરવાથી કોઈનું કદી કલ્યાણ થયું નથી અને થશે પણ નહીં. ફરી ફરી એક જ વિનંતી કરું છું કે ગમે તેવા સમર્થ હોય, પણ આચાર અને સંયમની કિંમત ન હોય તો, તેમની શરમમાં તણાઈ ન જવાય, જેથી શાસનને નુકશાન ન થાય. સેવકની આ વિનંતી ધ્યાનમાં રાખશો અને મારી અંતરની ઈચ્છાને સફળ કરવા કૃપા કરશોજી. શ્રીસંઘમાં સાત્વિક, ચારિત્રસમ્પન્ન મહાત્માઓ છે તો જ આજે સાચી સાધુતાના દર્શન થાય છે. આપ પૂજ્યોએ સાધુતાની પવિત્રતા માટે મારી જિંદગી બચાવી, ત્યારે શ્રી આચાર્યશ્રીએ મારા કુટુંબીઓ ઉપર કોલ કરાવી—ખળભળાટ કરાવી ત્રાસ આપવાના પ્રયત્ન કર્યા. ખરેખર શાસનનો રાગ હોત, સંઘનું હિત હૈયે વસ્યું હોત, મારા દ્રવ્યપ્રાણની ચિંતા કરી હોત અને મારી શુભ ભાવનાને સફળ કેમ કરવી તે માટે વિચાર કર્યો હોત તો તેઓ તેમ ન કરત. પણ અસંયમના રાગે સત્ય વસ્તુ સ્વીકારી શકતા નથી તે જ મહાન દુઃખનો વિષય છે. કર્મસત્તા આવા મહાન સમર્થને પણ કેવા સત્વહીન બનાવી દે છે તે વિચારવા જેવું છે. ભાવિભાવ.

**લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.**

ક્રાંગ્રા; તા. ૫-૩-૮૭

પરમ પૂજ્ય, પરમ ઉપકારી પૂજ્ય મુનિરાજ શ્રી ચંદ્રશેખરવિજયજી
મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી અંતરીક્ષજી મહાતીર્થ.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપશ્રીનો કૃપા પત્ર મળ્યો. આપની સાધુઓની પવિત્રતા કેમ વધે તે માટેની સુંદર યોજના અને આપની ચારિત્રપાલન કરાવવાની સુંદર ભાવના છે તેનું ફળ દસ વર્ષ પછી શ્રીસંઘને જોવા મળશે. તે આપના ઉપરની પૂર્ણ શ્રદ્ધાથી માની લઉં. પરંતુ સાધુસંસ્થામાં અત્યારે જે રીતે ચાલે છે તેની રીતે ચાલે અને તેને અટકાવવા કોઈ પ્રયત્ન ન થાય તો દસ વર્ષમાં એટલો બધો અસંયમ વધી ગયો હશે કે લોકો અર્થ અને કામનાની લાલસાએ તેઓને જ ગુરુ માનશે. સાચી સાધુતાના સેવકો કેટલા હશે તે તો જ્ઞાની જાણે. આપ આપની દસ વર્ષની યોજના ચાલુ રાખી, અત્યારે શ્રદ્ધાળુ ધર્મી શ્રાવકવર્ગ છે અને સારા પૂ. આત્માર્થી સાધુ મહાત્માઓ પણ છે, તેમના શક્તિસંપન્ન નાયક બને તેમને આપ જેવા મહાન શાસનના રાગી માર્ગદર્શન સાથે સંપૂર્ણ ટેકો આપી, સક્રિય કાર્ય થાય તો, આપની ભાવના દસ વર્ષ સુધીમાં લાવવાની છે તેને બદલે આજથી સુંદર ફળ પ્રાપ્ત થાય. હજુ સારા પવિત્ર સાધુ-સાધ્વીજી મહારાજ સાહેબનો દુષ્કાળ નથી પડયો. શ્રી વડીલોની ઢીલાશના કારણે મહાત્માઓનું સત્વ દબાઈ ગયું છે. તેને ખીલવવા માટે, વડીલોની મર્યાદા, સાધુઓની પવિત્રતા ખાતર ને શ્રીસંઘના કલ્યાણ ખાતર, છોડવી પડે તો છોડીને શાસનને બચાવવાના પ્રયત્નો તાત્કાલીક કરવાની સેવકને જરૂર લાગે છે. આપનું પુન્યબળ ઘણું છે. શક્તિ છે. તેનો ઉપયોગ આરાધકોને બચાવી લેવા કરવા નમ્ર વિનંતી છે. હજારો સાધુ-સાધ્વીજી મ૦ સાહેબો અને હજારો ધર્મશ્રદ્ધાળુ શ્રાવક ભાઈઓની સંખ્યામાંથી આપને શાસન કાર્યમાં મદદ ન કરે તેમ હું માનતો નથી. છતાં મારું મંતવ્ય ખોટું હોય તો ધર્મ નથી વધ્યો, ધર્મની વિકૃતિ થઈ રહી છે તેમ કહેવું જોઈએ.

જે કાર્ય આજે કરવાની જરૂર છે તેની દસ વર્ષ સુધી રાહ જોવી, એ આયુષ્યનો કોઈ ભરોસો મને લાગતો નથી તો અમારા માટે તે સુંદર દિવસો જોવાની તક મળે નહીં.

પરમ ઉપકારી ગુરુદેવે દીર્ઘદૃષ્ટિ વાપરી, બંધારણ કરી, ૧૧ કલમો નક્કી કરી, અસંયમી બનવાના કારણો બધા નાબુદ કર્યા. પણ ગચ્છના નાયકે કોઈ કલમનું

# ફરજ બજાવી ઋણ અદા કરવાનો અવસર

પાલન કર્યું નહીં અને કોઈને પાલન કરાવવા માટે સલાહ આપી નહીં. તેથી સમુદાયની સ્થિતિ તેમનો પાસે વધારેમાં વધારે ખરાબ થઇ અને તેના છાંટા બીજે ઉડયા. પૂ. ગુરુદેવના વાત્સલ્યભાવથી તૈયાર થયેલા અને તેઓશ્રીની પરમ કૃપા મેળવી ચુકેલા મહાત્માઓ પૂજ્યશ્રીની આજ્ઞાને અક્ષરસઃ પાળવા–પળાવવા, ગમે તે કારણે, તૈયાર ન થયા તેથી સંઘને નુકશાન થયું છે; અને પૂજ્યશ્રીની આજ્ઞાભંગથી આજ્ઞાનું મહત્વ ઘણું ઘટી ગયું ગણાય. તેથી સંઘમાં કેવી છાપ પડે તે આપ વિચારવા કૃપા કરશોજી. પૂ ગુરુદેવ પ્રત્યે અપૂર્વ ભક્તિવાળા મહાત્માઓ તથા શ્ર.વકો છે તો તેઓશ્રી પાસે આજ્ઞાને જીવંત કરાવવી અને પૂજ્ય પ્રત્યે પુજ્યભાવ છે તેની શ્રીસંઘમાં છ.યા ઊભી થાય તો ઘણો અસંયમ અટકી જાય, તેમાં જરા પણ શંકાને સ્થાન નથી.

પૂજ્યશ્રીના ઉપકારનો બદલો વાળવાની અને તેમના બંધારણનો પુરેપુરો અમલ કરાવી તેમના આત્માને પરમ શાંતિ થાય તેમ કરવાની, પૂજ્યશ્રીને જેમનામાં વિશ્વાસ હતો અને શક્તિની ખાત્રી હતી તેમની નૈતિક ફરજ છે. તે ફરજ બજાવી રૂણ અદા કરવાનો મહાન અવસર છે તેમ સેવકનું માનવું છે.

શ્રી સાધુ મહાત્માઓ ગુરુની આજ્ઞાનો ભંગ કરે તો આજ્ઞાનું મહત્વ કદી સમજાવી શકવાના નથી, આજ્ઞાને વફાદાર નહીં રહેનાર કદી સંઘનું કલ્યાણ કરી શકવાના નથી. તેમજ પોતાના આત્માનું કલ્યાણ અને નિશ્રાએ આવેલાનું કલ્યાણ પણ કરાવી શકે નહીં. શાસ્ત્રદષ્ટિએ વ્યાજબી વાત હોય તો વિચારવા સેવકની વિનંતી છે.

જૈન સંસ્કૃતિને ટકાવવી હશે તો પહેલા સાધુસંસ્થાને પવિત્ર રાખવી પડશે. આજ્ઞાપ્રધાન જીવન જીવનારાથી જ શાસનનો ઉદ્યોત થાય. જૈન શાસનની પવિત્રતાથી અને મહાન ત્યાગી–તપસ્વીના પરમાણુંઓથી જ દેશની સંસ્કૃતિ ટકવાની, તેમાં શંકા રાખવા જેવું નથી. આથી જ પ્રથમ સાધુસંસ્થા માટે ભોગ આપવો જોઈએ તેમ સેવકનું માનવું છે. ભૂલ હોય તો ક્ષમા કરશોજી.

કાદવ ઉછાળવાથી શક્તિ વેડફાય છે, તે આપની વાત તદ્દન સત્ય છે. પરંતુ મેં કોઈ જાહેરમાં વાત કરી નથી. મારી વેદનાને સારા સારા મહાત્માઓ પાસે તથા આરાધક શ્રાવકો પાસે રજૂ કરી છે. શ્રી આચાર્યશ્રીએ સામો પક્ષ કુગુરુ છે, મહા અસંયમી છે તેમ કહી, વંદન આદિ વહેવારો કાપનારને સમ્યક્દષ્ટિ, શાસનરાગી કહેલ છે ને કુગુરુને જેવા છે તેવા ન ઓળખાવે-તે સંઘનો દ્રોહી છે. તો

# જૈન સંસ્કૃતિને ટકાવવી હશે તો પહેલા

શ્રી આચાર્યશ્રીના અસંયમી જીવનને જાણ્યા પછી હું ન કહું તો તેમના જ કહેવા પ્રમાણે મારા જેવો વિશ્વાસઘાતી કોણ હોઈ શકે? વળી હું વ્યક્તિનો ભક્ત હતો, ધર્મને વફાદાર નહોતો, તેવું નક્કી થઇ જાય.

સાધુની પવિત્રતા માટે મારા જીવનનો ભોગ આપવાથી શાસનસેવા થતી હોય તેમાં મારી શુભ ભાવના હોવા છતાં અજ્ઞાનતાથી પાપ બંધાય તો મારે મારી પ્રવૃત્તિ બંધ કરવી જોઈએ. મારા આત્માને નુકશાન થાય તેવું કોઈ કાર્ય કરવાની મારી ઈચ્છા નથી. માટે આપ, જ્ઞાની છો માટે, જે માર્ગદર્શન આપશો તે મુજબ કરીશ. આપ આ કાર્ય હાથમાં લ્યો તો સેવક તરીકે જે આજ્ઞા ફરમાવશો તે કરવા તૈયાર રહીશ. આપ જેવા ચારિત્રસંપન્ન મહાત્મા મારે માથે શિરછત્રરૂપ હોય તો મારે ચિંતા ઘણી ઓછી થઈ જાય. તો આપ પૂ વડીલોની અને શાસનની પ્રતિષ્ડા વધારી સંઘનું કલ્યાણ કરો તેવી નમ્ર વિનતી છે.

મહા પુન્યવાનોએ દીક્ષા લેતી વખતે જે ઉલ્લાસ, ખંત, મોક્ષ મેળવવાની તાલાવેલી, સંસાર છોડવા માટે આપેલો કેટલો ભોગ, આત્મિકસુખ મેળવવા કોઈની દ્રવ્યદયા ખાધી નહિ ને ભાવદયાથી જ કલ્યાણ થાય છે—આવી અપૂર્વ શ્રદ્ધા, અને દીક્ષા પહેલાના પરિણામ, અને સત્વ જોઈ મારા જેવા સત્વહીનને શરમાવવા જેવું લાગતું હતું. પણ ચારિત્ર લીધા પછી, ગુરુનિશ્રાએ આવ્યા પછી, દેવ-ગુરુને વફાદાર ન રહેતા આજ્ઞાભંગ કરી ઘણાઓએ હેતુ સિદ્ધ કર્યો નથી. તેથી ભવ કાપવાને બદલે ભવની પરંપરા વધે તો જૈનશાસનનું શું થાય? આની ચિંતા ન કરનાર, સંખ્યાબળ વધારવા, સંયમ-પદવી માટે કોઈ ધોરણ, જ્ઞાનીની આજ્ઞા મુજબનું, નહીં રાખતા પ્રતિષ્ઠાનું લક્ષ રાખવાથી આરાધના માટે કોઇને પ્રયત્નશીલ ન બનાવ્યા. તેથી અનેકોના ભાવપ્રાણ નાશ થયા છે અને થશે. તેથી શ્રીસંઘનો મહાન દ્રોહ કર્યો છે તેમાં આપને અતિશયોક્તિ લાગતી હોય તો ક્ષમા કરશોજી.

હું ધર્મની બાબતમાં આપની પાસે એક અજ્ઞાન બાળક જેવો ગણાઉં. પરંતુ આપ જેવા પૂજ્ય પાસેથી જે સાંભળવા મળ્યું અને મહાપુરુષના જીવન-ચરિત્ર વાંચી જે ધર્મની શ્રદ્ધા થઈ તેથી આ સ્થિતિ હું જોઈ શકતો નથી. પૂ૦ દાનસૂરીશ્વરજી મહારાજ સાહેબનો સમુદાય, પૂ૦ બાપજી મહારાજ સાહેબનો સમુદાય અને પૂ૦ કનકસૂરીશ્વરજી મહારાજ સાહેબના સમુદાયનો અમારા ઉપર મહાન ઉપકાર છે. આજે જૈન સંઘમાં પણ ઘણી જ ઊંચા પ્રકારની છાપ છે

અને તે પૂજ્યશ્રીઓથી અનેક આત્માનું કલ્યાણ થયું છે. તેથી એ જ સમુદાય માટે મારી શક્તિ ઉપરાંત કાર્ય કરવાનું મન થયું છે. આ સમુદાયોમાં પવિત્ર મહાત્માઓ છે. એટલે હું આશાવાદી છું કે ભગવાનની આજ્ઞાને જીવંત રાખી સંઘનું ઋણ અદા કરશે. તેમાં મારી શક્તિનો ભોગ સાધુઓની પવિત્રતા જાળવવા અને વધારવા માટે આપી રહ્યો છું.

ફાગણ સુદિ ૧૪ ના હું અમદાવાદ હતો. શ્રી આચાર્યશ્રીને પત્રથી જણાવેલ કે " આપે દેવ-ગુરુની આજ્ઞાનો ભંગ અને પૂ૦ ગુરુદેવને આપેલ વચનનો—બંધારણનો ભંગ કરી સાધુતાની પવિત્રતાનો અને સાધુઓના આચારનો નાશ કર્યો છે. આપના હાથે અનેકના ભાવપ્રાણ નાશ થયા છે. હવે છેલ્લી-વૃદ્ધ ઉંમરે ભગવાનની આજ્ઞા અને ગુરુમહારાજશ્રીને આપેલ વચનનું પાલન કરી, ભગવાનના શાસનને બચાવી, જીવન સાર્થક કરો તેમાં સાધુઓનું અને શ્રીસંઘનું આત્મકલ્યાણ છે - મે ઘણી વખત આપશ્રીને વિનંતી કરી. પરંતુ આપના પાપાનુબંધી પુન્યના પ્રભાવે આપના પાપકાર્યને સહાય કરવામાં ધર્મ માની અને તેમાં શ્રીમંતવર્ગ મળી રહે તે અભિમાનથી આપ શાસનની રક્ષા કરી શકયા નથી. હું આપની પાસેની પરિસ્થિતિને જોઈ શકતો નથી. અધર્મને ધર્મ મનાવવાની વાણી, બુદ્ધિ અને અહોભાવની કળાથી જગતને જે મહા મુર્ખ બનાવ્યો છે અને મહાપુરુષની ખ્યાતિ પ્રાપ્ત કરવા જે રીતે કાવાદાવા, દંભ કર્યો છે તે જોઈને મારી છાતી ભાંગી ગઈ છે. છેલ્લે એક જ વિનંતી કરું કે હવે આપે ભગવાનના માર્ગને ટકાવવા ભગવાનની આજ્ઞા અને ગુરુમહારાજશ્રીના બંધારણનું કડક રીતે પાલન કરવું અગર મારા દ્રવ્યપ્રાણનો ભોગ લેવો. તે બેમાં પસંદગી તમારે કરવાની છે."

ફાગણ સુદિ ૧૫ થી ચારે આહારનો ત્યાગ કરી, બહાર કોઈ પ્રચાર ન થાય અને શાસનની પ્રતિષ્ઠા ન ઘટે તે માટે ઘરે રહી, અને વદિ ૧ ના સેરીસા તીર્થમાં જઈ ભગવાનના સાંનિધ્યમાં જ જીવન પુરું કરવું તેમ નક્કી કરેલ. પરંતુ રાત્રે પૂ૦ આચાર્યશ્રી વિજયભુવનભાનુસૂરીશ્વરજી મહારાજ સાહેબ, પૂ૦ પં. શ્રી જયઘોષવિજયજી મહારાજ સાહેબ તથા પૂ૦ રત્નસુંદરવિજયજી મહારાજ સાહેબે મારી અંતરની વેદના ખૂબ જ વાત્સલ્યભાવથી સાંભળી અને તેઓશ્રીએ કહ્યું કે મારા સમુદાયમા પૂ૦ ગુરુદેવની કલમોનું પાલન થાય છેજ્ઞ છતાં તેમાં જે ક્ષતિ હશે તે દૂર કરી બીજા નિયમો કરી સાધુઓની પવિત્રતા સાચવવા માટે કડક રીતે અમલ કરવા ખાત્રી આપી વધુમાં કહ્યું કે ચારે આહાર બંધનું કાયમી પચ્ચખ્ખાણ

# શાસનદેવ આપને શક્તિ આપે તેમ ઈચ્છું છું

બંધ કરી છઠ્ઠનું પણ પારણું કરવું. મેં પુજ્યશ્રીને કહ્યું કે આપે આપના સમુદાય માટે આટલી ખાત્રી આપી છે એટલે કાયમી તપનું પગલું બંધ રાખીશ. છઠ્ઠ માટે આગ્રહ ન રાખવા વિનંતી છે. જ્યાં સુધી શ્રી: આચાર્યશ્રી શાસનના હિત માટે પુજ્ય ગુરુમહારાજશ્રીના વચનનો અમલ નહીં કરે ત્યાં સુધી. મારી શક્તિ પહોંચશે ત્યાં સુધી, કરીશ. સાધુઓની પવિત્રતા ખાતર મને ઢીલો પાડશો નહીં. પૂજ્યશ્રીએ ખૂબ જ વાત્સલ્યથી મારા જીવનને બચાવી લીધું છે. તેથી તેઓશ્રીનો મહાન ઋણી છું. હવે સાધુઓની પવિત્રતા ટકાવવા જે કોઈ નિયમો કરશે તેમાં અને પૂ૦ ગુરુમહારાજશ્રીના વચનને પળાવવામાં આપ સહાયક થઈ પ્રયત્ન કરશો તો પરિણામ ઘણું સુંદર આવશે તેમ સેવકનું માનવું છે.

શ્રી આચાર્યશ્રીએ મારી વિનંતી ઉપર વિચાર નહીં કરતાં મારા કુટુંબીઓ ઉપર ટેલીફોન કરાવી મને ત્રાસ કેમ થાય અને હું પાછો કેમ પડું તેવી કાર્યવાહી કરી. ભગવાનના માર્ગને સાચવવાની કે પોતે આપેલ વચનની પણ કિંમત નહીં આંકનારને સત્ય વસ્તુની કિંમત ન હોય. અસંયમના રાગે તેમને પોતાના સ્થાનનો કે સંઘના કલ્યાણનો વિચાર આવતો નથી, તેનો હું વિચાર કરું છું ત્યારે ખૂબ જ આઘાત અનુભવું છું. શ્રીસંઘમાં આવી મનોવૃત્તિવાળા ગચ્છાધિપતિ બને તેમાં કદી સંઘનું કલ્યાણ થાય નહીં. શ્રીસંઘને સત્ય વસ્તુનો ખ્યાલ નહીં આવે તો શાસનનો નાશ તેમના હાથથી જ થવાનો છે. મારા ભોગે પણ અસંયમ ટકાવનારમાં કદી દયા હોતી નથી તે બતાવી આપ્યું છે.

આપ જેવા મહાત્માઓ પાસે મારી વેદના પ્રગટ કરવાનું મન થાય તેથી જણાવું છું. આપ મારી વેદના શાંત થાય તેવો ખૂબ વાત્સલ્યભાવ આપી મારા જીવનને સફળ કરવા કૃપા કરશોજી.

ત્રીજું ચાતુર્માસ અંતરીક્ષજીમાં કરવાનું નક્કી કરી પ્રભુભક્તિ ખૂબ કરી રહ્યા છો તેની ખૂબ ખૂબ અનુમોદના કરું છું. તેવી જ રીતે ત્યાં બેઠા સાધુઓની ચિંતા કરી શાસનને બચાવી લેવા શાસનદેવ આપને ખૂબ શક્તિ આપે તેવું અંતઃકરણ પૂર્વક ઈચ્છું છું. કોઈ અવિનય, આશાતના થઈ હોય તો ક્ષમા કરશોજી.

લી. સેવક બાબુના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

તા. ૨૧-૧૨-૮૨

પરમ પૂજ્ય, પરમ ઉપકારી મહારાજશ્રી રત્નસુંદરવિજયજી મહારાજ સાહેબની પવિત્ર સેવામાં,

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.

આપે તથા પૂ૦ ગુરુમહારાજ સાહેબે શ્રી પંન્યાસજી મહારાજ સાહેબની હાજરીમાં સાધુતાની પવિત્રતા કેમ વધે અને અસંયમ વધવાના કારણો નાબુદ કરી સંયમની રક્ષા કેમ સારી થાય તે માટે નિયમો કરવા અને તેનો સમુદાય માટે જરૂરી અમલ થશે તેવું આશ્વાસન આપવાથી મને ખૂબ જ આનંદ થયો છે. હવે શાસનનું ભાવી ઉજળુ દેખાય છે કે આપે આ વાતને ઘણું જ મહત્વ આપ્યું છે. માટે આપની શક્તિ, જ્ઞાન અને હિંમતનો સદુપયોગ શાસનની રક્ષામાં અને સંયમની રક્ષામાં કરો તેવી સેવકની નમ્ર વિનંતી છે. બધા કાર્યો કરતાં સાધુઓની પવિત્રતાની કિંમત અનેકગણી છે તે આપ સારી રીતે સમજો છો. સયમ રક્ષાનો લાભ જેવો તેવો નથી. માટે અસંયમીઓને સ્થિર કરવા અને મહા સંયમીઓની સુખશાતાપુર્વક આત્મસાધના થાય તે માટે આપ પ્રયત્ન કરશો તો આપને કર્મની ઘણી નિર્જરા કર્યાનો અને શાસનની અપુર્વ સેવા કર્યાનો આનંદ થશે. ભગવાનનો માર્ગ ટકાવવામાં સાધુતાની પવિત્રતા મુખ્ય છે. આજે જે સ્થિતિ ચાલી રહી છે તેનો વિચાર કરીએ તો ધર્મને મડદું બનાવી તેની ઉજાણી કરી રહ્યા છે. આવા ખરા ટાઈમે જ સન્વશળી બની કાર્ય કરો તેવી આશા રાખું છું. જે વધારે પડતી નથી. પુ૦ આચાર્યદેવશ્રી વિજયકલાપૂર્ણસૂરીશ્વરજી મ૦ સા૦નો ખૂબ જ લાગણીભર્યો પત્ર આવ્યો છે. આપ બંને ભેગા થશો ત્યારે ભગવાનની આજ્ઞા મુજબની સંયમરક્ષા માટેના જરૂરી નિયમો નક્કી કરશો તો આવા વિષમકાળમાં પવિત્રતા ઘણી ખીલી ઉઠશે.

સાધુતાની પવિત્રતા માટેની આપની ઊંચી ભાવના હોવાથી કાર્ય ગમે તેવું કઠણ હશે તો પણ સરળ થઈ જશે. આપના ચારિત્રબળના પ્રતાપે જૈન સાધુ કેવા હોય તેની આદર્શતાના લોકોને દર્શન થશે અને જૈન શાસનનો વિજય ડંકો વાગશે. ભલે થોડા મહાત્માઓ શાસનને વફાદાર રહી આત્મસાધના કરશે અને ભગવાનની આજ્ઞા મુજબનું જીવન જીવશે, તેમાં જ સકલ સંઘનું કલ્યાણ છે. આપને શાસનદેવ શાસનની રક્ષા, સંયમની રક્ષા કરવામાં ખૂબ સહાય થાય તેમ અંતઃકરણ પૂર્વક ઇચ્છું છું. એ જ વિનંતી.

લા. બાબુના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી

તા. ૧૫-૨-૮૫

પરમ પૂ૦ પંન્યાસજીશ્રી વિચક્ષણવિજયજી મહારાજ સાહેબની
પવિત્ર સેવામાં, શ્રી મુંબઈ.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી

આપશ્રીના પુન્યદેહે સુખશાતા હશે. આપે મોકલેલ પત્રિકા મળી. વાંચી.

આપ આરાધક, સંયમના ખપી, પ્રમાણિક, સત્યના પક્ષપાતી છો તેવી પ્રતિષ્ઠા આપણા સમુદાયમાં છે. તેથી જ આપને વિનંતી પુર્વક લખવાનું મન થયેલ છે. તેમાં કોઈ ભુલ હોય તો ક્ષમા કરશોજી.

પૂ૦ પં. શ્રી ચંદ્રશેખરવિજયજી મહારાજ સાહેબના મુક્તિદૂતના લખાણથી આપને આઘાત થયો. તેથી આપે પેપર દ્વારા, પત્રિકા દ્વારા સંઘની માફી માગવાની ભલામણ કરી. સંઘની ઘોરૂં આશાતનાના પાપથી બચાવી લેવાની જેમ પ્રેરણા થઈ તેવી પ્રેરણા બીજા સંયમનાશક ઘણા ભયંકર પાપો કરે તેઓને પાપથી બચાવવાનો તેમજ શાસનની પ્રતિષ્ઠા વધારવાનો શુભ ભાવ કેમ આવતો નહોતો તેનું કારણ આપ જ સમજી શકો. અત્યાર સુધીની શાસનને નુકશાન થાય તેવી પ્રવૃત્તિથી આપને આઘાત લાગ્યો હોત તો જૈન શાસનની કરૂણ હાલત જોવા મળત નહિ. આરાધક આત્માઓ જાણવા છતાં મૌન રહ્યા તેના કડવા ફળ સંઘને ઘણા જોવા મળ્યા છે તેમાં આપનાથી ઈન્કાર થઈ શકે તેમ નથી. સંઘમાં થોડું સારું હોય અને બીજું ઘણું ખરાબ હોય તેને દાબી દેવાથી બધુ સારું થઈ જતું નથી તે આપ સારી રીતે સમજી શકો છો.

પૂ૦ પં. શ્રી ચંદ્રશેખરવિજયજી મહારાજ સાહેબે સંઘની પરિસ્થિતિનું જે વર્ણન કરેલ છે તે નજરે દેખાય છે. તે સત્ય હકીકતને મારી નાખવામાં ભક્તિ છે કે તેના પ્રમાણિકપણે ઉપાયો કરી સંઘની પ્રતિષ્ઠા વધારવામાં સાચી ભક્તિ છે તે આપે નક્કી કરવાનું છે.

ઘણા વર્ષો પહેલાં જૈનોના ઘરે દારૂ અને ઈંડા ચટણીની માફક વપરાય છે તેવું કહેનારાને યુવક સંઘે સકલ જૈન સંઘ ઉપર આક્ષેપ કરે છે તેમ કહી સંઘમાં કલુષિત વાતાવરણ ઊભુ કર્યું. પરંતુ તે વાતાવરણને શાંત કરવા સારા સારા વિદ્વાનોનો અભિપ્રાય લઈ બહાર પાડેલ કે સકલ જૈન સંઘને માટે તે શબ્દો નથી વાપર્યા: અને તેમ નકકી થયું. આજે તેના કરતાં જૈન સંઘમાં અનેકગણી ખરાબ સ્થિતિ છે. તે પ્રમાણિકપણે કહેવું તેમાં સકલસંઘનું અપમાન માનો છો તે

# તેને દાબી દેવાથી બધું સારું થઈ જતું નથી

વાજબી છે કે કેમ તે વિચારવા વિનંતી છે. જૈન શાસન મહા પ્રમાણિક છે. તે સત્ય હકીકતને કદી વિકૃત બનાવી સારા દેખાડવાનો પ્રયત્ન કરે જ નહિ. તે જ ભગવાનના શાસનની ઉત્તમતા છે.

પૂ૦ પં. શ્રી ચંદ્રશેખરવિજયજી મ૦ સાહેબે જે પરિસ્થિતિનું વર્ણન કરેલ છે તે બાબતમાં તેમની સાથે પત્રવહેવાર કરી તેઓના શુભ ભાવોને સમજવા પ્રયત્ન કર્યો હોત તો આપનું કાર્ય ઉત્તમ ગણાત અને આપને સંઘમાં ઉશ્કેરવાનું મન થાત નહિ ધર્મના બહાના નીચે હવે તોફાન કરાવવાનો જમાનો પુરો થઈ ગયો છે. હવે આરાધકો ધર્મની વાતોથી નહિ પણ ઉચ્ચ જીવનથી ધર્મ થાય તેમ સમજતો થતો જાય છે, તેવું સેવકનું માનવું છે. આપ પણ તેમાં સંમત હશો.

શ્રી ગચ્છાધિપતિએ અનેક વખત કહેલ કે દેવગુરુની આજ્ઞા ન માને તે સાધુ નથી પણ લુંટારો છે, સ્વચ્છંદાચારી છે, સંઘ બહાર છે, કુગુરુ છે. અને દેવગુરુની આજ્ઞા ન માને તે સંઘ નથી પણ હાડકાંનો ઢગલો છે તેમ કહી સકલ સંઘના ૭૦ ટકાને છોડી દીધા. આપે લખ્યા એ બધા ધર્મકાર્યો તે સંઘમાં થતા હતા. તેઓને કુગુરુ અને મિથ્યાદષ્ટિ કીધા છે, તો આપ હવે કયાં સંઘનું અપમાન, આશાતના કર્યાનું માનો છો ? આપણો સંઘ ૩૦ ટકા જેટલો નાનો છે તેમાં દેવગુરુનો આજ્ઞા ભાંગીને ધર્મના કાર્યો કરનારા કેટલા ટકા અને દેવગુરુની આજ્ઞા માનીને ધર્મ કરનારા કેટલા ? એટલે શ્રી આચાર્યશ્રીની દષ્ટિએ અમુક અપવાદ સિવાય સંઘ એ ભગવાનની આજ્ઞા મુજબનો સંઘ નથી તેવું આપે સાંભળેલ ત્યારે કોઈ દિવસ આઘાત કે આંચકો લાગ્યો નહિ અને અત્યારે સંઘ ઉપર પ્રેમ વધી ગયો તેનું શું કારણ છે તે આપે નક્કી કરવાનું છે.

વિચારભેદમાં જૈન શાસનના આરાધકે સત્યશોધક બનવું જોઈએ અને સત્યની આરાધના કરવી જોઇએ, તે સલાહ બીજાને આપવા માટે છે કે આપને પણ માનવા માટે છે ? શાસ્ત્રદષ્ટિએ અસંયમીઓને સંયમી કહેનારા ઉત્સૂત્ર ભાષી અને અનંત સંસારી છે, તેવું ઘણી વખત સાંભળવા છતાં અસંયમીઓને છોડી સાચી આરાધના કરવાનો કેમ વિચાર આવતો નથી ? તેમાં શું કારણ છે તે હું સારી રીતે સમજી શકું છું.

આજે ધર્મ એ નંબરનો-કાળાબજારનો ચ.લે છે. તેથી પૈસાના જોરથી ધર્મનું માપ કાઢયું અને ચારિત્રની કિંમત સંઘમાંથી ભુંસાવી નાખી. તેની ચુકતે

# સત્ય હકીકતને મારી નાખવામાં ભક્તિ છે કે....

જવાબદારી કોની ગણાય તે આપ નક્કી કરશોજી. અને જેઓ તે જવાબદારી અદા ન કરે અને સંઘનો વિશ્વાસઘાત કરે એ સંઘનો મહાન શત્રુ છે તે આપ શાસ્ત્રદષ્ટિએ સમજી શકો તેમ છો. છતાં આપના જેવા આરાધક મહાત્માઓ સત્યની પડખે નથી રહેતા તો શું કર્મસત્તા માફ કરશે ? આપની હાજરીમાં જ અસંમીઓનું શાસન થઈ જાય તેવું જોવું ન હોય તો વિચારવા વિનંતી છે.

કોઈની ચઢામણીથી કે કોઈની પ્રેરણાથી પત્રિકા લખી નથી, તેવો ખુલાસો કરવો પડયો તેનું કારણ અત્યાર સુધી ભયંકર પાપો કરનારને અટકાવવા માટે શાસનના હિતમાં કોઈ પ્રયત્નો કર્યા નહિ; અને હવે સત્ય વસ્તુને મારી નાખી સંઘમાં વાતાવરણ કલુષિત કરવાનું મન થયું. આ માટે જ ખુલાસો કરવો પડયો હોય તેમ સેવકનું માનવું છે.

અવિનય, આશાતના થઈ હોય તો ક્ષમા માગું છું.
પાછો પત્ર કામસેવા સેવક યોગ્ય ફરમાવશોજી.
ધર્મ આરાધનામાં યાદ કરશોજી.

**લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.**

તા. ૧-૩-૮૫

પરમપૂજ્ય આચાર્યદેવ **શ્રી વિજયમાનતુંગસૂરીશ્વરજી** મહારાજ સાહેબની પવિત્ર સેવામાં, શ્રી પાલીતાણા.

લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી

આપશ્રીના પુન્યદેહે સુખશાતા હશે. વિ. વિનંતીપૂર્વક જણાવવાનું કે શ્રી ગચ્છાધિપતિ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબે દેવગુરુની આજ્ઞાપાલન સાથે પરમપૂજ્ય આચાર્યભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબે સંયમરક્ષા માટે કરેલ ૧૧ કલમ પાળવા-પળાવવા માટે વચન આપેલ. આજ્ઞા-ભંગ કરે તે સાધુ નથી, તેમ કહેનારાએ જ તેનો ભંગ કરતા સમુદાય તથા પક્ષમાં સાધુના સંયમ અને આચારનો નાશ થઈ રહ્યો છે. તેને અટકાવવા ૧૧ કલમનું સખ્ત રીતે પાલન એ જ સાચો ઉપાય છે. તે માટે પાંચ વરસથી શ્રી ગચ્છાધિ-પતિને ઘણી ઘણી વિનંતી કરી; પરંતુ તેઓશ્રીએ ધ્યાનમાં લીધી નહીં. તેથી મહાસતીઓના શિયળ તથા મા-બહેન-દીકરીઓની પવિત્રતા ઘણી જોખમમાં મુકાય છે. તેમ જ સંઘમાં અશાંતિ, સમુદાયમાં કલહ, તીર્થની વિરાધના, ઉત્સૂત્રભાષી અને જીવનની શિથિલતા આદિ થયા. આવા અન્યાય કે અનર્થો થાય તેને માટે ન્યાય કરી અનર્થોને અટકાવવા ગીતાર્થની સમિતિની નિમણુંક કરવા પરમપૂજ્ય આચાર્યભગવંતશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબે પટકમાં આજ્ઞા કરેલ છે. તેમાં આપનું નામ મારા ગીતાર્થ તરીકે માનીને મુકેલ છે. તો ત્રણ નામ નક્કી કરી, (જે) ભગવાનના શાસનની પ્રતિષ્ઠા પૈસા ખર્ચવાથી ઘણી વધી છે પણ ચારિત્રથી ને તીર્થની વિરાધનાથી ખલાસ થતી જાય છે તેને બચાવવા; અને અમારા મા-બહેન-દીકરીની તથા પૂજ્ય સાધ્વીજી મહારાજ સાહેબની સંયમરક્ષા થાય તેને માટે સખ્ત બંદોબસ્ત કરાવી દેવગુરુની આજ્ઞાનું પાલન થાય તેવું કરાવી આપવા કૃપા કરશોજી. જેઓ ગીતાર્થ સમિતિની આજ્ઞા ન માને તેની સાથે વહેવાર કાપી નાખવો જોઈએ. તેથી સંઘમાં કોઈ છેતરાય નહીં.

પરમપૂજ્ય મહાતપસ્વી આચાર્યદેવ શ્રી વિજયહિમાંશુસૂરીશ્વરજી મહારાજ સાહેબ સંઘમાં તથા સમુદાયમાં શાંતિ થાય તે માટે અભિગ્રહપૂર્વક આયંબીલ ઘણા ટાઈમથી કરે છે. તબિયત બગડતી જાય છે. છતાં તેની ઉપેક્ષા થાય છે, જે કલંકરૂપ છે. આવા વખતે ગીતાર્થ સમિતિએ તેઓશ્રીનો અભિગ્રહ પૂરો કરાવવા બનતા પ્રયત્નો કરાવવા જોઈએ. તેમાં જ શાસન અને સમુદાયની પ્રતિષ્ઠા વધશે તેમ સેવકનું માનવું છે. એ જ વિનંતી.

**લી. સેવક દીપચંદ વખતચંદના ૧૦૦૮ વાર વંદના સ્વીકારશોજી.**

# શ્રી ગચ્છાધિપતિના જીવનના

# મહત્ત્વના બે કાર્યો !

૧. શાસનરક્ષા, સંયમરક્ષા, તીર્થરક્ષા, શાસ્ત્ર-સિદ્ધાંતરક્ષા અને દેવ-ગુરુની આજ્ઞાપાલનના નામે, બીજાઓ જે કાંઈ કાર્યો કરે. તેનો વિરોધ કરવો-કરાવવો અને સંઘમાં અરાજકતા ઊભી કરી કલેશ-કંકાસ કરાવવો. અને તેમાં તેઓશ્રીને તેમના પાપાનુબંધી પુન્યના હિસાબે ને વાણી તથા વિદ્વત્તાના પ્રભાવે સફળતા મળતી ગઈ.

૨. શાસનરક્ષા, સંયમરક્ષા, તીર્થરક્ષા, શાસ્ત્ર-સિદ્ધાંતરક્ષા તથા દેવ-ગુરુની આજ્ઞાનું પાલન ને સાધુનો આચાર આદિ દરેકનો નાશ કરવા છતાં લોકોને સમજાવવાની શક્તિથી વ્યક્તિરાગીઓ પકવી તેઓને પ્રમાણિકતા અને સત્યના પક્ષપાતીમાં સત્વહીન બનાવી દીધા. તેથી આજ્ઞાભંગના ગમે તેવા કાર્યો કરે તેને ધર્મ કહેતા કરી દીધા. તેમાં પણ તેમને મોટી સિદ્ધિ મળતી ગઈ.

આ બંને કાર્યોમાં સફળતા અને સિદ્ધિ જરૂર મળી, પણ કર્મસત્તા પાસે જબરજસ્ત હાર થઈ ગઈ છે. સત્યના પક્ષપાતી, પ્રામાણિક અને ધર્મના હાર્દને પામેલા જ આ સમજી શકે.

લિ સંઘસેવક દીપચંદ વખતચંદ

## ધર્મસંબંધ

ગચ્છાધિપતિ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ સાથે આપણો ધર્મસંબંધ છે તે કદી ભુલશો નહિ,

તેઓશ્રીએ ઊંચા સ્થાને બેસીને સંયમ-રક્ષાની ફરજ ન બજાવી તેથી પૂજ્ય સાધુ-સાધ્વીજી મહારાજ સાહેબનું આત્મિક અહિત ઘણું થયું છે. તેનો બચાવ નહીં કરતાં, સંયમરક્ષા માટે ૧૧ કલમોનું પાલન કરાવવા પ્રયત્ન કરશો તો જ તેઓશ્રી સાથેનો ધર્મસંબંધ સાર્થક થશે.

## પ્રતિક્રમણ

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબે શુદ્ધ ધર્મ કરવા શાસ્ત્ર મુજબની તિથિ કરાવવા આગ્રહ રાખ્યો તેના કરતા શાસ્ત્ર મુજબનું પ્રતિક્રમણ કરવા કરાવવાનો આગ્રહ રાખ્યો હોત તો અસંયમનો નાશ થાત અને મૈત્રી, પ્રમોદ, કરૂણા અને માધ્યસ્થ ભાવનાના પ્રભાવે શ્રી ચતુર્વિધ સંઘમાં પરમ શાંતિ અને સુંદર આરાધના થાત; અને ધર્મની ખુમારી વધી જાત.

# સત્યનું રક્ષણ અને અસત્યનો પ્રતિકાર જીવનના ભોગે પૂર્વના મહાપુરુષોએ કરેલ છે જ્યારે આ કળિયુગમાં ધર્મના ભોગે અસત્યનું રક્ષક અને સત્યનો પ્રતિકાર કરનારા સફળ થતા જાય છે

શ્રી જૈન ધર્મશાળાના ટ્રસ્ટી ભાઈઓ તથા ચાતુર્માસ કરવા પધારેલ શ્રી આરાધક ભાઈઓની પવિત્ર સેવામાં, શ્રી પાલીતાણા.

આપ પુન્યશાળીઓ આત્મિક કલ્યાણની ભાવનાથી શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સા૦ની નિશ્રામાં ચાતુર્માસ કરવા પધારેલા છો. આપશ્રીને વિનંતી કરવાની કે, આપણી સુંદર આરાધના થાય, સિદ્ધાંતની રક્ષા થાય, દેવગુરુની આજ્ઞાનું પાલન થાય, સાધુ-મહાત્માઓનું ઉત્તમ ચારિત્રપાલન થાય અને શ્રાવકો સારા આરાધકો બને તથા શાસનરક્ષક બને તે શુભ આશયથી સકલ સંઘથી જુદા થયા અને શાસનપક્ષની જે સ્થાપના થઈ તેના આજે ગચ્છાધિપતિ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ છે તેથી, તેઓશ્રીને ચાર-ચાર વરસથી સંયમરક્ષા માટે પત્રો લખી ખૂબ વિનંતી કરી કે આપે આપના જ હાથે શાસનપક્ષની સુંદર ભાવનાને નષ્ટ કરી છે તેથી મોટા ભાગે શાસનપક્ષ આજ્ઞાભંજક બનતો જાય છે. પત્રમાં તેના વિગતવાર કારણો જણાવ્યા છે. તેઓશ્રીના જીવનમાં શાસનનો સાચો રાગ હોત તો અને સંયમની સાચી ખુમારી હોત તો સંયમરક્ષાના ઉપાયો કર્યા હોત. પણ વાણીમાં ધર્મ હતા, અમલમાં ધર્મ નહોતો, તે પ્રત્યક્ષ નજરે દેખાય છે

તેઓ અત્યારે જે સ્થાને બિરાજે છે ત્યાંથી ગમે તેટલો અન્યાય કરે તેને અટકાવવા માટે કે ન્યાય મેળવવા માટે શ્રીસંઘમાં કોઈ વ્યવસ્થા નથી તેમ જ માથે કોઈ વડીલ નથી. તેથી નિરંકુશ બની, પાપનો ડર મુકી જે અપરાધો કર્યા છે તે જગત કદી ભૂલી શકશે નહીં.

છતાં તેઓશ્રીની અપકીર્તિ ન થાય તે માટે ભૂતકાળ ભૂલી જઈને ખૂબ વિનંતી કરી કે— વૃદ્ધાવસ્થા છે. ૨-૫ વર્ષની ટૂંકી જિંદગી છે. જતાં જતાં શાસનપક્ષમાં, સમુદાયમાં અને આપનામાં ભગવાનની આજ્ઞાનું પાલન કરી-કરાવી સાચી સાધુતાના દર્શન કરાવી શ્રીસંઘનું ઋણ અદા કરો તેમાં જ આપની સાચી સિદ્ધિ છે. પરંતુ

તેઓશ્રીને પાપનો ડર નથી, પરલોકનો ભય નથી, પાપાનુબંધી પુન્યની મુડી છે, પૈસાથી જ ધર્મ થાય તેવા શ્રીસંત અને શ્રદ્ધાળુ–ભદ્રિક વર્ગનો ટેકો છે અને અનેક અપ્રમાણિક સાધુ–સાધ્વીજી પ્રચારક છે—તેઓના બળ ઉપર સદ્‌બુદ્ધિ મંદ પડતી જાય છે. છતાં દરેકની નૈતિક ફરજ છે કે તેઓશ્રીના આત્મકલ્યાણ માટે અને સંઘનું હિત થાય તે માટે પ્રયત્ન કરવા જોઈએ.

શાસનપક્ષના મોટાભાગના સાધુઓને ધર્મ કરવો નથી, પણ બીજા પાસે ધર્મ કરાવવો છે. તેથી સુધર્મનો નાશ કરી કાળાબજારનો ધર્મ ફુગાવાની માફક જોર કરે છે અને અશાંતિ વધારતો જાય છે.

આપ પુન્યશાળીઓ એકાંતે ધર્મની આરાધના કરવા અને ત્યાગીઓની સુંદર આરાધના થાય તેમાં સહાયક થવા શ્રી સિદ્ધગિરિજીની પવિત્ર છાયામાં પધાર્યા છો એટલે ધર્મ શક્તિ મુજબ થશે, પણ અધર્મને ધર્મ માની પૈસા ખર્ચી પાપ ખરીદવાનો ધંધો આપ કદી નહી કરો તેની અને પૂરેપૂરી ખાત્રી છે. કારણ કે આપ હાર્દને સમજેલ છો.

ભગવાનની આજ્ઞા ન માને તે સાધુ નથી, તેમ કહેનારા જ આજ્ઞાની વિરૂદ્ધ કાર્યો કરે ત્યારે લાગે છે કે કળિકાળનો ચેપ શ્રી ગચ્છાધિપતિને લાગ્યો છે. તેથી સાધુની પવિત્રતાને ઘણું નુકશાન થયું છે.

હજુ સાચી સાધુતાના દર્શન કરવા હોય તો—દેવગુરુની આજ્ઞાનું પાલન, નવવાડોનું પાલન, અસંયમીઓને વંદન બંધ, ઓઘો–મુહપત્તી જે મહાવ્રતો પાળવા અને અહિંસક જીવન જીવવા માટેની પ્રતિજ્ઞા લીધી છે તેનું પ્રતિક છે તેનો વિધિ મુજબ ઉપયોગ થાય, પૂજ્ય આચાર્યભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબે સંયમરક્ષા માટે કરેલ ૧૧ કલમ–તે પાળવાનું આપેલ વચન, તેનો ભંગ થયો તેથી ઘણું જ નુકશાન થયું છે, તેમાંથી બચવા હવે–તેનો સખ્ત રીતે અમલ.

સંયમરક્ષા માટે આ શાસ્ત્રીય ઉપાય છે. તે મુજબ અમલ થશે તો આપનું ચાતુર્માસ યાદગાર બની રહેશે. પણ જો ઉપરના નિયમોનું કડક પાલન નહી થાય તો અને ધર્મના બહાના નીચે છુટછાટ લેશે તો ધર્મના સ્થાનો અધર્મના બની જશે, તેમાં શંકા રાખવાનું કોઈ કારણ નથી.

શાસનપક્ષમાં ધર્મને સમજેલા શાસનરાગી છે. તેઓ વ્યક્તિરાગી કે પક્ષના રાગી બને નહીં, સત્યના જ પક્ષપાતી હોય.

જ્યારે શ્રી આચાર્યશ્રી ગમે તેવા પાપો કરે તો પણ પાપ લાગે જ નહીં તેવું કહેનારા મુર્ખાઓ નથી, તેથી ભાવિ ઉજળું દેખાય એ જ આ કળિયુગનો પ્રભાવ છે અને ધર્મના ભોગે અસત્યનું રક્ષણ અને સત્યનો પ્રતિકાર કરનારા સફળ થતા જાય છે એ નજરે જોઇ શકાય છે

લી. દુ:સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન.

તા. ૩-૧૧-૮૪

# ઝાલાવાડ શ્રીસંઘના ટ્રસ્ટીઓને વિનંતી

શ્રી ઝાલાવાડ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપગચ્છ સંઘના ટ્રસ્ટી ભાઈઓની પવિત્ર સેવામાં, શ્રી મુંબઈ.

વિનંતીપૂર્વક જણાવવાનું કે સુરેન્દ્રનગરમાં શાસ્ત્ર, સિદ્ધાંત અને ગુરુદેવની આજ્ઞા માનતા, સંઘથી જુદા પડી સુંદર આરાધના થાય તે માટે મંદિર, ઉપાશ્રય આદિ નવા બંધાવી, ભાવના સફળ કરી, તેનું ટ્રસ્ટ કરેલ. તેમાં આપ પુન્યશાળીઓ ધર્મ-પ્રેમી, પ્રમાણિક, સિદ્ધાંતને વફાદાર ટ્રસ્ટીઓ છો. તેમાં સૈદ્ધાંતિક મતભેદ પડે તો, સિદ્ધાતને મુકવો તેના કરતાં ઝેર ખાઈને મરી જવું સારું તેવું કહેનારા, શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ શાસ્ત્ર મુજબનો જે ફેંસલો આપે તે દરેકને બંધનકર્તા રહેશે. તેઓના વચનમાં વિશ્વાસ હોવાથી સિદ્ધાંતમાં કદી અન્યાય કરશે નહિ. પણ ઘણા જ દુઃખ સાથે કહેવું પડે છે કે તેઓશ્રીને કર્મે ભુલાવ્યા અને દેવગુરુની આજ્ઞા ભાંગી, સાધુના સુઆચારોનો નાશ કરી, અસંયમની પુષ્ટી કરી, શ્રી ગચ્છાધિપતિ પદના ગૌરવને હણી નાખી સાધુતાને કલંક લગાડેલ છે. તેથી હવે શાસ્ત્રની બાબતમાં રક્ષક ભક્ષક બને ત્યારે તેમની પાસેથી ન્યાયની આશા રાખી શકાય નહિ. કોઈને કલ્પના ન આવે કે પાણીમાંથી અગ્નિ પ્રગટશે અને વાડ ચીભડા ગળશે. શાસનપક્ષનું કમભાગ્ય કે જે હેતુથી સંઘના ટ્રસ્ટી થયા તે હેતુ શ્રી આચાર્યશ્રી સિદ્ધ કરી શકયા નથી, પરંતુ શાસનને મહાન નુકશાન કરેલ છે. આ સત્ય વાતને દબાવી દેવા પૈસાના જોરે ઘણા પ્રયત્નો થાય છે પણ સત્ય કદાપી છુપાવી શકાતું નથી. પાપોને ઢાંકવા તેના કરતા પાપોને અટકવવાના પ્રયત્નો કરવા તે જ શાસનની સાચી સેવા છે.

આપની આ અંગેની ગમે તેવી માન્યતા હોય તે માટે મારે સલાહ આપવી નથી. પણ ટ્રસ્ટ સાર્વજનિક છે અને ટ્રસ્ટીઓ તેના બંધારણના રક્ષક છે, બંધારણ મુજબ વહિવટ કરવા બધાયેલા છે, તેથી કોઈની અંગત માન્યતા કામ આવે નહી. માટે વિનંતીપૂર્વક લખુ છું કે હવે શ્રી આચાર્યશ્રીનો અભિપ્રાય લેવો તે બંધા-રણની વિરૂદ્ધ થઈ જાય છે. જેઓ શાસ્ત્ર અને સિદ્ધાંતને વફાદર ન હોય તેનો વિશ્વાસ રાખી શકાય નહીં.

દેવગુરુની આજ્ઞા ન માને તે સાધુ નથી, તે આપોઆપ સંઘ બહાર થઈ જાય છે તેમ શ્રી આચાર્યશ્રીએ શાસ્ત્ર દષ્ટિએ કહેલ. તે સત્ય હકીકત છે એટલે આપ

શાસ્ત્રને વફાદાર રહી, દેવગુરુની આજ્ઞા માનનારા જ સુસાધુ છે અને તેઓ જ આ સ્થાનમાં રહી શકે તેવી બંધારણમાં જોગવાઇ છે, છતાં તેનો ભંગ કરી અસંયમીઓ, આજ્ઞાભંજકો આ સંસ્થામાં આવે છે તો તેને અટકાવવાની આપની ધાર્મિક દષ્ટિએ નૈતિક ફરજ છે. તેમ જ દેવગુરુની આજ્ઞા માનનારા ચારિત્ર સંપન્ન આરાધક સાધુ–સાધ્વીજીને પધારવા વિનંતી કરવી જોઈએ. આશા છે કે આપ બંધારણને જ વફાદાર રહી સંસ્થાનું ગૌરવ વધારશો. એ જ વિનંતી.

**લિ. સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન.**

તા. ૨૫-૧૨-૯૪

# સત્ય નક્કી કરી શાસનને બચાવો

સિદ્ધાંતને મુકવો તેના કરતાં ઝેર ખાઈને મરવું સારું તેમ કહેનારા શ્રી ગચ્છાધિપતિને જ સિદ્ધાંતનો નાશ કરવો તે જ તેમનો સિધ્ધાંત છે તે બુધ્ધિશાળી, વિવેકી અને ધર્મના હાર્દને પામેલા સારી રીતે ઓળખી શકશે.

> સિદ્ધાંતરક્ષાના નામે સંઘથી જુદા ધર્મસ્થાનો ઊભા કરાવ્યા તે, ભગવાનનો શુદ્ધ માર્ગ સાચવવા માટે નહિ પણ સાચી સાધુતા સહેલાઈથી નષ્ટ કરવા માટેની રાજરમત હતી તે ખુલ્લુ થઈ ગયેલ છે.

દેવગુરુની આજ્ઞા માનવી નથી અને મનાવવા જેવું જીવન નથી તેઓને શ્રી ગચ્છાધિપતિ બનવાનો કોઈ શાસ્ત્રકારે અધિકાર આપેલ નથી. તેથી તેઓનું સ્થાન ધર્મસ્થાનમાં હોય નહિ. આની ગંભીરતા નહિ સમજીએ તો ઈરાદાપૂર્વક ચારિત્રરૂપી ધર્મનો નાશ કરવામાં સહાયક થશું.

> ધર્મસ્થાનોમાં સુંદર આરાધના કરવા માટે ધર્માત્માઓએ લાખો રૂપિયા આપ્યા છે તે સ્થાનોમાં વેષધારી દેવગુરુના આજ્ઞાભંજક અને વ્રતભંજકોને સ્થાન આપી અસંયમ પોષવા સહાય કરીશું તો દાતાઓનો વિશ્વાસઘાત કર્યો ગણાય કે કેમ તે આપે નક્કી કરવાનું છે.

શ્રી શ્વે. મૂર્તિપૂજક તપગચ્છ સકલ સંઘની પવિત્ર સેવામાં, શ્રી અમદાવાદ.

વિનંતીપૂર્વક જણાવવાનું કે શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબને સંયમરક્ષા માટે ચાર-ચાર વરસથી વિનંતી કરી: ભૂતકાળ ભૂલી જઈને હજુ છેલ્લી અવસ્થામાં સંઘનું હિત કરીને જાવ. પણ તેઓશ્રીએ શાસનના હિતની વાત અસંયમના પાપે ધ્યાનમાં લીધી નહિ. તેથી સંઘના આગેવાનો તથા આરાધક પૂજ્ય મહાત્માઓને વિનંતીઓ કરી. પણ શ્રી આચાર્યશ્રીનું પાપાનુબંધી પુન્ય એટલું જોરદાર કે સાધુઓના સંયમ અને શુદ્ધ આચારોને ટકાવવા માટે કોઈ કાંઈ કરી શક્યા નહિ. તેથી હવે આપની સમક્ષ એક સંઘસેવક તરીકે ન્યાય માગું છું.

શ્રી ગચ્છાધિપતિ વ્રતભંજક છે, સંયમનાશક છે, સાધુઓના આચારોના નાશક છે, દેવગુરુના આજ્ઞાભંજક છે, મહા મિથ્યાત્વી છે, ઉત્સૂત્ર ભાષી છે. છતાં સંઘમાં મહાપુરુષ કહેવરાવે છે, તેથી સંઘના મહા વિશ્વાસઘાતી છે. અનેક આત્માઓને દીક્ષાઓ આપી સાધુતાથી ભ્રષ્ટ કરી જીવન બરબાદ કરેલ છે. આ સત્ય હકીકત શાસ્ત્રથી તેઓના પ્રવચનથી તેઓના જીવન-વહેવારથી હું ચોક્કસપણે નક્કી કરી શક્યો છું કે તેઓશ્રી જૈન સાધુ નથી. તેમાં હું ખોટો ઠરું તો મને સખ્તમાં સખ્ત શિક્ષા કરવાનો આપને સંપૂર્ણ અધિકાર છે. તે શિક્ષાથી મને શુદ્ધ કરી મારું આત્મકલ્યાણ કરવું તે આપનો મહાન ધર્મ છે. અને મારી સત્ય હકીકત સાબીત થાય તો શ્રી ગચ્છાધિપતિ જૈન સાધુ નથી તેથી શાસનપક્ષનું હિત કરી શકે નહિ તેમ જાહેર કરવું જોઈએ. જેથી સંઘ તેમની માયાવી વાતોથી ફસાય નહિ. તે માટે કુગુરુના ફંદામાંથી શાસનપક્ષને બચાવવો તે આપની નૈતિક ફરજ છે

અર્થ અને કામને સંપૂર્ણ છોડીને દીક્ષા લીધી છે, છતાં સાધુ થઈને અર્થ અને કામનો ભોગવટો કરે તે જૈન સાધુ નથી પણ સંઘનો કટ્ટર શત્રુ છે. આ શાસ્ત્રીય વાતને ધ્યાનમાં રાખીને ન્યાય કરશો તો જ સાચો ન્યાય કરી ભગવાનના શાસનને બચાવી શકશો.

ફરી ફરી વિનતી કરું છું કે સાધુઓને સંયમમાં સ્થિર કરી સારી આરાધના કરતાં કરવા હોય તો દેવગુરુની આજ્ઞાપાલન સાથે પૂ૦ આચાર્ય ભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબે કરેલ ૧૧ કલમનું સખ્ત પાલન કરાવશો તો જ સાચી સાધુતા ટકશે. નહિતર સાધ્વીજી તથા મા-બહેન-દિકરીના પવિત્ર જીવન જોખમમાં મુકાશે, અર્થ અને કામના ગુલામો સાધુવેષ લઈ શાસનને લૂંટી લેશે અને આરાધક મહાત્માઓને ત્રાસ આપી ધર્મસ્થાનોનો કબજો લઈ ધર્માત્માઓને આંસુ પડાવશે. આવા દિવસો ન જોવા હોય તો જાગૃત બનવું પડશે જ.

આપ ધર્મની રક્ષા કરવા માટે જાગૃત ન થઈ કોઈ પ્રયત્ન નહિ કરો તો હું મારા પ્રયત્નો ચાલુ રાખીશ; અને તેમાં એક દિવસ એવો આવશે કે આપને ઉપેક્ષા કર્યાનો મહાન પશ્ચાતાપ થશે. એ જ વિનંતી.

**લિ સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન.**

તા. ૩૧-૮-૮૪

# વ્યક્તિ કરતાં શાસન મહાન છે

રાગીવ્યક્તિ પ્રમાણિક રહી સત્યનો પક્ષપાતી બને જ નહિ. તે શાસન અને સંઘનું હિત કરી શકે જ નહિ.

શાસનપ્રેમી ધર્માત્માઓ ! વિચારો અને સંયમની રક્ષા કરો. શ્રી ગચ્છાધિપતિને દેવગુરુની આજ્ઞા પાળતા કરવા તે જ તેઓશ્રીની સાચી ભક્તિ છે.

ભૂલોને ભૂલ તરીકે સ્વીકારી અને ફરી ભૂલો ન કરવાનો નિર્ણય ભગવાનના શાસનના સાધુ, આચાર્ય કે ગચ્છાધિપતિ જ કરી શકે. ભૂલો કરવી, તેને છુપાવવી અને બીજા ઉપર ઓઢાડવાની કળા જે રાજદ્વારી નેતા જેવા બની જાય તેમાં આવે છે. તેઓ વેષ બદલી જુદા જુદા અભિનયો કરી સંસારનું નાટક સારુ ભજવી શકે છે. ભગવાનનો સાચો સાધુ આવું કદી કરે જ નહિ.

શ્રી ગચ્છાધિપતિએ કહેલ કે શાસ્ત્ર-સિદ્ધાંતને મૂકવો તેના કરતાં ઝેર ખાઈને મરી જવું વધારે સારું. તેઓશ્રીના વચન ઉપર વિશ્વાસ રાખી શાસન ખાતર ભોગ આપનારાઓને કલ્પનામાં પણ ન આવે કે શ્રી આચાર્યશ્રી પોતે જ સાચી સાધુતાનો નાશ કરવા દેવ-ગુરુની આજ્ઞા ભાંગી સાધુના શુઆચારોનો નાશ કરી અસંયમને પોષશે. તેઓશ્રીના દેખાડવાના અને ચાવવાના દાંત જુદા હતા, તે ખબર પડવાથી લાગ્યું કે પાણીમાંથી અગ્નિ પ્રગટયો છે અને વાડે જ ચીભડા ગળવા માંડયા છે.

દેવ-ગુરુની આજ્ઞાભંગ એટલે મહાવ્રતોનો ભંગ; ભંગ એટલે શુદ્ધ સાધુના આચારનો નાશ; શુદ્ધ સાધુના આચારનો નાશ એટલે સાચી સાધુતાનો નાશ; અને સાચી સાધુતાનો નાશ એટલે જૈન શાસનનો નાશ... જૈન ધર્મનો નાશ. તેને અટકાવવા જેને જેને જે શક્તિ મળી હોય તેનો ઉપયોગ કરવો જોઇએ, તેમાં સકળ સંઘનું કલ્યાણ છે. આ વાત ઘેર-ઘેર પહોંચતી કરવી તે શુદ્ધ ધર્મના રાગીઓની નૈતિક ફરજ છે.

શાસનને બચાવવા, સાધુઓના સંયમની રક્ષા કરવા, સાધ્વીજીના શિયળની રક્ષા કરવા, મા-બેન-દીકરીઓને ધર્મસ્થાનમાં નિર્ભય રાખવા અને ધર્મસ્થાનોને પવિત્ર રાખવા માટે સાચો શાસ્ત્રીય ઉપાય દેવ-ગુરુની આજ્ઞાપાલન સાથે નિયમોનું કડક પાલન.

નોંધ : સંયમરક્ષા કરવામાં મારામાં કોઈ ભૂલ દેખાય તો બતાવવા કૃપા કરશો, આપનો મહાન ઉપકાર માનીશ.

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે રસગારવ ઋદ્ધિગારવ અને સાતાગારવ ભોગવી સાધુઓના આચારનો નાશ કરનારની સદ્‌ગતિ થતી નથી.

પુણ્યશાળીઓ! ધર્મના મહાન સ્થંભ ગણાતા આરાધક ભાઈઓ! વિચારો, વિવેકરૂપી ચક્ષુ ખોલી સાચો ધર્મ ક્યાં છે તે તપાસો.

શ્રી ધર્મશાળાના ટ્રસ્ટીભાઈઓ તથા ચાતુર્માસ કરવા પધારેલ ભાઈઓને નમ્ર વિનતી... ...

## વાંચો અને વિચારો

ચારિત્રસંપન્ન મહાત્માઓ સિવાય કોઈ કાળે જૈન શાસન ટક્યું નથી અને ટકવાનું નથી. તેથી દેવગુરૂની આજ્ઞા માનનારા ચારિત્રસંપન્ન મહાપુરુષો તથા આરાધક ભાઈઓએ જાગૃત બનવું જ પડશે, નહિતર સંઘ લૂટાઈ જશે.

જૈન શાસનની સાચી પ્રભાવના સાધુઓના સુંદર પવિત્ર ચારિત્ર્યના પ્રભાવથી જ થાય છે. પૈસાના જોરથી સાધુતાને મારી નાખનારાથી શાસનપ્રભાવના થતી નથી, પણ આજ્ઞાભંજકોની પ્રભાવના થાય છે. તેથી સંઘનું અહિત થાય છે.

દીક્ષા લીધા પછી પૂ. સાધુ હોય આચાર્ય હેય કે ગચ્છાધિપતિ હોય, જે દિનપ્રતિદિન જ્ઞાની બની યોગ્યતા પ્રમાણે પદવીઓ ધારણ કરે છે તેઓ જ શ્રીસંઘને મહાન આશીર્વાદરૂપ બને છે; અને જેઓ દીક્ષા લીધા પછી જ્ઞાની મટી જઈ વિદ્વાન બની પદવીઓ લે છે તે મહા શાપરૂપ બને છે, તેમ જ્ઞાની ભગવંતો કહે છે. વિદ્વાનો ધર્મની વાતો કરી ધંધો સારો ચલાવી શકે છે, લોકોને આકર્ષી શકે છે; તેના બદલામાં પાંચેય ઇન્દ્રીયોના વિષયોનો ભોગવટો કરવામાં જ જીવનની સિદ્ધિ માને છે. અનિત્ય ભાવનાની વાતો કરનારા પોતે નિત્ય રહેવાના હોય તેવી રીતે જીવન જીવે છે; અને જ્યારે મહા વિદ્વાનો બને છે ત્યારે પ્રતિષ્ઠા વધારવાની લાલસાએ કાવાદાવા, ખટપટ આદિ કાર્યો કરી માયા–દંભનો આશરો લઈ બાહ્ય પ્રવૃતિમાં જ રત રહે છે, અને આલોકના સુખમાં જે કોઈ વિઘ્નરૂપ બને તેને નામશેષ કરવા શક્તિનો ઉપયોગ કરવો તે જ તેઓશ્રીનું મુખ્ય કાર્ય હોય છે. પૂર્વધરો જ્ઞાનીમાંથી વિદ્વાન બન્યા એટલે નિગોદમાં જ્યાં નારકી કરતાં અનંતી વેદના છે ત્યાં ચાલ્યા ગયા, તે સમજવા છતાં તેઓ આલોકના સુખમાં લલચાણા તેનું પરિણામ છે, તે શાસ્ત્રની વાતો ભૂલી જાય છે. જ્યારે જ્ઞાની ભગવંતો અનંત કાળને નજર સમક્ષ રાખી તેમાંથી છૂટવા અને મુક્તિએ જવા તેઓને બધું અનિત્ય લાગે છે. અને તેથી પાંચેય ઈન્દ્રીયોના વિષય ઝેર જેવા લાગે છે. શરીર પણ મારું નથી, તે બાળવાનું લાકડું છે તેને પોલીશ કરવાનું હોય નહિ તેમ માની અંતર્મુખ બની પ્રાણાંતે મહાવ્રતોને પાળવા ઉદ્યમશીલ બને છે અને પરમાત્મા બનવા સતત

જાગૃત હોય છે. તેઓને આલોકના માનપાન બોજારૂપ લાગે છે. માષતુષ-મહાત્મા બે શબ્દો શીખવામાં ભૂલી જતા હતા. તે વિદ્વાન નહોતા પણ મહા જ્ઞાની હતા માટે તે જ ભવમાં મુક્તિએ ગયા. આ જ્ઞાનીભગવંતોની વાતોને વિચારીશું તો જ સાચા ધર્મની ઓળખ કરી કલ્યાણ સાધી શકીશું.

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે એક અધમ માણસ આઠ માસના ગર્ભવાળી એવી એક લાખ સ્ત્રીની હત્યા કરે એટલે કે બે લાખ જીવોની હત્યા કરે તેના કરતાં સાધુ સ્ત્રી સાથે સંભોગ કરે તેને નવગણું પાપ લાગે અને અધમ સાધુ સાધ્વીજી સાથે એક વખત મૈથુન સેવે તો હજારગણું પાપ લાગે. બીજી વખત સેવે તો એક કરોડ ગણું પાપ લાગે અને ત્રીજી વખત સેવે તો બોધિબીજનો નાશ થાય તેમ કહેલ છે. આવા પાપાત્માઓને પાપથી પાછા વાળવા અને ધર્મમાં સ્થિર કરવા તે જ સાચા આરાધકોની ફરજ છે. અને જેઓ આવા ભયંકર પાપોને ઢાંકવામાં સહાયક થાય છે તેને કેટલું પાપ લાગે તે જ્ઞાની જાણે. આવા ભયંકર પાપોથી બચાવવા માટે દેવગુરુની આજ્ઞા પળાવવી તે જ શાસ્ત્રીય સાચો ઉપાય છે.

ખુદ ભગવંતોએ મહાવ્રત પાળવા જે પ્રતિજ્ઞા લીધી તેવી જ પ્રતિજ્ઞા મહાવ્રતો પાળવા માટે હાલ આપવામાં આવે છે, તેમાં જરાય છૂટછાટ મૂકી નથી. આ કાળના હિસાબે સાધુપણું પાળવા માટે દેવગુરુની આજ્ઞા પાળવા સાથે નિયમો–અષ્ટ પ્રવચન માતાનું જતન : ઈર્યા સમિતિ ભાષા સમિતિ, એષણા સમિતિ, આદાન ભંડમત નિક્ષેપણા સમિતિ પારિષ્ઠાપનિકાય સમિતિ એ પાંચ સમિતિ અને મનોગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિ તથા નવ વાડોનું પાલન–નક્કી કરેલ છે.

૧. સ્ત્રી, પશુ નપુંસક થકી રહિત એવા સ્થાનમાં રહેવું.

૨. સ્ત્રી સાથે સરાગપણે કથા–વાર્તા કરે નહિ.

૩. સ્ત્રી બેઠી હોય તે આસન ઉપર બે ઘડી સુધી પુરુષ બેસે નહિ અને પુરુષ બેઠો હોય તે આસને સ્ત્રી ત્રણ પહોર સુધી બેસે નહિ.

૪. સ્ત્રીના અંગોપાંગ સરાગપણે જોવા નહિ.

૫. જ્યાં સ્ત્રી–પુરુષ સૂતાં હોય તથા કામક્રીડા વિશે વાતો કરતાં હોય ત્યારે ભીંત પ્રમુખ અંતરે રહે નહિ.

૬. પૂર્વે સ્ત્રી સાથે ભોગવેલા ભોગસુખ સંભારે નહિ.

૭. સરસ સ્નિગ્ધ આહાર કરે નહિ કેમ કે તેથી વિકાર જાગે.

૮. નિરસ એવો આહાર પણ અધિક લે નહિ.

૯. શરીરની શોભાવિભુષણા ન કરે.

સંયમરક્ષા માટે આ ભયંકર કાળને નજર સમક્ષ રાખી સાધુના આત્મિક કલ્યાણ માટે કામવાસના એટલી ભયંકર છે કે તેને નાથવા માટે, તેના કારણોથી દૂર રહેવા માટે, પરમ પૂ૦ આ૦ ભ૦ વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબે અગિયાર કલમનું બંધારણ કરેલ છે. તેને સખત રીતે પાળવા–પળાવવાનું વચન આપેલ છે.

(૧) સામાન્ય સંજોગોમાં સાધ્વીજી અથવા શ્રાવિકાએ વ્યાખ્યાનના સમય સિવાય સાધુની વસ્તીમાં આવવું નહિ. એ માટે વ્યાખ્યાન આદિ પ્રસંગે નિષેધ કરવો અને શક્ય પ્રબંધ કરાવવો. અસાધારણ સંજોગોમાં દા. ત. બહારગામથી કોઈ આવ્યા હોય અથવા આપણે નવા ગામમાં ગયા હોઈએ અને ત્યાં કોઈ આવે તો એકાદ દિવસ વંદન પુરતા આવી જાય તો રોકવા નહિ. જોગની ક્રિયાઓમાં પણ સાધ્વીજીએ બનતા સુધી શ્રાવિકાને સાથે લઈને આવવું. તેમજ શ્રાવિકાએ ઉપધાનની ક્રિયા પ્રસંગે પુરુષને સાથે લઈને આવવું. સાધુના અકસ્માત બિમારી જેવા પ્રસંગમાં નિષેધ કરવો નહિ.

(૨) સાધ્વીજી પાસે સાધુઓએ કંઈ પણ કામ કરાવવું નહીં. સાધુઓએ પોતાના કામો દા. ત. પાત્રા રંગવા, સાંધવા વગેરે શીખી લેવા. જ્યાં સુધી ન શીખાય ત્યાં સુધી ઓધા–ઠવણી જેવા અશકય કામો મુખ્ય સ્પર્ધકપતિએ સ્થાનિક પ્રૌઢ શ્રાવિકા દ્વારા સાધ્વીઓ પાસે કરાવી લેવા, પણ સાધુઓએ સાધ્વીના સંપર્કમાં આવવું નહિ.

(૩) સાધ્વીને કંઈ કામ હોય તો સાધ્વી સાધુને ન કહે પરંતુ પરંપરાએ પ્રૌઢ શ્રાવિકા અને શ્રાવક દ્વારા મુખ્ય સાધુને કહેવરાવે. એ પદ્ધતિ જાળવવી. કોઈ તાત્કાલિક અકસ્માત આદિ કાર્ય આવી પડયું હોય તો પૂછી લેવાય.

(૪) સાધુઓએ જોઈતી વસ્તુ માટે ટુકડીના વડીલને કહેવું. વડીલ તેની સગવડ કરી આપે

(૫) સામાન્ય સંજોગોમાં ૧૫ દિવસ પહેલાં કાપ કાઢવો નહિ, સિવાય લૂણાં, ઝોલી, એળિયાં જેવાં કપડાં.

(૬) રેશમી કામળી, દશી, મુહપત્તી વગેરે વાપરવી નહિ.

(૭) દેશના વ્યવહારપ્રધાન આપવી અને વ્યવહારમાં પ્રાણ પૂરવા માટે ભાવ સમજાવવો.

(૮) એક સ્પર્ધકપતિની ટુકડીનો સાધુ બીજા સ્પર્ધકપતિની ટુકડીમાં ગચ્છાધિપતિ તથા જેની નિશ્રામાં હોય તેની આજ્ઞા સિવાય રહી શકે નહિ.

(૯) માઈકમાં બોલવું નહિ.

(૧૦) ફોટા પડાવવા નહિ.

(૧૧) પોતાનું કે પોતાના વડીલના નામનું જ્ઞાનમંદિર પોતે ઊભું કરવું નહિ. તેમજ શ્રાવકો દ્વારા ઊભા કરાતા જ્ઞાનમંદિર આદિમાં પોતાનું વર્ચસ્વ રાખવું નહિ.

ઉપરની આજ્ઞાઓ પાળવા માટે જ સાધુપણું લેવાનું વિધાન છે અને તેને માટે જ તપ, અભ્યાસ આદિ કરવાના છે. આજ્ઞાના ભોગે કોઈ કાર્ય કરવાનું ફરમાવેલ નથી. માટે તે આજ્ઞા પાળવા—પળાવવા માટેની જવાબદારી શ્રી ગચ્છાધિપતિની છે.

તે ફરજ તેઓ ન બજાવે તો–સાચી સાધુતાના મહાન શત્રુ છે, તેમ જ્ઞાની ભગવંતો કહે છે. સો વર્ષનો ડોસો હોય અને નેવું વર્ષની ડોશી હોય તેના સહવાસમાં રહેવું નહિ. તેમજ ભર્તુહરિએ કહેલ છે કે કાણો કૂતરો હોય, આખા શરીરે ખસ થઈ હોય, શરીર ઉપરના વાળ ઊતરી ગયા હોય, પૂંછડી અર્ધી કપાઈ ગઈ હોય અને સર્વત્ર હડધૂત થતો હોય આવો કૂતરો કૂતરીને દેખીને પાછળ પડે છે. આવી ભયંકર કામવાસનાને સંપૂર્ણ કાબુમાં રાખવાની જ્ઞાનીઓની યોજનાને નષ્ટ કરી નાખી. શ્રી આચાર્યશ્રી જ્ઞાની બન્યા હોત તો સાધુઓમાં પવિત્રતા ઘણી વધી જાત અને સંઘનું ભાવી ઘણું ઊજળું હોત.

હજુ સંઘનું અને ધર્મના આરાધકોનું સદ્દભાગ્ય છે કે શાસનપક્ષમાં ભગવાનની આજ્ઞાને વફાદાર ચારિત્ર્યસંપન્ન પૂ૦ સાધુ–સાધ્વીજી મહારાજો છે તેઓશ્રી પૂર્વની આરાધનાના બળે સુંદર આરાધના કરી રહ્યા છે. અત્યારના વાતાવરણથી તેઓ ઘણા દુઃખી છે. સંઘના આગેવાન ભાઈઓ દીર્ઘદષ્ટિ વાપરી, સંઘના કલ્યાણ ખાતર, તેઓશ્રીને સહાયક બન્યા હોત તો આજ્ઞાભંજકો આટલા વધત નહિ. હજુ સાચી સાધુતાનો ખપ હોય તો આજ્ઞાભંજકોને ધર્મમાં સ્થિર કરવા અગર તેઓની માયાજાળમાંથી છૂટવું તે જ સાચો ઉપાય છે

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ. સાહેબે કહેલ છે કે પૂ. આ. ભ. હેમચંદ્રસૂરીશ્વરજી તથા પૂ. ઉપાધ્યાયજી મ. સા. જેવા સમર્થ બાલદીક્ષાના પ્રભાવે જ થયા હતા. તેઓશ્રીના વચન ઉપર વિશ્વાસ રાખી અનેક પુન્યશાલીઓએ પોતાના વહાલસોયા બાળકોને આત્મકલ્યાણ કરવા તેમજ શાસન ઉદ્યોત માટે શ્રી આચાર્યશ્રીના ચરણે ધર્યા. તેમાંથી એક પણ પ્રતિભાસંપન્ન, શાસનરાગી, શુદ્ધ સંયમના આરાધક, સિદ્ધાંતને વફાદાર બાલસાધુની શ્રીસંઘને ભેટ આપી નથી. બાલદીક્ષા માટે માથા ફોડાવ્યા. લાખો રૂપિયા શાસનરક્ષા માટે ખરચ્યા. તેના પરિણામને વિચારવાની શક્તિ તેઓશ્રીએ નષ્ટ કરી નાખી, અને અનેક મા–બાપોનો તથા સંઘનો મહાન

વિશ્વાસઘાત કર્યો છે. આ અપરાધ સામાન્ય નથી, તે ઇતિહાસકારો નોંધ લીધા વિના રહેશે નહિ. શ્રી આચાર્યશ્રી ખરેખર જ્ઞાની બન્યા હોત તો આજે ઘણા બલસાધુઓ શાસનપક્ષ ઉપર સુવર્ણકળશ ચડાવી અનેક આત્માઓને મુક્તિ માર્ગે ચડાવી શકત. સંઘનું કમભાગ્ય કે આ પ્રસંગો જોવા ને મળ્યા, કારણ કે શ્રી આચાર્યશ્રી વિદ્વાન બની ગયા હતા.

શ્રી આચાર્યશ્રી પાસે ઘણી દીક્ષાઓ થઇ તેનું કારણ તેઓશ્રી પાસે દેવગુરુની આજ્ઞા-પાલન માટે બંધન ન હતું, આશ્રવના માર્ગો ખુલ્લા હતા અને સંવર નિર્જરા માટે કોઈ વ્યવસ્થા ન હતી. તેથી જ મોટા ભાગના ઓઘો લઈને અંતરથી નાચ્યા નહોતા. તેઓશ્રીએ નચાવ્યા તેમ નાચ્યા હતા. ખરેખર અંતરથી નાચ્યા હોત તો આજ્ઞા-પાલનમાં અનેરો ઉત્સાહ હોત. સંસાર છોડવાની વાતો કરી અનેકોના સંસાર વધારી દીધા છે. આ સત્ય હકીકત, સંઘના હિત ખાતર, આગેવાન ભાઈઓએ વિચારી હોત તો ધર્મના નામે આવી અરાજકતા કરી શકત નહિ અને સંખ્યા ગણાવવા માટે આવી દીક્ષાઓ કરી શકત નહિ. દીક્ષા જેવી મહાન પવિત્ર ચીજની પ્રતિષ્ઠા ઘટાડી નાખી તેનું કારણ જ્ઞાની નહોતા, માટે જ સંયમની ખુમારી રાખી શક્યા નહિ.

અત્યાર સુધીના ઈતિહાસમાં કોઈ આચાર્ય કે ગચ્છાધિપતિએ સંયમના આરા-ધકને અન્યાય કરી, ત્રાસ આપી, અસંયમીઓને ફુલાવ્યાનો એક પણ દાખલો જોવા કે સાંભળવા મળ્યો નથી, તે આચાર્યશ્રીએ કરી બતાવ્યું. શાસનપક્ષ આજે ધણી-ધોરી વગરનો બની ગયો તેનો લાભ લઈ પ્રતિષ્ઠા જાળવી શક્યા, પણ ચારિત્ર્યના પ્રેમી ધર્મી આગેવાન ભાઈઓએ ઊંડા ઊતરી તપાસ કરી હોત તો ખાત્રી થાત કે અહીંયા ધર્મના નામે ઘણી પોલ પડી ગઈ છે. આજે સત્ય હકીકતને ભલે મારી નાખી પણ ઈતિહાસકારો આ કાળા કૃત્યને કદી ભૂલશે નહિ.

જગતમાં કોઈ સંસ્થા એવી નથી કે સંસ્થાના નિયમને ન માને તે સંસ્થામાં રહી શકે. જૈન શાસનની પવિત્ર સંસ્થામાં આજે છડેચોક દેવગુરુની આજ્ઞા ભાંગનારા ગચ્છાધિપતિ બને, તેમની પાસેથી સાચા ધર્મની આશા રાખવી તે રેતીમાંથી તેલ કાઢવા જેવું છે.

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ. સાહેબે શ્રી હસ્તગિરિજીનું ટ્રસ્ટ સિદ્ધાંત વિરૂદ્ધનું છે તેમ કહેલ તે ટ્રસ્ટ ન સુધરે ત્યાં સુધી કોઈએ તેમાં પૈસો આપવો નહિ તેવો લેખિત પત્ર મારી પાસે છે, અને કહેલ કે જો ટ્રસ્ટ નહિ સુધરે તો અંજનશલાકા–પ્રતિષ્ઠા કરાવીશ નહિ. તેઓશ્રીના વચન ઉપર વિશ્વાસ રાખી, ભાઈશ્રી કાંતિલાલ ઝવેરીને દુઃખ લાગવા છતાં, ટ્રસ્ટ સુધારવા પ્રયત્નો કર્યા. તેઓ ટ્રસ્ટ સુધરાવી શક્યા નહિ. શ્રી હસ્તગિરિનું ટ્રસ્ટ અને તેનો ઉદ્ધાર જે રીતે

થયો છે તેવી રીતે સામા પક્ષે કર્યો હોત તો સિદ્ધાંતના નામે, તીર્થરક્ષાના નામે, શ્રીમંતોના પૈસાના જોરે આખા સંઘમાં દાવાનળ ફેલાવ્યો હોત અને ભદ્રિક લોકો પાસે પેટ્રોલ છંટાવી આગને બુઝાવી દીધી ન હોત. તીર્થરક્ષા માટે તેઓશ્રી ઉપર વિશ્વાસ રાખી જેઓએ તન–મન–ધનથી ભોગ આપ્યો હતો તેઓનો વિશ્વાસઘાત કરી અંજનશલાકા–પ્રતિષ્ઠા કરાવીને ધર્મી માણસોના માથા કાપ્યા છે. જો તેઓશ્રી ખરેખર જ્ઞાની હોત તો આવા ભયંકર પાપો કદી કરી શકત નહીં.

શ્રી આચાર્યશ્રીએ સાચી તિથિની પક્કડ રાખી તેટલી પક્કડ સાચુ પ્રતિક્રમણ કરવા–કરાવવાની રાખી હોત તો સંઘનું ભાવિ ઘણુ ઉજળું હોત અને ચોથા આરાના દર્શન થાત. પણ વિદ્વાનો સાચું પ્રતિક્રમણ કરી–કરાવી શકે નહિ તેએ ને પાપો ઢાંકવા ઘર્ષણો ચાલુ રાખવા જ પડે. સિદ્ધાંતરક્ષાની સાચી ભાવના હોય તેઓ કદી દેવગુરુની આજ્ઞાઓ ભાંગે નહિ.

જ્યાં દેવગુરુની આજ્ઞાપાલનનું બંધન ન હોય, અસંયમીઓને વાંદવાનું બંધ ન હોય, સાધુઓના આચારોનું પાલન ન હોય, શિયળરક્ષાની ખાતરી ન હોય તેઓ પાસે દીક્ષા કરવા, કરાવવી અને સહકાર આપવો તે ઇરાદાપૂર્વક ઝેર ખાવા જેવું છે. શાસનની ચિંતા હોય અને આપણા સંતાનોના જીવન આજ્ઞાભંજકો પાસે મોકલી બગાડવા ન હોય તો વિચાર કરવા વિનંતી છે.

શાસનરક્ષાના નામે નવા નવા પ્રશ્નો ઊભા કરી સંઘમાં કલુષિત વાતાવરણ ઊભું થાય તે પહેલાં શાસન પક્ષના ગીતાર્થ ચારિત્ર્યસંપન્ન મહાત્માઓની સલાહ લઈ વિચારણા કરવી કે આ કાર્ય સકલ સંઘના હિતમાં છે કે કેમ? તે નક્કી થાય તો જ કાર્યમાં મદદ કરવા વિનંતી છે. સંઘને છિન્નભિન્ન કરવાનું પાપ જેવું તેવું નથી. શાસનપક્ષમાં સિદ્ધાંતના નામે કલેશો કરાવ્યા તે વ્યાજબી હતા કે ગેરવ્યાજબી તે ગીતાર્થ ભગવંતોની સલાહ લીધી હોત તો સત્ય સમજી શકાત. શ્રી આચાર્યશ્રીએ દેવ–ગુરુની આજ્ઞા ભાંગી છે માટે હવે વિશ્વાસપાત્ર ગણાય નહિ.

પૂ૦ આ૦ ભ૦ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મ૦ સાહેબે પોતાના શિષ્ય પૂ૦ આ૦ શ્રી રામચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ને આજ્ઞા કરેલ કે બાલચંદ્રને આચાર્યપદવી આપવી નહિ. અજયપાળે સત્તાના જોરે બાલચંદ્રને આચાર્ય પદવી આપવા હુકમ કર્યો. તે હુકમને તાબે નહિ થતાં, ગુરુની આજ્ઞાપાલન ખાતર અને સંઘના કલ્યાણ ખાતર, પૂ૦ આ૦ શ્રી રામચંદ્રસૂરીશ્વરજી મહારાજ તેલની ધગધગતી કડાઈમાં તળાઈ ગયા. આવા ઉત્તમ મહાપુરુષો શાસનરક્ષક–સિદ્ધાંતરક્ષક બની શકે છે અને તેઓશ્રીના નામ શાસ્ત્રના પાને સુવર્ણ અક્ષરે લખાય છે. ત્યારે શ્રી આચાર્યશ્રીએ દેવ–ગુરુની આજ્ઞા ભાંગી, અસંયમને પોષ્યો. મહાવ્રતો સહેલાઈથી ભંગાય તેવો માર્ગ ખુલ્લો મૂકયો.

સંયમીઓને ત્રાસ આપ્યા. સાધુઓના સુંદર આચારોનો નાશ કર્યો. શાસનપક્ષના વડીલોની પ્રતિષ્ઠાને ખતમ કરી. શાસનનાશક બન્યા. શ્રી આચાર્યશ્રી સંસારી તુચ્છ સુખ ખતર જ્ઞાની ન બની શક્યા, તેથી જ ભવાન્તરનો તિરષ્કાર ન કરી શક્યા, તે મહા દુઃખનો વિષય છે.

શ્રી આચાર્યશ્રીએ સાધર્મિક ભક્તિ કેમ થાય અને આરાધક આત્માઓ પોતાના જ દ્રવ્યથી ધર્મના કાર્યો કરે, જેઓ લાલચ આપી ધર્મ કરાવે તે ભક્તિ નથી પણ સાધર્મિકનું અપમાન છે, તેવું કહ્યું. એવું કહેનારાની જ નિશ્રામાં શાસકોને માંગણી કરવી પડે કે–મારે તમારે ત્યાં જમવા આવવું છે માટે પાસ આપો. મહા પવિત્ર ભૂમિમાં ચાતુર્માસ કરવા જવાનું જિંદગીમાં ભાગ્યે જ બને છે ત્યારે સ્વદ્રવ્યથી આરાધના કરવાની વિધિને જીવંત રાખી હોત તો આરાધકોને દાન–ધર્મનો મહાન લાભ મળત અને સાધ્વીજીને નિર્દોષ આહાર–પાણી મળત. પણ છેલ્લે છેલ્લે, પોલું વધારે વાગે છે તે દેખાડવાનો ઈરાદો ન હોત તો વિધિનું પાલન જરૂર થઇ શકત. પોલાને નક્કર કરવા આજ્ઞારૂપી બળની જરૂર છે. એકલા પૈસાથી પોલ વધે છે.

શ્રી આચાર્યના કાર્યને સંભારું છું ત્યારે મહા દુઃખી થઈ લોહીના આંસુ પડે છે. મારી વેદના કહીને તમોને લોહીના આંસુ પડાવવા નથી.

શ્રી આચાર્યશ્રીએ શાસ્ત્રદૃષ્ટિએ કહેલ છે કે—

દેવગુરુની આજ્ઞા ભાંગે તે સાધુ નથી.

અસયમીઓને વંદન કરે તે અનંત સંસારી છે.

સુગુરુને કુગુરુ કહે અને કુગુરુને સુગુરુ કહે તેમાં મહા મિથ્યાદૃષ્ટિ છે.

અષ્ટ પ્રવચન માતાને મારી નાખે તેને સાધુપણાનો ખપ નથી.

નવ વાડોનુ પાલન ન કરે તેમાં સાધુપણું ટકે નહિ.

ભગવાનની આજ્ઞા ન માને તે હાડકાનો ઢગલો છે. ગમે તેટલી મોટી સંખ્યામાં હોય, તે સંઘ નથી પણ ટોળું છે

ભગવાનની આજ્ઞા માનનાર એક સાધુ, એક સાધ્વીજી, એક શ્રાવક, એક શ્રાવિકા હોય તે જ સાચો સંઘ છે.

કુગુરુ–અસંયમીઓને જગતમાં ન ઓળખાવે તે સંઘનો વિશ્વાસઘાતી છે.

દીક્ષા આપ્યા પછી તેના ગુરુ તેનો આત્મિક વિકાસ ન કરાવે અને તેનો સંસાર વધારે તે કસાઈ કરતાં ભૂંડો છે.

ગૃહસ્થના પૈસા મહા આરંભ–મહા પરિગ્રહના પાપથી પેદા થયેલા છે. તે પૈસાનો

સાધુ દુરૂપયોગ કરે તો મરીને ભરૂચના પાડા થાય.

સાધુ વિના કારણે આધાકર્મી આહાર વાપરે તે વિષ્ઠા જેવો છે.

અસંયમી હોય છતાં મહાસંયમી કહેવડાવે તે સંઘનો મહાન લૂંટારો છે.

શાસનરક્ષા તથા સંયમરક્ષા કરવી તેમાં જ મનુષ્યભવની સાચી સાર્થકતા છે. તેમાં સત્ય વાતો કરવી પડે તેને નિંદા નથી કીધી પણ શાસનસેવા કહી છે.

ભગવાનના સિદ્ધાંતો મૂકી દેવા પડે તેના કરતાં ઝેર ખાઈને મરી જવું વધારે સારું.

રસગારવ, ઋદ્ધિગારવ, સાતાગારવમાં રહી સાધુના આચારનો નાશ કરે તેને સાધુતાનો ખપ નથી.

સાધુ પુણ્યનો ભોગવટો કરે તો પાપ જ બંધાય; અને શ્રાવકો તે પુણ્ય ભોગવે, તેના વખાણ કરે તે સાધુતાનો શત્રુ છે.

મારાપણામાં સાધુપણું ના દેખાય તો મને છોડી દેવો. તેમાં જ ધર્મની સાચી સમજણ આવી ગણાય. (આવું બીજું ઘણું કહેલ છે.)

ઉપરની વાતો શ્રી આચાર્યશ્રીના મુખે ઘણી વખત સાંભળી છે. તેમના કર્યને અને જીવનને ઉપરની વાતો સાથે કોઈ મેળ ખાય તેમ છે? તે વાતો બીજાને ઉતારી પાડવા કરી હતી કે અમલ કરવા કરી હતી તે વિચારવા ખાસ વિનંતી છે.

શાસનપક્ષની શાસ્ત્ર–સિદ્ધાંત અને સાધુઓનું સુંદર સંયમ સચવાય તે માટે જ, દરેક નિયમો પાળવા માટે જ, સ્થાપના થઈ હતી. તેની રક્ષા કરવા માટે શ્રી ગચ્છાધિપતિ બંધાયેલા છે. પણ, બોડી બામણીનું ખેતર હોય તેમ છડેચોક મહાવ્રતો ભાંગે અને, અનેક આત્માઓનો વિશ્વાસભંગ કરી, મહાવ્રતો ભાંગવાનો માર્ગ ખુલ્લો કરી આપે તેને ધર્મ કહેવો હોય તો શાસનપક્ષનું નામ બદલી નાખવું જોઈએ, જેથી જેને સાચો ધર્મ કરવો હોય તે ઠગાય નહિ. ચારિત્ર્યસંપન્ન આરાધક આત્માઓ શાસન ખાતર નામ બદલવા ન દે તો શ્રી આચાર્યશ્રીએ જુદો આજ્ઞાભંજકનો પક્ષ સ્થાપવો જોઈએ, જેથી તેઓશ્રીને કોઈ કહી શકે નહિ. શાસનપક્ષમાં રહેવું હશે તો પૂ. સાધુ–સાધ્વીજી તથા બેન–દીકરીની સંયમરક્ષાની ખાતરી માટે, દેવગુરુના આજ્ઞાપાલન માટે, નિયમોનું પાલન કરવું જ પડશે.

દરેકને કયો ધર્મ કરવો, કોની પાસે કેવો ધર્મ કરવો તેમાં સૌ સ્વતંત્ર છે.

ભગવાનની આજ્ઞા ભાંગનારાઓને મહાપુરુષો માની સેનાથી જોખે તેમાં તેઓને સંપૂર્ણ અધિકાર છે. રજનીશ પાસે ઘણા શ્રીમંતો, વિદ્વાનો, ભણેલા, હોશિયાર, સમાજમાં પ્રતિષ્ઠા મેળવનારાઓ ધર્મ માનીને જાય છે અને કરોડો રૂપિયા ખર્ચે છે. આ કાળમાં ધર્મની વાતો કરી અધર્મ કરાવનારા ધૂતારાઓ પાકવાના, તેમ ખુદ ભગવાન ભાખી ગયા છે. પરલોકનો ડર ચાલ્યો જાય અને આ ભવના સુખોની લાલસા જાગે ત્યારે ધર્મના નામે શું શું ન કરે તે કહી શકાય નહિ. દરેક પાપો ધર્મના નામે જ થાય છે. બકરીઈદ કરનારા ધર્મના નામે જ કતલ કરે છે. માટે હે બુદ્ધિશાળી ભાઈઓ, પુણ્યશાળીઓ અને આરાધક મહાત્માઓ ! ખૂબ વિચારો અને ભગવાનના શાસનને બચાવો. તેમાં જ સાચી સાર્થકતા છે. આંખો મીચીને ધર્મ કરીશું તો લૂંટાઈ જશું.

શ્રી આચાર્યશ્રીને સંયમરક્ષા માટે ચાર ચાર વર્ષથી વિનંતી કરી કે વિહારમાં સાધ્વીજીઓ તથા બ્હેનો જે સાથે રાખે છે, ધર્મસ્થાનોમાં મર્યાદા બહારનો વ્યવહાર થાય છે, સાધ્વીજીઓના શિયળ ભંગ થાય છે. તેવાઓને ઉત્તમ ખાનદાન કુટુંબમાંથી આવેલા ચારિત્ર્યસંપન્ન સાધુ-સાધ્વીજી મહારાજ વંદન કરે છે. પવિત્ર મહાત્માઓના વંદન લઈને શી ગતિ તેઓની થશે તે તો જ્ઞાની જ જાણે પણ પવિત્ર જૈન શાસનની આ સ્થિતિ જોઈને આઘાતનો કોઈ પાર રહેતો નથી. સંયમરક્ષા જેવો બીજો મોટો ધર્મ નથી તેમ માની એકલા વિનંતી પત્રોથી હવે કામ ના થાય માટે તપની આરાધના કરવા નિર્ણય કર્યો. તેથી છઠ્ઠને પારણે એકાસણું કરી ૨૭૦ છટ્ઠ કર્યા, અટ્ઠમને પારણે એકાસણું કરી ૨૦ અટ્ઠમ કર્યા, ઉપવાસને પારણે એકાસણું કરી ૬૦ ઉપવાસ કર્યા, ૫૨ આયંબિલ કર્યા અને હાલ અષાઢ સુદ ૧ થી છટ્ઠને પારણે એકાસણું કરી છઠ ચાલે છે * આગેવાન ભાઈઓને ખૂબ વિનંતી કરી કે ઊંડા ઊતરો. શાસનપક્ષમાં મોટી પોલ પડતી જાય છે. ધર્મ પ્રાણ વિનાનું મડદું થતું જાય છે. સાચી સાધુતા ટકાવવાની ઘણી જરૂર છે. તે સત્ય સમજવા જેટલી તૈયારી નહિ હોવાથી લાગ્યું કે હવે આ ભયંકર પાપો જોવા કરતાં મારા જીવનનો ભોગ આપવાથી જ આવા પાપો અટકશે તેમ માની શ્રી આચાર્યશ્રીને જણાવેલ કે આસો વદ ૧ ના આત્મવિલોપન કરી જિંદગી પૂરી કરીશ. પણ, પાછળથી વિચાર આવ્યો કે શ્રી આચાર્યશ્રી મારા પગલાથી ખાતરી આપે પણ અગિયાર કલમ પાળવામાં વચનભંગ કર્યો તેમ પાછળથી વચનભંગ થાય તો મારો ભોગ નિષ્ફળ જાય–તે હેતુથી તેઓશ્રીને લખી નાખેલ કે મારો નિર્ણય બંધ રાખેલ છે. હવે આપની પાસે સંયમરક્ષાની આશા રાખવી નકામી

---

* આ છટ્ઠ શરીરની પ્રતિકુળતાના કારણે છટ્ઠને પારણે એકાસણું કરી ૩૦ છટ્ઠ પૂરા કરેલ છે

છે માટે આપની સાથેની પ્રવૃત્તિ તદ્દન બંધ કરું છું. હવે જ્યાં જ્યાં શાસનને બચાવવાની શક્તિ પડી હશે ત્યાં પ્રયાસ કરી સત્ય હકીકતથી સંઘને જાગૃત કરીશ. તેમાં મારા માટે ભયસ્થાનો ઘણા છે. વસ્તુથી અજ્ઞાન લોકો, વ્યક્તિરાગથી અંધ બનેલા, પૈસાના કાર્યથી ધર્મ માનનારા, ચારિત્ર્યની કિંમત નહિ આંકનારા તરફથી તિરસ્કાર, ગાળો પુષ્કળ સાંભળવા મળશે તે હું સારી રીતે સમજું છું પણ સંયમ રક્ષા માટે તેને ગૌણ માનું છું.

આપ અમો ભૂતકાળ ભૂલી જઈ શાસનપક્ષના કલ્યાણ ખાતર, સાધુ મહાત્માઓના શુદ્ધ સયમ ખાતર, સંઘના હિત ખાતર મારા કાર્યમાં સહાયક થશો તો આપનો મહાન ઉપકાર માનીશ

જે સંઘના નાયક મહાજ્ઞાની હોય તે સંઘનું ભાવી ઘણું ઊજળુ હોય છે

જેના આગેવાન અંધ હોય તેનું કટક કુવામાં પડે છે તે કહેવત ઉપર વિચારવા વિનતી છે

શાસન પક્ષમાં જેઓનું આજ્ઞારૂપી અને સંયમરૂપી મૂળ સડી ગયું હોય તેમાંથી ચારિત્ર્યરૂપી સુવાસ કદી પ્રાપ્ત થાય નહિ અને તેમાંથી સારુ ફળ કદાપિ પ્રાપ્ત થાય નહિ. તેઓશ્રીના ભરોસે સાધ્વીજીએ ને તથા બહેન–દીકરીઓને ધર્મના બહાના નીચે મોકલવા તે સયમના ઘાત માટે જ થવાનું.

ફરી ફરીને એક જ વિનંતી કરું છું કે કૃપા કરી પુણ્યથી મળેલી લક્ષ્મીનો ઉપયોગ શુદ્ધ સંયમની વૃદ્ધિમાં કરશો. આપનાથી કદાચ સંયમરક્ષા ન થઈ શકે પણ સંયમનાશ તથા સાધુના આચારનાશમાં સહાયક થઈ સંઘનું અહિત ન કરો તેવી આશા રાખુ તે વધારે પડતી નથી.

શ્રી આચાર્યશ્રીને આજ્ઞાભંગ કરવાનો, અધર્મને ધર્મ કહેવાનો અને ઊંચા સ્થાને બેસીને અન્યાય કરવાનો કર્મસત્તા પાસેથી પરવાનો મળ્યો હોય તો હું મહાન ગુનેગાર ગણાઉં ને આપ જે શિક્ષા કરશો તે આનંદપૂર્વક ભોગવીશ. પરંતુ તેઓશ્રીને પરવાનો ન મળ્યો હોય તો ભગવાનની આજ્ઞાને જીવંત રાખવા પ્રયત્ન કરવો તેમાં જ દરેકનું કલ્યાણ છે.

શ્રી સંવત્સરી પ્રતિક્રમણ કરી સર્વ જીવો પ્રત્યે જાણતાં–અજાણતાં જે દોષો લાગ્યા હોય તેને અંતઃકરણ પૂર્વક ખમાવેલ છે વિશેષ શાસનના કાર્ય કરવા માટે અત્યાર સુધીમાં સત્ય વાત કરતાં જાણતાં અજાણતાં જે કોઈને મનદુઃખ થયુ હોય તેઓને અંતઃકરણ પૂર્વક ખમવું છું. સકળ સંઘ મને ક્ષમા આપશોજી આપે

મહા તીર્થભૂમિમાં સંવત્સરી પ્રતિક્રમણ કરેલ છે તો શાસનને ટકાવવા સત્યને પડખે રહેવાનો નિર્ણય કરેલ હશે.

શ્રી સિદ્ધગિરિજી મહાતીર્થમાં ચાતુર્માસ કરવા પધારેલા છો તો શ્રી આચાર્યશ્રી વૃદ્ધાવસ્થામાં સુંદર આરાધના થાય તે માટે નિવૃત્તિ લઈ, કરેલી ભૂલોનો એકરાર કરી, શાસ્ત્ર મુજબનો પ્રાયશ્ચિત લઈ, સકળ સંઘને અંતઃકરણપૂર્વક ખમાવી એકાંતે આત્મસાધનામાં લાગી જાય તેવા પ્રયત્નો કરવાં તેમાં દરેકનું કલ્યાણ છે અને તેમાં જ આપનું ચાતુર્માસ સફળ યાદગાર બની રહેશે. એ જ વિનંતી.

**લિ. સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન**

તા. ૨૬-૯-૮૪

# નૈતિક ફરજ....ઉત્તમ ધર્મ : સંયમરક્ષા

જ્ઞાનસારમાં જ્ઞાની ભગવંતો કહે છે કે :–

જેમ ડુક્કર વિષ્ટામાં મગ્ન થાય છે તેમ અજ્ઞાની અજ્ઞાનમાં મગ્ન થાય છે.

જેમ હંસ માનસરોવરમાં નિમગ્ન છે તેમ જ્ઞાનીપુરુષો જ્ઞાનમા નિમગ્ન થય છે.

ભગવાન સુધર્માસ્વામિની પાટ ભગવાનના શાસનની રક્ષા કરનારાઓ માટે, મહા પુણ્યશાળીઓએ હજારો રૂપિયા ખર્ચી, ચંદરવા પુઠિયા બંધાવી બનાવી–તે પાટ ઉપર બેસીને આજે ધર્મના બહાના નીચે દેવ–ગુરૂની આજ્ઞા છડેચોક ભાંગનારાઓ, સુસાધુના આચારોનો નાશ કરી, ધર્મનું ખૂન કરે છે અને ભગવાનની પાટને બેવફા બને છે. આ સત્ય વાત શાસનપક્ષના ત્યાગી મહાસંયમી સુસાધુ મહાત્માઓ તથા મહાધર્મી આરાધક શ્રાવકોએ વ્યક્તિરાગમાં નહિ ફસાતા શાસનરક્ષા માટે આ કલંકને અટકાવવા માટે પ્રયત્ન કરવો તે દરેકની નૈતિક ફરજ છે.

શાસનરક્ષા, સિદ્ધાંતરક્ષા, તીર્થરક્ષા, સંયમરક્ષા માટે મરી ફીટવાની વાતો કરનારા જાગો અને ભગવાનના માર્ગને ટકાવવા સંયમરક્ષા કરવી તે જ ઉત્તમ ધર્મ છે.

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે :–

દેવ–ગુરૂની આજ્ઞા ભાંગે તે સાધુ નથી. જેને આજ્ઞા બંધનરૂપ લાગે તેઓ સ્વચ્છંદાચારી છે. તેઓ સાધુના આચારોનો નાશ કરવામાં નિષ્ઠુર પરિણામવાળા બની જાય છે. તેથી મહાસતીઓ તથા બહેન–દીકરીઓના જીવન તેઓની પાસે ભયરૂપ બને છે. તેમજ જાતિય સંબંધો ભોગવવામાં કુચેષ્ઠા કરી જીવનને બરબાદ કરનારા સુસાધુ મટી જાયછે. તે આપોઆપ સંઘ બહાર થઈ જાય છે. તેઓને સુગુરૂ માની વંદન–પૂજન–ભક્તિ કરે કે તેમની પ્રતિષ્ઠા વધારવામાં સહાયક થાય તે અનંત સંસારી થાય છે અને સંઘનો મહાન વિશ્વાસઘાતી બને છે. તેમજ સાધ્વીજીના શિયળભંગ કરનારા મહા અધમાધમ–નરાધમ–પાપાત્માઓ સાધુવેષમાં હોવાથી તેને માટે જે કાંઇ કરવું પડે તે અનુકંપા બુદ્ધિથી થાય, તે શાસ્રદષ્ટિએ સત્ય વાત છે છતાં તેની પાકી ખાતરી કરવા, સિદ્ધાંતને મૂકવો તેના કરતાં ઝેર ખાઇને મરવું તે સારું તેવું કહેનારા શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ. સા ને પૂછશો કે ગીતાર્થને પાપ કરવાની છૂટ નથી પણ પાપથી બચાવવાની છૂટ છે. આમાં કોઇને અપવાદ તરીકે પાપ કરવાનો કર્મસત્તાએ છૂટ આપી છે?

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ. સાહેબે મહાપવિત્ર તીર્થભૂમિમાં દેવગુરૂની આજ્ઞા ભાંગી, અનેકો પાસે ભંગાવી, સાધુઓના આચારનો નાશ કરાવેલ છે. તો તેઓશ્રીને ભગવાનના માર્ગનો નાશ કરતા અટકાવી છેલ્લી અવસ્થાએ તેમના આત્માની ચિંતા કરનાર શાસનપક્ષમાં છે કોઇ તેઓશ્રીના હિતચિંતકો ?

શ્રી ધર્મશાળાના ટ્રસ્ટી ભાઇઓ તથા ચાતુર્માસ આરાધના કરવા પધારેલા ભાઈઓની પવિત્ર સેવામાં... શ્રી પાલીતાણા.

વિ. વિ. પૂર્વક શ્રી સિદ્ધગિરિ મહાતીર્થમાં ચાતુર્માસ માટે પધારેલા જે ભાઈ બહેનોએ ભગવાનની આજ્ઞાને હૃદયમાં રાખીને શકિત મુજબ આરાધના કરી તેઓને તથા પૂ. સાધુ ભગવંતો તથા પૂ. સાધ્વીજી મહારાજો જેઓએ દેવગુરૂની આજ્ઞાને જીવંત રાખીને તપ, ત્યાગ, સ્વાધ્યાય આદિ સુંદર આરાધના કરી જીવનને મહાન સાર્થક કરેલ છે તેઓશ્રીને અમારા ક્રોડ ક્રોડવાર વંદના છે.

શ્રી સિદ્ધગિરિજી ઉપર અનંતા આત્માઓ ભગવાનની આજ્ઞા મુજબની આરાધના કરી મુકિતપદને તથા સદ્દગતિને પામ્યા છે, તે જ ગિરિરાજની પવિત્ર છાયામાં શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરિજી મ. છેલ્લી વૃદ્ધાવસ્થાએ ૪૦૦ સાધુ-સાધ્વીજીને સાથે રાખીને મહાજ્ઞાની બનવા ઉત્કૃષ્ટ કોટીની આરાધના કરશે, તેથી કરેલ ભૂલોનુ પ્રાયશ્ચિત કરી જીવનને સાર્થક કરી શાસનપક્ષનું ગૌરવ વધારશે અને દેવગુરૂની આજ્ઞાને ફરી જીવંત કરી સંયમની રક્ષા કરી સાધુઓના સુંદર આચારોનું પાલન કરી-કરાવી અનેક આત્માઓની સદ્દગતિ સુલભ બનાવી દેશે અને છેલ્લું ચાતુર્માસ જૈન સંઘમાં યાદગાર તરીકે રહી જશે અને આદર્શ સાધુઓના દર્શન સુલભ બનાવી અપૂર્વ સેવા કરી શ્રીસંઘનું ઋણ અદા કરશે તથા તેઓશ્રીએ કહેલ કે તીર્થો બગડતા જાય છે તો તીર્થોની આશાતના ટાળવા ભગવાનની આજ્ઞાને નજર સમક્ષ રાખી દરેક કાર્યો દેવગુરૂની આજ્ઞા મુજબ કરશે અને કરાવશે પણ તે આશા ઠગારી નીવડી. સંયમયાત્રા સાચીને જ તીર્થયાત્રા કરવાની છે, તે ભગવાનની આજ્ઞાને મારી નાખી અને અત્યાર સુધીના દંભ અપકૃત્યોને ઢાંકવા માટે તીર્થભૂમિનો ઉપયોગ કરી પ્રતિષ્ઠા વધારવા શ્રીમંતોના પૈસાના જોરથી અનેક લોકોને ખરીદી લીધા અને સાધુ સાધ્વીજીને ગોચરીની વ્યવસ્થાને નષ્ટ કરાવીને પ્રચાર તરીકે સાથે રાખ્યા. અને અનેક જીવોની હિંસા કરી-કરાવીને પેપરો દ્વારા ટી. વી., ફિલ્મ, ફોટાઓ આદિ મોટી મોટી જાહેરાતો દ્વારા પ્રયત્નો થયા. આ બધા કાર્યો સાધુ માટે કલંકરૂપ છે અને સાધુતાના નાશ માટે છે તેમ કહેનારા શ્રી આચાર્યશ્રીએ તે જ સાધનોનો ઉપયોગ કરી-કરાવી ફોતરા ખાંડવા પડયા છે. કારણ કે સંયમનું બળ ખલાસ થઇ ગયું છે તેને પ્રતાપ છે.

કૃત્રિમ પ્રતિષ્ઠા મેળવેલી લાંબો ટાઈમ ટકતી નથી. શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે મેરૂપર્વત જેટલું સોનાનું દાન કરે પણ સાધુના શુદ્ધ જીવનની તોલે આવે નહિ. આથી સ્પષ્ટ સમજાય છે કે પૈસાથી ખરીદાયેલી પ્રતિષ્ઠામાં પાપાનુબંધી પુણ્યનું જોર હોય છે ત્યાં સુધી ટકે છે. શ્રી આચાર્યશ્રી જ્ઞાની નહિ હોવાથી શાસ્ત્રોની વાતોનો ઉપયોગ તેઓશ્રી માટે કરતા નથી કારણ કે પરલોકનો ભય ચાલ્યો ગયો છે. સાચા આરાધક મહાત્માઓને પ્રતિષ્ઠાની કદી કિંમત હોતી નથી, છતાં હજારો વર્ષ થયા તે પૂજ્ય મહાત્માઓ સંઘના હૃદયમાંથી ભૂલાતા નથી અને ભૂલાશે પણ નહિ. તેથી અનેક મહાપુરુષો તથા મહાસતીઓના નામ દરરોજ તેઓશ્રીના નામસ્મરણથી જીવનને ધન્ય બનાવે છે. પૂ૦ મહાત્મા સ્થુલીભદ્રજી જેવું જીવન તથા પૂ૦ મહાત્મા મેતારજ મુનિએ એક જીવને બચાવવા પોતાની જાનનો ભોગ આપ્યો તેવાં અનેક મહાત્માઓના નામ અમર બની ગયા છે. સુંદર આરાધના જ અમર બનાવી શકે છે. કૃત્રિમ પ્રતિષ્ઠા મેળવવા પૈસાના સાધનોનો ઉપયોગ અધઃપતન કરનાર છે. ઇતિહાસકારો લખશે કે શ્રી આચાર્યશ્રી મહા વિદ્વાન હતા તેથી શાસ્ત્રનો ઉપયોગ સંસાર વધારવામાં કર્યો છે અને દેવ-ગુરૂની આજ્ઞા ભાંગી સાધુઓના આચારનો નાશ કરી સાચી સાધુતાને નષ્ટ કરવા છતાં અજ્ઞાન લોકોમાં મહાત્મા કહેવરાવાની ઘેલછાએ શાસનનું મહાન અહિત કરેલ છે. આ વાતને ગમે તેટલી ઢાંકવામાં આવે પણ સત્ય હકીકત છુપાવી શકાતી નથી. તેથી મેળવેલી ગમે તેવી પ્રતિષ્ઠા ખલાસ થઈ જવાની. હજી બગડેલ વાતને સુધારી લેવાની તક હાથમાં છે. તો શાસનપક્ષના હિત ખાતર, તેઓશ્રીના આત્મકલ્યાણ ખાતર, સાધુ-સાધ્વીના જીવન ખાતર, દેવગુરૂની આજ્ઞાનું પાલન, અષ્ટ પ્રવચન માતાનું જતન, નવ વાડોનું પાલન અને તેને વધારે મજબુત કરવા પૂ૦ આ૦ભ૦શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબે કરેલ અગિયાર કલમના બંધારણનું પાલન તેમજ અસંયમીઓને વંદન બંધ કરાવવાનો શ્રેષ્ઠ ઉપાય કરશો તો જ સંયમરક્ષાની પ્રતિષ્ઠા ટકી શકશે અને આપનું ચાતુર્માસ સફળ થયું ગણાશે અને તેમાં વાપરેલ લક્ષ્મી સાર્થક થશે.

શ્રી આચાર્યશ્રી અનિત્ય અશુચિ સંસાર આદિ બાર ભાવના અને મૈત્રી આદિ ચાર ભાવના સમજાવે છે ત્યારે આખી સભાને વિચારતા કરી દે છે. પરંતુ તેઓ જ્ઞાની નહિ હોવાથી પોતાની જાત માટે કદી વિચાર કર્યો નહિ. આટલા ઊંચા સ્થાને બેઠા પછી મોહરાજાએ જબ્બરજસ્ત ફટકો માર્યો છે. મહા દુઃખની વાત એ છે કે મોટી સંખ્યામાં સાધુ-સાધ્વી તથા હજારો ભક્તો હોવા છતાં કોઈએ તેમની આત્મિકચિંતા ન કરી અને સાચી સલાહ ન આપી. આ એક કર્મની વિચિત્રતા જ કહેવાય. ધર્મ કાળો કરાવ્યો, શુદ્ધ કરાવ્યો નહિ, તેનું પરિણામ છે.

જે ભાઈઓએ વ્યક્તિરાગથી અંધ બની, સિદ્ધક્ષેત્રની પવિત્ર ભૂમિમાં પણ, દેવ-ગુરુની આજ્ઞા ભાંગવામાં, સાધુઓના આચારોનો નાશ કરવામાં અને અસંયમી જીવન જીવવામાં સહાય કરી છે તેમણે શાસનનો દ્રોહ કરી સંઘનું મહાન અહિત કર્યું છે કે કેમ ? તે ત્યાગી-સંયમના રાગી-પાપભીરુ ગીતાર્થ ભગવંતોને પૂછો, જેઓ ધર્મના અજ્ઞાન લોકોની પ્રશંસાથી કદી ફુલાઈ નહિ.

શાસનપક્ષ ધણીધોરી વગરનો અનાથ બની ગયો છે. ત્યાગી-સંયમી મહાત્માઓ મૌન રહી દુઃખ અનુભવી રહ્યા છે. તેથી બોડીબામણીનું ખેતર લૂંટાય તેવી રીતે, છડેચોક લાજમર્યાદા મૂકી, વિહારમાં તથા ધર્મસ્થાનોમાં સાધ્વીજીઓ તથા બહેનો ભગવાનની આજ્ઞાનો ભંગ કરી મનસ્વી રીતે વર્તે છે. અરાજકતાનો કોઈ પાર નથી. તેના કડવા પરિણામ જોવા છતાં કોઈનું લોહી ઉકળતું નથી. ભગવાનનું શાસન અત્યારથી જ નષ્ટ કરી નાખવું ન હોય તો શાસનના સાચા રાગી મરદે બહાર આવો અને સાચી સાધુતાના સંઘને દર્શન કરાવો.

સંપૂર્ણ અહિંસક જીવન જીવવા માટે ઓઘો પ્રતિક છે. તે પ્રતિકનો ઘાત કરી ઘેર હિંસા કરનારા અને કરાવનારા, પાંચે ઈન્દ્રિયોના વિષયમાં ગુલામ અને સંયમ માટે સત્વહિન બનેલા, ધર્મની વાતો કરી અજ્ઞાન લોકોને ફસાવી સ્વાર્થ સાધના સાધુવેશમાં રહેલા, પોતાના આત્માનું કલ્યાણ નથી કરી શકતા. તે ભગવાનના માર્ગના રક્ષાની વાતો કરી શકશે પણ રક્ષા નહિ કરી શકે. સંયમરક્ષા માટે સર્વસ્વને ભોગ આપનારા ત્યાગી સાધુઓ જ ભગવાનના માર્ગની રક્ષા કરી શકશે.

શ્રી આચાર્યશ્રીની છેલ્લે છેલ્લે કાંઈ ભવિતવ્યતા સારી હોય અને સદ્‌બુદ્ધિ સૂઝે તો જ આ ઊંચુ સ્થાન સાર્થક કરી શકશે. એ જ વિનંતી.

લિ. સંઘસેવક
દીપચંદ વખતચંદના વંદન

# વાંચો, વિચારો અને શાસન બચાવો

શ્રી ગચ્છાધિપતિ કે આચાર્ય કે સાધુ પુણ્યથી મળેલી સામગ્રીનો ભગવાનની આજ્ઞા ભાંગીને દુરૂપયોગ કરે, તેની નિયમા દુર્ગતિ જ થાય. આ વાત ઘણી વખત કહેનારાએ જ, દુર્ગતિમાં જવા માટેના માર્ગો ખુલ્લા કરી, સાધુઓને સંયમભ્રષ્ટ બનાવી, સંઘની કુસેવા કરી જે પાપો બાંધ્યા છે તે પાપોથી બચાવવા–સાધુઓના દુર્ગતિમાં જવાના કારણો બંધ કરી, સાધુ મહાત્માઓના શુદ્ધ જીવન જીવવામાં સહાયક બની અપૂર્વ સેવા કરવી તે જ સાચો ધર્મ પામવાનું લક્ષણ છે; અને સાધુઓને સંયમભ્રષ્ટ કરવામાં સહાયક બનવું તે અધમ માણસોનું કામ છે, તેમ જ્ઞાની ભગવંતો કહે છે.

શાસનપક્ષના આરાધકોને નમ્ર વિનંતી...

વિ. વિ. સાથે જણાવવાનું કે—

શાસનપક્ષે સિદ્ધાંત ખાતર લાખો રૂપિયા ખરચ્યા. ધર્મ ખાતર ઘરેઘરમાં આગો સળગી. છતાં તેની પરવા કર્યા વગર આરાધક આત્માઓ સાચો ધર્મ કરવા માટે સકળ સંઘથી જુદા પડયા. આજે તે શાસનપક્ષના ગચ્છાધિપતિ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ. સા. છે તેઓશ્રીએ પ્રવચનમાં સંયમરક્ષા, સાધુઓના સુંદર આચાર પાલન માટે તેમજ દેવગુરૂની આજ્ઞાપાલન માટે શાસ્ત્રીય ઉપદેશ આપેલ છે. તે સાંભળનારાઓએ યાદ રાખેલ હોત તો મોટા ભાગના સાધુ–સાધ્વી મ૦ સાહેબ સાચી સાધુતાને મારી નાખવાની હદ સુધી જઈ સાધુતાને કલંક લગાડી શકત નહિ મહા દુઃખની વાત એ છે કે દેવગુરુની આજ્ઞા માનવા અને સિદ્ધાંતનું રક્ષણ કરવાની પ્રેરણા કરનાર શ્રી ગચ્છાધિપતિનો જ તેનો નાશ કરવામાં મુખ્ય ફાળો છે, તેમાં કોઈ પુરાવાની જરૂર નથી. વિવેકરૂપી ચક્ષુ જેનામાં છે તે નજરે જોઈ શકે કે સાચી સાધુતાનો નાશ કેવો થઈ રહ્યો છે?

શાસનપક્ષના ગચ્છાધિપતિ કે આચાર્યોની ફરજ જે શાસ્ત્રકાર ભગવંતોએ સ્પષ્ટ કહેલ છે કે દેવગુરુની આજ્ઞાને વફાદાર, સંયમરક્ષા કરનાર, શાસન માટે સર્વસ્વનો ભોગ આપનાર અને સંયમી હોય તે જ ગચ્છ કે સમુદાયને સાચો ધર્મ પમાડી શકે અને પોતાની નિશ્રાએ આવેલાની સદ્‌ગતિ કરાવી શકે; અને જેનામાં પોતાના આત્મકલ્યાણની ચિંતા ન હોય તેમ જ શાસનનું અને સાધુઓનું હિત

હૈયે ન હોય તેઓ આવા જવાબદારીવાળા સ્થાન ઉપર રહેનારા શ્રી જૈનાચાર્યો નથી પણ સંઘના ભયંકર શત્રુઓ છે. શ્રી ગચ્છાધિપતિને સંયમરક્ષા માટે, ચાર ચાર વર્ષ થયા, ખૂબ ખૂબ વિનંતીઓ કરી. સાચો સંયમનો રાગ અને શાસનનું હિત હૈયે હોત તો દેવગુરુની આજ્ઞા સખત રીતે પાલતા કરી શકત. પરંતુ શાસન-પક્ષનું કમનસીબ કે ભગવાનનું સાધુપણું પાળવા માટે સત્વહીન બની ગયેલ, તેનું પરિણામ છે. ભગવાનનો માર્ગ ટકાવવા માટે સાધુઓનું સંયમ જ મુખ્ય છે. તેને ગૌણ માની શ્રીમંતોના પૈસાના બળ ઉપર સાચી સાધુતાને મારી નાખીને અજ્ઞાન લોકોમાં કૃતિમ ધર્મની છાયા ઊભી કરી શાસનને મહાન નુકશાન કર્યું છે. તેના કડવા ફળ શ્રીસંઘને નજરે જોવા મળ્યા છે. આવા ભયંકર કાળમાં કામવાસનાને કાબુમાં રાખવા અને સાચી સાધુતાને ટકાવવા નવ વાડોનું પાલન અને તેને વધારે મજબુત કરતા પૂ. આ૦ ભ૦ વિજયપ્રેમસૂરીશ્વરજી મ. સાહેબે ૧૧ કલમો પાળવા માટેની કરેલી સુંદર વ્યવસ્થાને શ્રી ગચ્છાધિપતિએ પાળવા–પળાવવાની નૈતિક જવાબદારી અદા કરી હોત તો આજે સાધુતાનું જે લીલામ થઈ રહ્યું છે તે જોવા મળત નહિ.

શાસનપક્ષમાં દેવગુરુની આજ્ઞા નહિ માનવાથી, નિષ્ઠુર પરિણામ થઈ જવાથી, હિંસક બની વ્રતોને ભાંગી નાખી, વિહારોમાં સાધ્વીજી તથા બહેનો સાથે રાખી, ધર્મસ્થાનોમાં પણ મર્યાદાને તોડી નાખી સાધુઓના આચારોને નષ્ટ કરવા અને રસોડા સાથે રાખી ભગવાનના શાસનની વિહારની ઉત્તમ વ્યવસ્થાને મારી નાખી, બાવાની જમાત જેવો દેખાવ કરીને, ભગવાનના માર્ગનો નાશ કરવામાં શ્રી ગચ્છાધિપતિએ, તુચ્છ સગવડ અને સુખ ખાતર, શાસ્ત્રના નિયમોનું પાલન નહિ કરી શકવાથી તેઓએ શાસનપક્ષ અને વડીલોની પ્રતિષ્ઠાને નષ્ટ કરી નાખવાથી અને ઘણાઓએ; તેઓશ્રીનું અનુકરણ કર્યું તેથી આખો સંસાર ઘરબારી જેવો થવા લાગ્યો છે. અહિંસક જીવન જીવવા માટે હાથમાં ઓઘો રાખેલ તેનો દ્રોહ કરી, હિંસક બની, વેષમાં જ સાધુપણું રાખી, જીવનમાં સાધુપણાનો નાશ કરી, ભગવા-નના સાધુ કહેવરાવી, શાસનને કીડાની માફક ફોલી નાખી, સંઘના મહા વિશ્વાસઘાતી બની અનેક આત્માઓના જીવન બરબાદ કરેલ છે. તેથી ઉત્તમ આરાધક મહાત્માઓ તથા આરાધક શ્રાવકો શાસનપક્ષની આ સ્થિતિ જોઈને મહા દુ:ખી છે. આ સ્થિતિને અટકાવવા માટે શ્રી સકલ સંઘ જાગૃત બને તો જ આ ભયંકર રોગને અટકાવી શકાશે. અને તે માટે ગામોગામના આરાધક ભાઈઓ દ્વારા શ્રી આચાર્યશ્રી ને વિનતીપત્રો લખવામાં આવશે તો શ્રી ગચ્છાધિપતિ સાધુતાના નાશના કલંકથી બચી જશે.

આપને સચી સધુતાનો પ્રેમ હોય, શાસન પ્રત્યે અપૂર્વ રાગ હોય, પૂ. સાધ્વીજીના શિયળની ચિંતા હોય, ધર્મસ્થાનોમાં બહેન-દીકરીઓ નિર્ભય રીતે જઈ શકે તે જોવાની તીવ્ર ઇચ્છા હોય અને સાધુઓના આત્મકલ્યાણ ખાતર, સકલ સંઘના હિત ખાતર સાધુઓનું જીવન નિષ્કલંક બને તેવી અંતરની શુભ ભાવના હોય તો જ પત્રો લખી શાસનની સેવા કરવા વિનંતી છે. જેને સાધુતા નષ્ટ કરવામાં ધર્મ લાગતો હોય તેને મારે વિનંતી કરવી નથી.

દેવગુરુની આજ્ઞાનું પાલન, અષ્ટ પ્રવચન માતાનું જતન, નવ વાડોનું પાલન તેમજ ૧૧ કલમના અમલ સાથે નિયમોનું કડક પાલન અને તેને સારી રીતે પાળવા અસંયમીઓ સાથેનો વ્યવહાર સદંતર બંધ કરવાથી જ જૈન ધર્મ ટકવાનો છે.

શ્રીમંતોના પૈસાના જોરથી, કાળાબજારનો ધર્મ ફૂગાવાની માફક વધવાથી, સાચો ધર્મ મારી નાખેલ છે. તેને છુપાવવા માટેની યોજનાઓ થાય છે આ સત્ય હકીકત આરાધકો સમજશે તો જ સાચી સાધુતાના દર્શન થશે.

વ્યક્તિરાગના અંધાપામાં અને વાણીના વિલાસમાં અંજાય નહિ જનારાઓને વિનંતી છે કે શ્રી આચાર્યશ્રી વિજયહિમાંશુસૂરીશ્વરજી મ. સા. શાસન ખાતર પોતાની જીંદગીને હોડમાં મૂકી રહ્યા છે. તે સત્ય સમજવા આરાધક આત્માઓ ધર્મરક્ષા ખાતર વિચાર કરી તેના ઉપાયો કરશો તો જ શાસનપક્ષનું નામ સાર્થક થશે...

૧૧ કલમોની એક એક-કલમ ઉપર વિચાર કરો કે સંયમરક્ષા માટે પૂ આ૦ભગવંતશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબે વિજાતીયના સંબંધ સદંતર બંધ રાખવાની જે પ્રતિજ્ઞા કરાવી હતી, તે પ્રતિજ્ઞાને તોડી નાખનારા આ૦ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ સાધુઓનું સુંદર જીવન જીવવા માટે કદી સહાયક થઈ શકે નહિ, પણ ચિત્રભાનુને સારા કહેવરાવી શકશે. દેવગુરુની આજ્ઞા ભાંગનારા સાધુ નથી, તેમ કહેનારાએ આજ્ઞા ભાંગી સધુતાનું જગજાહેર લીલામ કરનારા મહાત્મા તરીકે પૂજાવાનો દાખલો ૨૫૦૦ વર્ષના ઇતિહાસમાં જોવા મળશે નહિ ધર્મના નામે આવી અરાજકતા બંધ કરાવવા અને સંઘનું લોહી-ધર્મરૂપી ધન-ન ચૂસવા દેવું હોય તો શ્રીમંતોને ખાસ વિનંતી કરું છું કે કદી સહાયક થશો નહિ. શાસનરાગી મર્દો બહાર આવો અને શાસન બચાવો, એ જ વિનંતી.

લિ. સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન

તા. ૧-૧૧-૮૪

## પૂજ્ય સાધુ-સાધ્વીજી મહારાજો તથા
## સાચી સાધુતાના પ્રેમી આરાધક ભાઇઓ-બહેનોને
# નમ્ર વિનંતી

શાસનપક્ષની સ્થાપના શાસ્ત્ર અને સિદ્ધાંતને સાચવવા માટે કરનાર સ્વર્ગસ્થ મહાત્માઓએ પોતે સુંદર આરાધના કરી અને સંયમી, જ્ઞાની, ત્યાગી, વૈરાગી આરાધક મહાત્માઓ આપી જૈન શાસનનું ગૌરવ વધારી સદ્ગતીને પામી જીવનને સાર્થક કરી ગયા તે પૂજ્યોને અમારી કોટિ કોટિ વંદના.

પૂજ્ય વડીલોની સુંદર છાયા જેમના ઉપર પડી છે તે મહાત્માઓ આજની સાધુસંસ્થાની સ્થિતિ જોતા મહા દુઃખી છે. તેમની વેદનાને શાંત કરવા જે કોઇ સાચો ધર્મનો રાગી મર્દ હોય તે બહાર આવે અને સાચી સાધુતાનું રક્ષણ કરી જૈનશાસનનું ગૌરવ વધારે.

જ્યારે શાસનપક્ષનું સુકાન આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ના હાથમાં આવ્યું ત્યારે તેઓશ્રીની વાણીના પ્રભાવે લાગ્યું કે શાસનપક્ષનું સદ્ભાગ્ય કે આવા સમર્થ જ્ઞાની ભગવાનના માર્ગની રક્ષા કરી, સકલ સંઘની અપૂર્વ સેવા કરી, શ્રી ગચ્છાધિપતિપદનુ ગૌરવ વધારી જીવન સાર્થક કરશે. અને સાચી સાધુતા ઝળકી ઉઠશે એવો સંપૂર્ણ વિશ્વાસ રાખી, ભગવાન કરતા ગુરુ એક અપેક્ષાએ મહા ઉપકારી છે તેમ માની, લોકો તેઓશ્રીનો વધારેમાં વધારે કેમ લાભ લે અને શુદ્ધ ધર્મ સમજી આત્મકલ્યાણ સાધે તે શુભ આશયથી વર્ષો સુધી અમારા આત્મકલ્યાણ માટે તેઓશ્રીની જે રીતે સેવા કરી છે તે કોઇની જાણ બહાર નથી.

પરંતુ મને જ્યારે ખાત્રી થઈ ગઇ કે આચાર્યશ્રી પાસે વાણીમાં ધર્મ છે, જીવનમાં નથી; તેને છુપાવવા શાસ્ત્રની વાણીનો આશરો લીધો છે. ધર્મની વાતો લોકોમાં વિશ્વાસ પેદા કરવાની એક ચાલબાજી હતી. તેથી જે આઘાત થયો છે તે દુઃખ હજુ સુધી ભુલી શકતો નથી. એક સમર્થ ગચ્છાધિપતિએ બુદ્ધિ અને શક્તિનો દુરૂપયોગ કર્યો તેનુ પરિણામ સાચી સાધુતા નષ્ટ થવામાં આવ્યું. ભાવિએ તેઓશ્રીને ઘણા ભુલાવ્યા છે.

ગુરુની ધર્મ કરવા માટે પુરેપુરી કસોટી કરીને જ ગુરુની નિશ્રા સ્વીકારાય, પણ મેં વાણીમાં અતિ વિશ્વાસ રાખ્યો, તેથી હું મંદબુદ્ધિના કારણે ઠગાયો, તેનું દુઃખ (એટલું) નથી; કારણ કે અભયકુમાર જેવા બુદ્ધિનિધાન ધર્મના નામે વેશ્યાથી ઠગાયા હતા; પરંતુ મને દુઃખ એનું છે કે ત્યાગી, આરાધક, સાધુતાના પ્રેમી, શાસનના

અપૂર્વ રાગી સાચી પરિસ્થિતિ જાણતા હોવા છતાં એક વ્યક્તિનું ગૌરવ ન હણાય તેટલા ખાતર શાસનપક્ષની પ્રતિષ્ઠાનો વિચાર ન કર્યો અને મૌન રહ્યા. તેના પરિણામે અસંયમરૂપી વિષવૃક્ષ ઘણું મોટુ થઈ ગયુ. અને ગચ્છાધિપતિને દેવ–ગુરુની આજ્ઞા નષ્ટ કરવામાં પાપાનુબંધી પુણ્યના બળે સફળતા મળતી ગઈ. તેઓશ્રીના માથે કોઈ વડીલ નહીં હોવાથી, ઘણા અન્યાયો કરવા છતાં તેનો ન્યાય મળે એવું સ્થાન રહ્યું નહિ સંઘમાં સત્વશાળી, સત્યના પક્ષપાતી સુશ્રાવકો હોવા છતાં દુષ્કાળ જેવી સ્થિતિ દેખાવા લાગી. તેનું કારણ શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈ, શેઠશ્રી જીવતલાલ પ્રતાપશીભાઈ, શેઠશ્રી કસ્તૂરભાઇ અમરચંદ જેવા નીડર સંયમરક્ષા કરનારાઓની ગેરહાજરીથી સંઘ ધણીધોરી વગરનો બની ગયો.

સાધુઓનો સંયમરક્ષા કરવા માટે પરમપૂજ્ય પરમ ઉપકારી આચાર્યભગવંત વિજયપ્રેમસૂરીશ્વરજી મ સા. તથા બીજા ત્યાગી મહાત્માઓની સુચનાથી શ્રાવક સમ્મેલન શેઠશ્રી કસ્તૂરભાઈ લાલભાઈએ શાસનનું હિત જેને હૈયે વસ્યું હતું તેવા શ્રાવકોની પ્રેરણાથી બોલાવેલ. સંમેલનથી સાધુઓની પ્રતિષ્ઠા ઘટી જશે તેવી આચાર્યશ્રીની વાણીમાં વિશ્વાસ રાખી સંમેલનને નિષ્ફળ બનાવવા માટે, શકિતસંપન્ન શ્રાવકોની શકિતને તોડી નાખવાના પ્રયત્નો થયા. તેના ફળરૂપે આજે સંઘની મા–બહેન–દિકરીઓ તથા મહાસતી (સાધ્વીજી)ઓના શિયળ ભયમાં છે, તે સ્થિતિ જોવાનો વખત આવ્યો જ્યારે ભુલને સુધારવા સંયમરક્ષા કરનારની શકિતને મજબુત કરવી તે જ સાચો ઉપાય હતો. વેષધારીઓ–વિષયકષાયમાં રકત રહેનારા–સંઘનું સત્વ હણી નાખશે તો સાચી સાધુતાના દર્શન દુર્લભ થશે.

શાસ્ત્રકાર ભગવંતો કહે છે કે દશપૂર્વધરો દેવ–ગુરુની આજ્ઞા ભાંગવાથી નિગોદમાં ગયા છે ત્યારે આચાર્યશ્રીનું જ્ઞાન પૂર્વધરો પાસે એક બિન્દુ તુલ્ય છે. તેઓ દેવ–ગુરુની આજ્ઞા ભાંગે તો પણ સદ્‌ગતી થાય તેવું કહેનારા એક પણ સજ્જન માણસ સંઘમાંથી મળશે નહીં.

જગત આખું પાપથી ભરેલ છે. દરેક જીવો કર્મને વશ છે, માટે દયાપાત્ર છે. તેના પ્રત્યે દ્વેષ કરવો તે ઘણી અજ્ઞાનતા છે તેમ જ્ઞાની ભગવંતો કહે છે. પણ આ કાળમાં ધર્મમાં ઊંચુ સ્થાન ગચ્છાધિપતિનું છે. તે સ્થાને બેસનાર પોતાથી સંયમરક્ષા કરવાની ફરજ ન બજાવે અને સંયમનો નાશ કરવા માટે શાસ્ત્ર મુજબની જ્ઞાનીની વ્યવસ્થાને તોડી નાખે ત્યારે એક વ્યકિતની પ્રતિષ્ઠાની કિંમત નહીં આંકતા સંયમરક્ષા માટે તેઓની પક્કડમાંથી સંઘને છોડાવવો તે જ સાચો ધર્મ છે, તેમ જ્ઞાની ભગવંતો કહે છે. માટે સંયમરક્ષા માટે જાગૃત બનવું જ પડશે.

આચાર્યશ્રીને સંયમનો ખપ હોત, સાચી સાધુતાનો ખપ હોત, સાચી સાધુતાનો પ્રેમ હોત અને સાધુના ઉત્કૃષ્ટ આચારોની કિંમત હોત તો દેવ-ગુરુની આજ્ઞાને વફાદાર રહી પૂ૦ ગુરુભગવંતની ૧૧ કલમની પ્રતિજ્ઞાને સુંદર રીતે પાળી શ્રી ગચ્છાધિપતિપદનું ગૌરવ વધારી શકત પણ મોહરાજાએ વિષય કષાયમાં ધકેલી દઈ અંધ બનાવી દીધા. તેઓશ્રીનું જ્ઞાન અજ્ઞાન બની તેઓશ્રીને જ મારનારું થયું. સંઘની આવી સમર્થ વ્યક્તિનું અહિત થાય ત્યારે મારે મારી ફરજ બજાવવી જોઈએ તેમ માની ચાર વર્ષ પહેલાં પ્રથમ એક પત્ર લખેલ કે આપની દરેક પ્રવૃત્તિ ખુલ્લી થઈ ગઈ છે, તેને ઢાંકવા પ્રયત્ન કરવો તેના કરતાં ભૂતકાળ ભુલી જઈ સુરેન્દ્રનગરમાં સ્થિરવાસ થઈ, સાત-આઠ સારા આરાધક સાધુઓને સાથે રાખી, પાપનો પશ્ચાતાપ કરી, સુંદર આરાધના કરી છેલ્લું જીવન સાર્થક કરો. સંઘના હિત ખાતર આપની પ્રતિષ્ઠાને ધક્કો ન લાગે એ ખાતર હું આપની જીંદગી પર્યંત સેવા કરીશ. પણ પાપાનુબંધી પુણ્ય જોરદાર કે આજ્ઞાભંગના પાપો હજુ બાંધવા બાકી હશે તેથી સત્ય વાત સમજાણી નહીં તેમ જ પડખે રહેનારા સ્વાર્થી હોવાથી આત્મિકચિંતા કોઈએ કરી નહીં અને સાચી સલાહ આપી નહીં.

આચાર્યશ્રીના પુણ્યના પ્રભાવે મળતી સામગ્રીનો ઉપયોગ સાધુતાના નાશ માટે કરનારાને પરલોક કદી યાદ આવે નહીં.

'જિનવાણી'ના ટ્રસ્ટી અને તંત્રી તથા એક વખતના મારા અંગત મિત્રને મેં એક પત્ર લખી જણાવેલ કે, હું પણ ટ્રસ્ટી છું. તેથી ટ્રસ્ટી તરીકેની ફરજ સમજીને જણાવું છુ કે 'જિનવાણી'ના હેવાલો આપણે શ્રી ગચ્છાધિપતિની અંદરની પરિસ્થિતિથી અજાણ હતા ત્યાં સુધી તેમની વાણીથી અંજાઈ જઈ આપ્યા હતા, પણ હવે તેઓશ્રીએ શાસનપક્ષ તથા સકલ સંઘને ઘણું નુકશાન કરેલ છે તેના ખબર પડયા પછી સંઘને અંધારામાં રાખવો તે સંઘનો મહાન દ્રોહ છે અને ભયંકર પાપ છે માટે સત્ય હકીકત છાપવા જેટલી શક્તિ ન હોય તો વિકૃત આપી સાધુઓના સુંદર આચારોના નાશમાં ભાગીદાર ન થવું જોઈએ. તેના જવાબમાં તેઓશ્રીએ લખેલ કે સઘળા પાપોની જવાબદારી મારી છે તેના જવાબમાં મેં લખેલ કે અત્યારે તમારી શક્તિ આખા હિન્દુસ્તાનનું પાપ ખરીદવા જેવી થઈ ગઈ છે તેથી જિનવાણી ફળી નથી પણ ફુટી નીકળી ગણાય તેવું તમારા માનરૂથી નક્કી થાય છે. પાપ ખરીદવામાં રસ પડયો તેટલો ધર્મ ખરીદવામાં પડયો હોત તો સંયમરક્ષા સુલભ થાત. ભાવિભાવ.

શ્રી નવ અંગે પૂજનનો નિષેધ કરનારાઓને વિનંતીપૂર્વક જણાવું કે, પૂજન કરવા યોગ્ય દેવ-ગુરૂ બે મહાન ઉત્તમ પાત્રો છે. તેથી જ નવ અંગે પૂજા કરવા

યોગ્ય છે. ભગવંતની નવ અંગે પૂજા કરનારાઓને તેમના અંગની પવિત્રતાનો સ્પષ્ટ ખ્યાલ છે (કે) તે અંગોથી કર્મ ખપાવવા શું શું કર્યું તે પૂજાના દુહાથી સમજાય છે. પૂ૦ ગુરુભગવંતનું પૂજન આચાર્યભગવંતશ્રી સિદ્ધસેન દિવાકર અને કલિકાલ સર્વજ્ઞ પૂ૦ આચાર્યભગવંતશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ જેવા સમર્થ મહાપુરુષનું પૂજન રાજા-મહારાજાઓએ ત્યારે કર્યું હતું કે તેઓશ્રીના એક એક અંગ મહા પવિત્ર છે અને શાસનના હિત માટે છે. તેની ખાત્રી થયા પછી કરેલ છે. આજે તેઓશ્રીનો દાખલો આપી પૂજન કરાવનારા, જેઓનું એક પણ અંગ પવિત્ર નથી ને સાધુતાનો નાશ કરનારું છે, શાસનનો વિશ્વાસઘાત કરનારું છે. ભયંકર કામ-વાસનાને કાબુમાં રાખવા માટેની શાસ્ત્ર દષ્ટિએ દેવ-ગુરુની પવિત્ર આજ્ઞાને મારી નાખી સંઘનો દ્રોહ કરનારા નથી સંવિગ્ન સાધુ કે નથી સંવિગ્ન પાક્ષીક સાધુ. સંવિગ્ન પાક્ષીક સાધુમાં કેટલી ઉત્તમતા, ખાનદાની અને પાપભિરુતા હોય છે કે તેઓ વંદન લેતા નથી, અને જેવા હોય તેવા દેખાવા પ્રયત્ન કરે છે. આજે પવિત્ર પદને દગો દેનારા પોતાની જાતને મહાપુરુષ કહેવરાવી નવે અંગે પૂજા કરાવવાની ધૃષ્ટતાએ અસંયમીઓને પૂજાવાનો માર્ગ ખુલ્લો થયો. જૈન સાધુઓના, આચાર્યોના અને ગચ્છાધિપતિના ગુણોનું વર્ણન અને ફરજોનું વર્ણન શાસ્ત્ર દષ્ટિએ જ્ઞાનીભગવંતોએ કહેલ છે, તેમાંથી એક પણ લક્ષણ નહી હોવા છતાં પૂજા કરાવી જૈન શાસનની પ્રતિષ્ઠાને નષ્ટ કરાવી નાખેલ છે. આજે સતીઓ સિદાય છે અને નારીઓ પૂજાય છે તેવું નાટક નજરે દેખાય છે.

મેં મારી શક્તિ મુજબ સંયમ રક્ષા માટે આચાર્યશ્રીને તથા આગેવાન ભાઈઓને ખૂબ વિનંતીપૂર્વક પત્રો લખ્યા. તેની ઉપેક્ષા થવાથી હવે જાહેરમાં પ્રયત્ન કરવા પડે તેમાં મારી જવાબદારી નથી. ભગવાનનો સાધુવેષ પહેરી સંઘની મા-બ્હેન-દીકરી કે સાધ્વીજીના ઉપર કુદષ્ટિ કરવાની અધમ મનોવૃત્તિને પોષવા સાધુની મર્યાદાને તોડી નાખનારા જગતમાં જૈન સાધુ તરીકે ફરી શાસનની આબરૂને કલંકીત નહીં કરી શકે તે માટે હવે સઘળા ઉપાયો કરી શાસનનું ગૌરવ વધારવા પ્રયત્ન કરીશ. તે માટે કાંઈ સહન કરવું પડશે તે કરીશ તેમાં આપ સહકાર આપશો તો મહાન ઉપકાર માનીશ. સહકાર આપવા જેટલી શક્તિ ન હોય તો સંયમરક્ષાના કાર્યમાં વિઘ્નભુત કદી થશો નહીં, તેવી ખાસ વિનંતી છે.

પૂ૦ કાલકાચાર્ય ભગવંતે એક સાધ્વીજીના રક્ષણ માટે આખા દેશને સળગાવી મુકયો હતો. તેના વંશમાં પાકેલા સંયમરક્ષકને બદલે ભક્ષક બને ત્યારે ગચ્છ કે સમુદાયની કેવી ભયંકર સ્થિતિ થાય તેની કલ્પના કરશો. તેમાંથી બચાવવા સંય-મના રાગી, આરાધક પૂ૦ આચાર્યભગવંતો તથા પૂ૦ સાધુ-સાધ્વીજી મ૦ સાહેબો

ચિંતા કરી રહ્યા છે તેટલું સંઘનું પુન્ય છે. માટે તેઓશ્રીને પૂરેપૂરો સહકાર આપવો એ શાસનને બચાવવાનો અવસર છે.

જે પક્ષમાં મોટી સંખ્યામાં આચાર્યો કે સાધુઓ હોય ત્યાં ચારિત્રની સુવાસ ચોમેર ફેલાઈ ગઇ હોય, તેને બદલે આજે મોટાભાગના એ ઉત્તમ સ્થાનના ગૌરવને હણી નાખી ભગવાનના શાસનને ચુંથી રહ્યા છે. તેને અટકાવવાની જવાબદારી ગચ્છાધિપતિની હતી. તેઓશ્રીએ સંયમરક્ષા સિદ્ધાંતરક્ષા, કરવા સર્વસ્વનો ભોગ આપીને શાસનને બચાવવાની પ્રેરણા કરનારા પોતે જ જવાબદારી અદા ન કરી, તેનું મુખ્ય કારણ શ્રી ગચ્છાધિપતિના ગુણો નહોતા, પણ રાષ્ટ્રનેતા જેવા ગુણો હોવાથી સંયમનો રાગ નહોતો અને સંયમની સાચી કિંમત નહેતી. એટલે જ આટલી બધી અરાજકતા વધી ગઈ તે ખ્યાલમાં ન આવે તે માટે શ્રીમંતોના પૈસાના જોરે સાચી સાધુતાને મારી નાખવા શાસ્ત્ર અને સિદ્ધાંતનું શસ્ત્ર હાથમાં લીધું. જેમ રાષ્ટ્રનેતાઓએ સત્તા માટે સત્ય અને અહિંસાની વાતો કરી અસત્ય અને હિંસા વધારી દીધી તેવી જૈન શાસનની સ્થિતિ અંગત પ્રતિષ્ઠા વધારવા કરી નાખી. સંયમરક્ષાની વાતો કરી તેનો જ ઘાત કર્યો.

પૂ૦ મહાસતીઓને તથા બહેનોને એક સંઘસેવક તરીકે વિનંતી કરું છું કે આ ભયંકર કાળમાં સયમરક્ષા માટે આપ શાસ્ત્રના જ નિયમોનું પાલન સખ્ત રીતે કરી-કરાવી ભગવાનના શાસનનું ગૌરવ વધારો શાસનની અપૂર્વ સેવા કરશો, તો જ સાચી સાધુતાના દર્શન સુલભ થશે.

આજ્ઞાભંજક અસંયમીઓની નિશ્રામાં ચાતુર્માસમાં હજારોની સાધર્મિકભક્તિ કરી મહોત્સવ કર્યા. ઉજમણા કર્યા. નવ્વાણું યાત્રા તથા ઉપધાનતપની યોજના કરી. લાખો રૂપિયા ખરચ્યા તેનો લાભ કરનાર-કરાવનારને કેટલો થશે તે તો જ્ઞાની જાણે. પણ સાચી સાધુતાના દર્શન દુર્લભ કરી અસંયમીઓની પ્રતિષ્ઠા વધારી. તેથી તેઓની આત્મિકઉન્નતિ થાય નહીં. આત્મિક કલ્યાણ શ્રી સિદ્ધિગિરિજીની પવિત્ર છાયામાં દરેક ભુલોનો એકરાર કરી, પાપોનો પશ્ચાતાપ કરી, ફરી સાધુપણું લઈ, નિવૃત થઈ, છેલ્લી વૃદ્ધાવસ્થાએ સુંદર આરાધના કરવા સકલ સંઘને ખમાવી સદ્ગતિને સુલભ બનાવવા શાસ્ત્રવિધિ છે. આવા સમર્થ શક્તિશાળીને ભગવાનની આજ્ઞા મુજબ જીવન જીવતા કરવા તે જ તેમની સાચી ભક્તિ છે.

સંયમની પ્રતિષ્ઠા વધારવા ચિત્રભાનુનો ઓઘો લઈ લેવા માટે તોફાનો કરનારા આજે મૌન રહેશે તો તે કાર્ય સંયમરક્ષા માટે નહોતુ પણ વેરવૃત્તિ માટેનુ પગલું હતું, તે અપ્રમાણિકતાનું કાળુ કલંક કપાળે ચોટશે. એ જ વિનંતી

**લી સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન**

# સાચી સાધુતાના પુજકોને નમ્ર વિનંતી

આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સાહેબે કહ્યું છે કે, "સુગુરુને સુગુરુ તરીકે અને કુગુરુને કુગુરુ તરીકે ન ઓળખાવે તે સંઘનો મહા વિશ્વાસઘાતી છે" તે આધારે જ મારો આ પ્રયાસ છે. જો કોઈ તેને 'દ્વેષબુદ્ધિથી કરે છે અથવા શાસનની અપભ્રાજના થાય છે' તેમ કહીને સત્ય વાતને મારી નાખવા પ્રયત્ન કરશે તો તેમાં શાસનને ઘણું નુકશાન થવાનું છે. ખરું તો કાળાકૃત્યોથી જ શાસનની મોટી અપભ્રાજના થાય છે; અને તેને અટકાવવાથી જૈન શાસનની પ્રતિષ્ઠા વધે છે.

"શાસ્ત્રના આધારે જ વાત થાય. તેમાં બાંધછોડ હોય નહિ" તેવા આચાર્યશ્રીના વચનોને જ આધારે નક્કી થાય છે કે તેઓશ્રી સંવિગ્ન સાધુ નથી, સંવિગ્ન પાક્ષીક સાધુ નથી તેમ જ સામાન્ય ગૃહસ્થ જેટલી તેમનામાં ખાનદાની નથી. તેમના જીવનથી એ વાત નક્કી કરી શકાય કે કરવી જોઈએ કે જેથી તેઓશ્રીનો કુગુરુ તરીકે નંબર આવે કે કેમ? આપને ખાત્રી થાય કે કુગુરુ ગણાય તો એવા ગચ્છાધિપતિથી પક્ષનું, સમુદાયનું અને શાસનનું શું હિત/અહિત થાય તે વિચારવાનું આપના ઉપર છોડું છું.

ભગવાનનો સાધુ અહિંસક, સત્યવાદી, સંયમી, અપરિગ્રહી તેમ જ પ્રમાણિક, સત્યનો પક્ષપાતી, સંયમરક્ષક અને સિદ્ધાંતરક્ષક હોય; અને તે જ સુસાધુ ગણાય. તેથી વિપરીત હોય તે કુગુરુમાં ગણાય. તે ઓળખવા માટે આ વાત મહાપુરુષોએ સ્પષ્ટ કહેલ છે આપણને કુદરતે ઘણી બુદ્ધિ આપી છે. તે બુદ્ધિનો સદુપયોગ કરીએ તો આપણને જ ખાત્રી થઈ જાય તેમ છે.

મેં મારી બુદ્ધિથી પરીક્ષા કરી; અને સત્ય સમજાયું ત્યારે મેં તેઓશ્રીને છોડી દીધા આચાર્યશ્રીએ કહેલ કે "મારામાં સાધુપણું ન હોય તો મને પણ છોડી દેવો" તે વાતનો મેં પ્રમાણિક પણે અમલ કર્યો ત્યારે– ગાંડો થઈ ગયો છે, બિચારો! કર્મ બાંધે છે, દયા ખાવા જેવો છે. તેમ કહી સમાજને ગેરરસ્તે દોરવા પ્રયત્ન કરે છે. તે જ બતાવી આપે છે કે પ્રમાણિકતા જેવી ચીજ નથી, જે સાધુને માટે કલંક રૂપ છે.

સંવિગ્ન સાધુ માટે, આ કાળના હિસાબે લીધેલા પાંચ મહાવ્રતોને અખંડ રીતે પાળે; અને તે માટે દેવ–ગુરુની આજ્ઞાને તથા તેના નિયમોને કડક રીતે પાળવા

સતત કાળજી રાખે; અને સંઘયણ બળ તથા મનોબળ નબળું પડે તો તેનો પશ્ચાતાપ કરે; પણ તેનાથી વિરૂદ્ધનું કાર્ય તો પ્રાણાંતે કદી કરે નહીં તે જ સંવિગ્ન સાધુ ગણાય. તો આચાર્યશ્રીએ આ પાંચ મહાવ્રતો પાળવા માટે પ્રયત્ન કર્યા છે કે ભાંગીને સારા દેખાવાનો પ્રયત્ન કર્યો છે, તેમાં સત્ય શું છે તે આપણે વિચારીએ.

સાધુને અહિંસક જીવન જીવવાનું પ્રતિક ઓઘો છે. સંપૂર્ણ અહિંસક જીવન જીવવા માટે જ સાધુપણું લેવાનું છે—તેમ કહેનારા આચાર્યશ્રી પોતે જ હિંસક બની ગયા છે.

અસત્યવાદી કેવા છે? અસંયમીઓ કેવા છે? ભગવાનના આજ્ઞાભંજન કેવા છે તેમજ પરિગ્રહી કેવા છે?

સાધુને માટે પુણ્યનો ભોગવટો કરવો તે ઈરાદાપૂર્વક દુર્ગતીમાં જવાનો ધંધો છે. રસગારવ, રૂદ્ધિગારવ અને સાતાગારવમાં જ, તેનો ડર મૂકીને, જીવન વ્યતીત કરનારા પોતાને મહાત્મા તરીકે પૂજાવે, તેઓ સંઘને આશીર્વાદ રૂપ બને કે આપરૂપ અને તે આપ પ્રમાણિકપણે વિચારશો. જો સત્ય સમજવા પ્રયત્ન કરશો તો સંઘને લૂંટાતો જરૂર બચાવી શકશો.

તેઓશ્રી સંવિગ્ન સાધુ નથી તે તેમના જીવન ઉપરથી ને તેમણે કહેલ શાસ્ત્રીય વચન ઉપરથી, જો તપાસ પંચ નિમવામાં આવે તો, સાબીત કરી આપવાની મારી સંપૂર્ણ તૈયારી છે. તેમ છતાં, મારાથી છદ્મસ્થાના કારણે તેઓશ્રીને અન્યાય થઈ જાય તો ભૂલ સુધારવાની મને તક મળે.

તેઓશ્રી સંવિગ્ન પાક્ષીક સાધુ પણ નથી, કારણ કે દેવ–ગુરુની આજ્ઞા ભાંગ્યા પછી તથા વ્રતો ભાંગ્યા પછી જેઓ પોતાની જાતને મહાન કહેવરાવે તે સંવિગ્ન પાક્ષીક સાધુમાં ન આવે સંવિગ્ન પાક્ષીક સાધુમાં એટલી ઉત્તમ ખાનદાની અને પાપભિરૂતા હોય છે કે તેઓ કદી વંદન લેતા નથી અને પોતાની જાતને વ્રતો પાળવામાં સત્વહીન છું તેમ જાહેર કરે છે.

સામાન્ય ગૃહસ્થમાં જે ખાનદાની જોઈએ તેટલી ખાનદાની પણ નથી, તે તેઓશ્રીના અત્યાર સુધીના કાર્યોથી નક્કી થઈ ગયું છે.

પણ પાપાનુબંધી પુણ્ય ઘણું જોરદાર કે તેમની એકલી વાણીથી અંજાઈ ગયા અને તેઓશ્રીના જીવન તથા કાવાદાવાને સમજી શકયા નહીં. તેથી સંઘે ઘણું ગુમાવ્યું છે.

'જૈન પ્રવચન'ની શરૂઆતમાં બાલબ્રહ્મચારી તરીકેનું બિરૂદ આપેલ. તે બિરૂદ તેમને માથે વડીલો હતા તેથી, તે બિરૂદ યોગ્ય નહીં લાગવાથી પાછું ખેંચી લીધું. આજે તેઓને જે બિરૂદો આપવામાં આવે છે તે બિરૂદો તેમના વડીલોની હાજરી

હોત તો કદી લખવા આપત નહીં, તેમ જ અન્યાયને અટકાવી તેનો ન્યાય જરૂર કરત પણ આજે વડીલોની હાજરી નથી. આજે સંઘમાં અન્યાયને અટકાવવા કોઈ વ્યવસ્થા નથી. તેથી જ તેઓ વધારે સહેલાયથી પાપો કરી શકયા છે.

'શાસનરક્ષક, સિદ્ધાંતરક્ષક તપાગચ્છાધિપતિ, સૂરીચક્રચક્રવતી'–ના ગુણો નહીં હોવા છતાં તે બિરૂદ પોતાની મેળે લખી નાખે તે જ મોટી અપ્રમાણિકતા છે અને તેથી જ નક્કી થઈ જાય છે કે પરલોકનો ભય ચાલ્યો ગયો હોય તે જ આવી હિંમત કરી શકે. પાપના ડર વગરના સંઘના આગેવાનો હોય ત્યાં કદી શાંતિ કે સમાધિ રહે નહી.

તેઓશ્રીની માયાવી રમત ખ્યાલમાં આવી જવાથી મારે સાચી પરિસ્થિતિથી સંઘને માહિતગાર કરવો જોઈએ તે સંઘસેવક તરીકેની મારી ફરજ સમજું છું.

તેઓશ્રી પાસે તપસ્વી આરાધક થોડા મહાત્માઓ છે. તેમના બળ ઉપર જ વધારે અધર્મ કરી રહ્યા છે. તેઓએ તેમને છોડી દીધા હોત તો તેઓ ઘણા પાપથી બચી જાત.

સુરેન્દ્રનગર તથા રાજકોટના પ્રકરણથી આરાધક શ્રાવકો તથા સારા સાધુઓએ ઊંડા ઉતરી તપાસ કરી હોત તો સંઘને ઘણા નુકશાનથી બચાવી શકયા હોત. પણ કળિકાળ કેટલો ભયંકર છે કે સત્યને પડખે ઊભા રહેવા જેટલું સત્વ રહેવા ન દીધું.

તેઓશ્રીના એક પરમ ભક્ત તરીકે મેં વિનંતીરૂપે તથા સખ્તાઈથી પત્ર લખેલ. તે દરેક પત્રોને સંઘ સમક્ષ રજૂ કરીશ કે જેમાં મેં તેઓશ્રીથી હવે વધારે નુકશાન ન થાય અને તેઓશ્રીની શાંતિ રહે તે શુભ હેતુથી કેટલો પ્રયાસ કરેલ. પરંતુ હજુ તેમની પાસે પુણ્યની મુડી છે. તે બધી મુડી પાપ બાંધવા ખરચાય ન જાય ત્યાં સુધી સત્ય કદી સ્વીકારવાનાં નથી.

જો આપણને ખરેખર તેમના પ્રત્યે પ્રેમ હોય તો આત્મિકચિંતા કરી તેમને પાપોથી પાછા વાળવા અને છેલ્લા વર્ષો સમાધિપૂર્વક પૂરા થાય તે માટે પ્રયત્નો કરવા તેમાં જ શાસનની સાચી સેવા છે.

સંઘનું પુણ્ય ઓછું કે આ કાળમાં સમર્થ વ્યક્તિ ધર્મની વાતો કરી અધર્મના માર્ગે ચડી ગઈ અને તેથી તેઓ તરફથી જે આત્મિક લાભ મળવો જોઇતો હતો તે ન મળ્યો

આચાર્યશ્રીએ શાસ્ત્રદષ્ટિએ કહેલ છે કે, દેવગુરુની આજ્ઞા ન માને તે હાડકાનો ઢગલો છે; અને આપોઆપ સંઘ બહાર થઈ જાય છે. આ વાત તેઓશ્રીને જ લાગુ

પડતી હોવાથી શ્રીસંઘના કોઈ પણ પ્રશ્નમાં તેમની સાથેના વહેવારો બંધ કરવામાં આવશે તો જ સંઘમાં શાંતિ અને સારી આરાધના થશે, એમ મારું માનવું છે.

આચાર્યશ્રીએ પોતાની બુદ્ધિનો ઉપયોગ પાપો કરવામાં કેવો કર્યો છે અને સંઘમાં ધર્મના નામે કેટલો અધર્મ કર્યો છે તે તેમના જ વચનથી નક્કી કરાવી આપના પાસેથી ન્યાય મેળવવા માટે મારી મહેનત છે. તેમ જ સાધ્વીજીના તથા બેન-દીકરીઓના જીવનની સામે આંખ ઊંચી ન કરી શકે તેમ જ દીક્ષાઓ આપી તેમના સંયમની ખાત્રી માટેના નિયમોના પાલનની ખાત્રી ન આપે તો દીક્ષાર્થીના વાલીને તથા સંઘને, વિનંતીપૂર્વક જાગૃત કરીશ.

સત્ય વસ્તુ સમજાવવા પ્રયત્ન કરીશ તે જ મારો મુખ્ય ઉદ્દેશ છે.

આપ પૂરેપૂરો સહકાર આપશો તેવી સંઘસેવક તરીકે મારી નમ્ર વિનંતી છે.

લી. સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન

તા. ૨૨-૧૧-૮૪

તમો વ્યક્તિરાગી નથી, પક્ષના રાગી નથી પણ
શાસનના રાગી છો માટે

# શાસન સુભટો અને વીરસૈનિકો જાગો

## અને સંયમરક્ષા કરી જીવન સાર્થક કરો

જૈન શાસનમાં સમર્થ ગણાતા શ્રી ગચ્છાધિપતિ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબે દેવગુરુની આજ્ઞા ભાંગી, સાધુસંયમનો નાશ કરી, સાધુના ઉત્તમ આચારોને મારી નાખી, ભગવાનના માર્ગનો નાશ કરી શાસનપક્ષનો મહાન દ્રોહ કરેલ છે.

પાણીમાં આગ લાગી છે. વાડ ચીભડાં ગળે તેવું બન્યું છે. ભગવાનના શાસનને બચાવવું હોય, સુસાધુના દર્શન સુલભ કરવા હોય તો શ્રી આચાર્યશ્રીને દેવગુરુની આજ્ઞા સાથે અગિયાર કલમ સખ્ત પાળતા કરવા અગર તેઓશ્રીને છોડી દેવા, તે જ સાચો સંયમરક્ષાનો ઉપાય છે.

પૂજ્ય મુનિરાજશ્રી ચંદ્રશેખરવિજયજી મહારાજ સાહેબે આપની રગેરગમાં શાસનસેવાના સંસ્કાર ભર્યા છે અને શાસન ઉપર આક્રમણ આવ્યા ત્યારે તેને અટકાવવા ભગીરથ પ્રયત્નો કર્યા છે. જ્યારે તેના કરતાં ભગવાનનો માર્ગ નાશ કરવા, સંયમનાશના માર્ગો ખુલ્લા મુકી સાધુતાનું લીલામ કરવા શ્રી ગચ્છાધિપતિ પ્રયત્ન (દેવગુરુની આજ્ઞા ભાંગીને) કરે છે ત્યારે તેને અટકાવવા મૌન રહેશો તો પક્ષીય બનવાનું કલંક લાગશે. મહાસતીઓની શિયળરક્ષા કરવી હોય અને બહેન-દિકરીઓને ધર્મસ્થાનમાં નિર્ભય રાખવા હોય તો શ્રી ગચ્છાધિપતિને દેવગુરુની આજ્ઞાભંગ કરતાં અટકાવવા જ પડશે. તેમાં જ શાસનની સાચી સેવા છે.

લિ. સંઘસેવક દીપચંદ લખતચંદના વંદન

# નમ્રાતિનમ્ર વિનંતી

સાચી સાધુતાનો ખપ હોય તો
મારી અંતરની વેદના ઘરે ઘરે પહોંચાડશો
અને શાસનની અપુર્વ સેવા કરશો.

મારી સંયમરક્ષા કરવા ભુલ હોય તો બતાવશો
અને તે માટે મહાન ઉપકાર માનીશ.

સંયમરક્ષા માટે જે કોઇ ઉપાય કરવા લાગે
તે બતાવવા નમ્ર વિનંતી—

શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક તપગચ્છ સંઘ તથા તપોવન સંસ્કારધામના ટ્રસ્ટી ભાઈઓ, મેમ્બર ભાઈઓ અને આરાધક ભાઈઓની પવિત્ર સેવામાં, શ્રી નવસારી.

લી. સંઘસેવક હીપચંદ વખતચંદના વંદન.

વિનંતી પૂર્વક જણાવવાનું કે આપ શાસન માટે જે ભોગ આપી ભાવી પેઢી ઉત્તમ સંસ્કારથી ભાવીત બની જૈન શાસનની અપૂર્વ સેવા કરી, આત્મકલ્યાણ માટે સુંદર આરાધના કરે તે શુભ ભાવનાથી પ્રયત્ન કરો છો તેની ખૂબ ખૂબ અનુમોદના કરું છું. બાળકો ભગવાનના શાસનના રાગી બને, કોઇ વ્યક્તિના રાગી ન બની જાય અને ગુણાનુરાગી બને તે માટે પુરેપુરી કાળજી રાખવા નમ્ર વિનંતી છે. વ્યક્તિરાગી બની ગયા તેના કડવાફળ સંઘ ભોગવી રહ્યો છે. શાસનના રાગી બનશું તો જ સાચો ધર્મ પામી શકીશું અને ધર્મમાં પ્રમાણિક રહી શકીશું.

ભગવાનનું શાસન સાધુઓનુ ઉત્તમ જીવન અને સુંદર આચારોથી જ ટકવાનું છે, ભલે થોડા હોય. એકલી વાતોથી કદી શાસન ટકયુ નથી. તેમા માયાદંભ ન હોય.

શાસનરક્ષા, સંયમરક્ષા, તીર્થરક્ષા માટે અત્યાર સુધી જે પ્રયત્નો થયા છે તે શાસનના રાગ માટે થયા હતા કે અંગત પ્રતિષ્ઠા મેળવવા કર્યા હતા કે વૈરવૃત્તિથી થયા હતા તેની પ્રમાણિકતા સિદ્ધ કરવાનો અવસર આવેલ છે.

ખરેખર શાસનના રાગ માટે થાય તો આજે તેના કરતાં વધારે નુકશાન ભગવાનના માર્ગનો નાશ થવામાં છે તે કરનાર શાસનપક્ષના ગચ્છાધિપતિ શ્રી વિજય-રામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબે દેવગુરુની આજ્ઞા ભાગી સાધુના આચારનો નાશ કર્યો અને સંયમનો જે રીતે નાશ થઈ રહ્યો છે તેની છાયા શાસનપક્ષમાં ઘણી ઊંડી

પડી તેથી સાધ્વીજીના તથા મા-બહેન-દીકરીના જીવન ભયમાં છે. જેથી શાસનની ફજેતી થઇ રહી છે, તે વખતે તેને અટકાવવા પ્રયત્ન કરશું તો જ સાચી પ્રમાણિકતા સિદ્ધ થશે.

આપણે કમનશીબ કે શ્રી આચાર્યશ્રીના અકૃત્યોને અટકાવવા કોઇ વડીલોની હાજરી નથી તેમ જ ન્યાય મેળવવા માટે સંઘમાં કોઈ વ્યવસ્થા નથી. તેથી ભગવાનના માર્ગને ટકાવવા ઘણી જ મહેનત કરવી પડશે. ધર્મના નામે કેટલો અધર્મ કરાવી શકે છે તે સાચી વસ્તુ લોકો અજ્ઞાનતાથી સમજી શકતા નથી, તેથી સંઘને સારી રીતે લૂંટી શકે છે.

સાધુ સંસ્થાને પવિત્ર રાખવી હોય તો એક જ ઉપાય છે કે દેવગુરુની આજ્ઞા માનતા કરો નિયમોનું કડક પાલન કરે-કરાવે. પૂ૦ આ૦ ભ૦ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબે સાધુઓના આત્મકલ્યાણ માટે આ વિષયકાળમાં સંયમની રક્ષા માટે અગિયાર કલમનું બંધારણ કરેલ છે, તે પાળવા આપેલ વચનનો શ્રી ગચ્છાધિપતીએ ભંગ કરી સાધુતાને મહાન કલંક લગાડેલ છે પૂ૦ ગુરુદેવની આજ્ઞા પાળવા લીધેલ પ્રતિજ્ઞાનો ભંગ કરનારને કોઈના ગુરુ બનવાનો અધિકારી નથી.

ધર્મના હાર્દને પામેલા કોઈપણ સજ્જન ગુરુ તરીકે તેમને સ્વીકારે નહીં, તેમાં જ શાસનની પ્રતિષ્ઠા છે.

શ્રી આચાર્યશ્રીને આવા ભયંકર પાપોથી પાછા વાળવા અને દેવગુરુની આજ્ઞા પાળતા કરવા તે જ તેમની સાચી ભક્તિ છે.

શ્રી કાલકાચાર્ય ભગવંતે એક સાધ્વીજીના રક્ષણ માટે આખા દેશને સળગાવી મુકયો. આજે અનેક સાધ્વીજીના શિયળ જોખમમાં છે ત્યારે કોઇનું લોહી ઉકળતું નથી, તે આ કળીકાળની બલિહારી છે અને શક્તિશાળીઓ પણ સત્વહીન બની ગયા છે તેનું પરિણામ છે.

ભગવાનના સાધુઓ સંયમરક્ષક જ હોય, તેને બદલે ભક્ષક પાકે તો સંઘની શું સ્થિતિ થાય તેની કલ્પના કરોઃ ધર્મ ટકે કે પ્રાણ બિનાનું મડદું થાય? પછી પૈસાથી મડદું સજીવન ન થાય પણ સંયમરૂપી પ્રાણ પુરવામાં આવે તો જ ધર્મ ટકે.

સંયમી, ત્યાગી આચાર્યો તથા પદવીધરો તથા સાધુઓ અને આરાધક શ્રાવકો ભલે થોડા હોય, તેમનાથી જ શાસન ટકવાનું છે. અને સાધ્વીજીની શિયળરક્ષા તથા મા-બહેન-દિકરીની પવિત્રતાના રક્ષણ માટે પ્રયત્ન નહિ થાય તો ધર્મસ્થાનો કદી પવિત્ર રહી શકવાના નથી.

હું આપને એક સંઘ સેવક તરીકે નમ્ર વિનંતી કરું છું કે શાસનપક્ષમાં

જરા ઊંડા ઉતરો, મોટી પોલ પડી ગઈ છે; અને બહારથી પૈસાના જોરે શાસન પ્રભાવનાના નામે પાપો ઢાંકવા માટેની યોજનાઓ કરાવી શાસનનો, ધર્મરૂપી ધનનો નાશ થઈ રહ્યો છે. હવે નહીં ચેતીએ તો ભાવી ઘણું ખરાબ છે અને તેથી ઘણું સહન કરવું પડશે.

સંયમનાશ થાય તેવા માર્ગો આપણા જ ગચ્છાધિપતિ ખુલ્લા મુકી રહ્યા છે વાડ ચીભડા ગળે પછી શાસનની સલામતી રહે કે કેમ અને કેવી સ્થિતિ પેદા થાય તે અંગે વિવેકપૂર્વક વિચારવા નમ્ર વિનંતી છે.

શ્રી આચાર્યશ્રી દીક્ષાનું પ્રતિપાદન કરતાં ત્યારે લાગતું કે સાધુતાનો કેટલો રાગ છે. સંયમની કેવી ખુમારી છે. આજે તેમનું બોલેલું બધું માયા અને દંભથી ભરેલું હોય તેમ તેઓશ્રીના જીવનથી નક્કી થયું ત્યારે આઘાતનો કોઈ પાર નથી

બાલ દીક્ષાઓ ઘણી થઈ. તેમાંથી એક પણ બાલસાધુ શાસનની રક્ષા કરી જીવનને સાર્થક કરી સંઘનું રૂણ અદા કરે તેવો નથી આપી શકયા. તેમાં કોઈ પુરાવાની જરૂર નથી. બાલ દીક્ષા માટે સંઘે માથા ફોડાવ્યા. શાસન માટે લાખો રૂપિયા ખરચ્યા. તેનું પરિણામ શુન્ય હોય તો સંઘનો ભયંકર અપરાધ છે.

શ્રીસઘે તેઓશ્રીની વાણી ઉપર અતિ વિશ્વાસ રાખી તેઓશ્રીના જીવન સામે કદી ન જોયું. તેમજ વ્યક્તિરાગથી કોઈની સત્ય વાત સાંભળવા કાન બંધ કરી દીધા હતા તેનું પરિણામ છે

શ્રી આચાર્યશ્રી પાસે તેમજ બીજાઓ પાસે મોટી સંખ્યામાં દીક્ષાઓ થઈ તેનું કારણ ત્યાં દેવગુરુની આજ્ઞાપાલનનું બંધન નહોતું. આશ્રવના માર્ગો ખુલ્લા હતા. સંવરનિર્જરા માટે વ્યવસ્થા નહોતી. તેથી મોટા ભાગના સાધુઓ ભગવાનના માર્ગને બેવફા બન્યા અને પોતે ડુબ્યા અને અનેકને ડુબાડયા છે તો શાસનની શું સ્થિતિ થઈ તે વિચારશોજી. જ્યાં યોગ્ય આત્માને આજ્ઞા મુજબ જીવન જીવવા માટે દીક્ષા થાય છે તે જ સંઘને મહાન આશીર્વાદરૂપ થવાના.

એક પ્રસંગ યાદ આવે છે કે હઠીભાઈની વાડી (અમદાવાદ)માં એક સુખા આખા કટુંબની દીક્ષા હતી. હું શ્રી કસ્તુરભાઈ શેઠની પાસે બેઠો હતો. તેઓશ્રીને ઘણા ઉદાસીન જોઈ મને લાગ્યુ કે શાસન માટે મહાન ગૌરવનો પ્રસગ છે ત્યારે શેઠશ્રી ઉદાસીન કેમ ? મને લાગ્યું કે સાધુતાનો પ્રેમ નથી અને સયમનો રાગ નથી પણ આજની પરિસ્થિતિથી અને તેના પરિણામથી ખાત્રી થાય છે કે શેઠશ્રી કેટલા વિચારક અને દીર્ઘદષ્ટિવાળા હતા. તેઓ માનતા હશે કે અસંયમીઓ કદી સારા સંયમીઓ પકવી શકે જ નહિ અને પાપો ઢાંકવા શાસનના શત્રુઓ જ પકવવાના.

તેઓશ્રીની ઉદાસીનતા સાચી ઠરી. પણ અમારા જેવા અંધશ્રદ્ધાળુ, વ્યક્તિરાગી, ધર્મમાં અજ્ઞાન હતા તેથી શેઠશ્રીની પ્રમાણિક વાત પણ સમજ્યા નહીં. તેનું પરિણામ સાચી સાધુતાના નાશમાં આવ્યું. તેમાં મોટો ફાળો દૃષ્ટિરાગીનો છે તે કબૂલ કરવું પડશે.

શ્રી આચાર્યશ્રીએ સંયમરક્ષાની વાત કરી સંયમનો નાશ કર્યો. શાસનરક્ષાની વાતો કરી ભગવાનના માર્ગનો નાશ કર્યો. સિદ્ધાંતરક્ષાની વાતો કરી દેવગુરુની આજ્ઞાનો નાશ કર્યો. છતાં શાસનને જે નુકશાન થયું છે તે વ્યક્તિરાગીઓ નહિ સમજી શકે; પણ નિસ્વાર્થી, પ્રમાણિક ધર્મના સાચા રાગીઓ ઊંડા ઉતરશે તો ખાત્રી થશે કે ગચ્છાધિપતિ બની સ્થાનને દગો દીધો તે સત્ય વાત જરૂર સમજાશે.

ભૂતકાળ ભૂલી જઈએ અને હવે સંઘના સંતાનોને દીક્ષાઓ આપી દેવગુરુના આજ્ઞાભંજક અને અસંયમીઓ ન બનાવવા હોય, ભગવાનના માર્ગના દુશ્મન ન પકવવા હોય, પૂજ્ય સાધ્વીજી મ૦ની શિયળરક્ષા કરવી હોય, બહેન–દિકરીઓની ધર્મસ્થાનમાં પવિત્રતા ટકાવવી હોય તો દેવગુરુની આજ્ઞાપાલન સાથે દરેક નિયમોનું કડક પાલન તે જ સાચા સાધુ પકવવાનો ઉપાય છે. હવે ગાફેલ રહીશું તો લોહીના આંસુ સારવા પડશે અને જૈનશાસનની પ્રતિષ્ઠા ખલાસ થઈ જશે.

ચાર–ચાર વર્ષથી સંયમરક્ષા માટે ઉપેક્ષા થઈ છે તેથી આચાર્યશ્રીને સાધુતા નાશ કરવા માટે સારી સફળતા મળતી ગઈ. તેમનું જોઈ બીજાઓને ઘણી ફાવટ આવતી ગઇ. તેને અટકાવવા નક્કર પ્રયાસ નહિ થાય તો તેનું પરિણામ ઘણું ભયંકર દેખાય છે.

લિ સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન.

તા. ૫-૧૨-૮૪

# શ્રી ચતુર્વિધ સંઘને નમ્ર વિનંતી

જ્ઞાનીભગવંતો કહે છે કે મનુષ્યભવની સાર્થકતા ઉત્તમ સંયમ લેવા માટે છે અનેક ભાગ્યશાળીઓએ જીવન સાર્થક કરવા દીક્ષાઓ લીધી છે, લે છે અને લેશે. તેથી સકલ સંઘ દીક્ષાર્થીની ઉત્તમ ભાવનાને સફળ કરવા તન–મન–ધનનો ભોગ આપી ઉલ્લાસ પૂર્વક ધામધૂમથી વધાવી ખૂબ ખૂબ અનુમોદના કરે છે અને પોતાને સંયમ લેવા માટે સુઅવસર ક્યારે પ્રાપ્ત થાય તેવી અંતઃકરણપૂર્વક ભાવના ભાવે છે.

આવી આપણી શુભ ભાવના ત્યારે જ સફળ થાય કે દીક્ષાર્થીનો મોક્ષમાર્ગ સફળ થાય, તેમાં સહાયક થઈએ

ભગવાનની આજ્ઞા મુજબ જીવન જીવે તેઓની જ દીક્ષા સાર્થક છે. માટે જેમને સાચુ સાધુજીવન જીવવું હોય તેમને નવ વાડોનું પાલન, અષ્ટપ્રવચન માતાનું જતન, દેવગુરુની આજ્ઞાપાલન અને અસંયમીઓ સાથેનો વહેવાર બંધ કરવો, તો જ સાચું સાધુપણું ટકશે. જ્ઞાનીભગવંતોની આ વાતને ધ્યાનમાં લઈને, ઉત્તમ સાધુપણું કેમ મળાવં તે માટે સકલ સંઘે સહાયક થવું જોઈએ. માટે દીક્ષાર્થીના ગુરુ કે વડીલો પાસેથી ભગવાનની આજ્ઞા મુજબનું જીવન જીવાડવા માટેની ખાત્રી માગવી જ પડશે અને જેમને સાચા સાધુ બનાવવાની ઝંખના છે તેઓ જ આવી ખાત્રી આપી શકવાના.

જ્યાં દેવગુરુની આજ્ઞાનું પાલન નથી અને આ વિષમકાળમાં વિષય વાસનાને કાબુમાં રાખવા માટે પૂ૦ આ૦ભગવંતશ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજે સાહેબે સમુદાયના હિત માટે કરેલ અગિયાર કલમો, જે નવ વાડોનું પાલન કરવામાં અતિ જરૂરી છે, તેનું પાલન નથી કરતાં, અષ્ટ પ્રવચન માતાને મારી નાખે છે, કોઈ નિયમોનું બંધન નથી, આશ્રવના માર્ગો ખુલ્લાં છે, સંવર નિર્જરા કરવા વ્યવસ્થા નથી અને અસંયમીઓ સાથેનો વહેવાર બંધ નથી ત્યાં દીક્ષાઓ આપવી તે આપણા જ સંતાનોને આપણા જ હાથથી અસંયમરૂપી ઝેર આપી આત્મિકનાશ કરવા માટેનો માર્ગ ખુલ્લો થાય છે. અને તેઓ સાચા સાધુ નહિ બને પણ ભગવાનના શાસનના ભયંકર શત્રુઓ થશે. એવી દીક્ષાઓથી જ્ઞાનીભગવંતો કહે છે કે કોઈની મુક્તિ થઈ નથી અને થવાની નથી.

સંઘના સંતાનોનું હિત ઈચ્છતા હો તો પ્રથમ ખાત્રી કરી પછી જ દીક્ષાઓમાં ભાગ લેવો જોઈએ, તેવી સેવકની નમ્ર વિનંતી છે. (દીક્ષા હોય, વડી દીક્ષા હોય કે પદવી હોય.)

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબે જે ગચ્છાધિપતિની જવાબદારી સ્વીકારી છે તેઓશ્રીએ જ ભગવાનના સિદ્ધાંતનો નાશ કરી દેવગુરુની આજ્ઞાના નિયમોની મર્યાદા તોડી નાખવાથી તેઓશ્રીનું અનુકરણ શાસનપક્ષમાં મોટા ભાગે કર્યું. તેથી અનેક આત્માઓના જીવન બરબાદ થઈ રહ્યા છે. તેઓને બચાવવા અને નવા દીક્ષાર્થીઓ ન ફસાય તે માટે તેઓના આત્મિક વિકાસની ખાત્રી કરીને જ દીક્ષાઓ કરાવવામાં ભાગ લેશું તો જ સાચી સાધુતાને ટકાવી શકીશું અને આપણું ભાવી ઉજળું બનશે.

જ્ઞાનીની વાત શાસનના હિત માટે તથા દીક્ષાર્થીના કલ્યાણ માટે છે. તેથી સાચી સાધુતાના પ્રેમીઓ ! ભગવાનના શાસનને ટકાવવા જાગ્રત બનો, નહિતર સાધુ-વેષમાં રહેનારા, સંખ્યા વધારવામાં પ્રતિષ્ઠા માનનારા સાચો સાધુતાનો નાશ કરી સાધુઓનું ચારિત્રરૂપી ધન લૂંટી લેશે.

શાસનને વફાદાર પૂ૦ આ૦ ભગવંતો, પૂ૦ સાધુ–સાધ્વીજી મહારાજો તથા સંઘના આગેવાન ભાઈઓ તથા આરાધક શ્રાવક ભાઈઓ તથા શ્રાવિકા બહેનોને વિનંતી પૂર્વક કહું છું કે ભગવાનની આજ્ઞા ભાગનારા પાસે, જયાં શિયળરક્ષાની ખાત્રી નથી, ત્યાં દીક્ષાઓ ન થવા દેવી, તેમાં જ સાચો ધર્મ છે.

ધર્મસ્થાનો પવિત્ર રાખવા હશે તો આજ્ઞારૂપી દરેક મર્યાદાઓ પળાવવી જ પડશે

લી. સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન.

તા. ૮-૧૨-૮૪

# સકલ સંઘ વિચારો
# અને સાચી સાધુતાને બચાવો

ગચ્છાધિપતિ શ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સાહેબે દેવગુરુની આજ્ઞા ભાંગવા સાથે ૧૧ કલમ પાળવા માટે આપેલ વચનનો ભંગ કર્યો તેથી સાચી સાધુતાનો નાશ કર્યો છે કે કેમ—તે તપાસ કરવાની શ્રીસંઘની ફરજ છે.

☐ ☐ ☐

દેવગુરુની આજ્ઞા ભાંગનાર, સાધુના આચારોનો નાશ કરનાર, ભોગોને ભોગવનાર, ત્રણ કાળમાં જૈન શાસનનો મહાપુરુષ બની શકે નહીં, તે જ્ઞાનીની વાતમાં શ્રદ્ધા હોય તો... શ્રી ગચ્છાધિપતિ જ્ઞાની છે કે વિદ્વાન છે, સાધુ છે કે રાજદ્વારી નેતા છે તે પ્રમાણિકપણે નક્કી કરવું તેમાં જ સંઘનું કલ્યાણ છે.

☐ ☐ ☐

ભલે તેવા મોટા શ્રીમંત હોય અને ધર્મના નામે ગમે તેટલા પૈસા ખર્ચતા હોય, પણ ખોટી વાતને પ્રમાણિકપણે ખોટી ન માને અને સાચી વાતને મારી નાખવા સહાય કરે તે જૈન શાસનનો સાચો શ્રાવક નથી, તેમ જ્ઞાનીભગવંતો કહે છે.

☐ ☐ ☐

જે પોતાના આત્માનું કલ્યાણ ન કરે તે સમુદાય, પક્ષ કે સંઘનું કદી કલ્યાણ કરી શકે નહીં.

---

ભગવાનનો માર્ગ ચારિત્રસંપન્ન સુસાધુથી જ ટકે છે, તેવું કહેનાર શ્રી ગચ્છાધિપતિ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ના હાથથી સાધુતાનો નાશ થઈ રહ્યો છે. તેને અટકાવવા અને સાચી સાધુતાના દર્શન સુલભ કરાવવા તે સકલ સંઘની ફરજ છે.

ભગવાનના માર્ગની રક્ષા કરવી તે સિદ્ધાંતરક્ષા કહેવાય. શાસનને ફોલી ખાય તેવા ધુતારાઓથી સંઘને બચાવે, અસંયમી બનેલા વેષધારી કુગુરુઓથી સંઘને જાગૃત રાખે અને કુગુરુઓને ખુલ્લા પાડે તે શાસનરક્ષક કહેવાય. પોતે સંયમી હોય અને સાધુના સંયમની ચિંતા હોય, દેવગુરુની આજ્ઞાનું પાલન કરનાર–કરાવનાર હોય તે જ સંયમરક્ષક કહેવાય. જ્ઞાનીભગવંતોની આ વાતને અમલમાં મૂકી સિદ્ધાંતરક્ષા, શાસનરક્ષા અને સંયમરક્ષા કરી હોત તો સાધ્વીજી તથા બહેનોને સાથે રાખી વિહારમાં કે ધર્મસ્થાનોમાં મર્યાદા બહાર કોઈ રહી શકત નહિ અને ભગવાનનો માર્ગ સાધુના ઉત્તમ આચારો અને સંયમ ઉપર જ ટકે છે તે કદી નાશ થાત નહીં.

પણ વાડ ચીભડાં ગળે ત્યાં શાસનની રક્ષા થઇ શકે નહીં. છતાં સિદ્ધાંતરક્ષક, શાસનરક્ષક અને સંયમરક્ષક કહેવરાવે છે. તેઓશ્રીના જીવન તથા કાર્યોથી અજ્ઞાન લોકો ફસાય છે, તેમાં તેઓશ્રીના પાપાનુબંધી પુન્યનો પ્રભાવ છે. નહિતર આવા માયા-દંભ વર્ષો સુધી ચાલી શકત નહીં.

શ્રી આચાર્ય ભગવંત સ્વયંભુસૂરીજીએ યક્ષના આચાર્યને તલવાર કાઢી પૂછ્યું કે યક્ષમાં તત્વ શું છે. મરણના ભયથી સત્ય વાત કહેવી પડી. તેમ શ્રી ગચ્છાધિપતિને કોઈ શક્તિ સંપન્ન પૂછનાર નીકળે કે આપે શાસ્ત્ર-સિદ્ધાંતને સાચવવાની વાતો કરી, ત્યાગ-વૈરાગ્યની વાતો કરી અનેકોને દીક્ષાઓ આપી પણ આપને ત્યાં મોટા ભાગના સાધુમાં સાધુતાને શોભે તેવુ કાર્ય દેખાતું નથી અને દેવગુરુની આજ્ઞાથી વિરૂદ્ધ જીવન જીવાય છે તે દીક્ષાઓ આત્મકલ્યાણ માટે આપો છો કે સાચી સાધુતાનો નાશ કરવા કે આપના ખોટા કાર્યોને સહાયક થઈ તેને છુપાવવા ને પ્રચાર કરવા કે સંખ્યાબળ વધારી પ્રતિષ્ઠા વધારવા માટે આપો છો? તો જ તેમાં સત્ય શું છે તે નક્કી થઈ શકશે.

શ્રી આચાર્યશ્રીને બાલબ્રહ્મચારીનું બીરૂદ લખાતું તે યોગ્ય નહિ લાગવાથી લખવાનું બંધ કરાવેલ, તેના કારણો જગજાહેર છે. તે વખતે વડીલોએ તથા પૂ૦ ગુરુદેવોએ બંધ કરાવેલ. ભરણો ચાલુ ન રહે તે માટે અગીયાર કલમો નક્કી કરેલ. તેનો ભંગ કરવાથી જૈન શાસનની પ્રતિષ્ઠાને ઘણું નુકશાન થયું છે આજે વડીલો નથી અને શક્તિસંપન્ન આગેવાન શ્રાવકો નથી કે તેઓશ્રીને પાપથી બચાવી શકે. તેથી હવે સંઘમાંથી સાચી સાધુતાના પ્રેમી જાગે તો જ સંઘનું કલ્યાણ થશે. નહિતર સંયમમાં સત્વહીન બનેલા શાસનને ડૂબાડશે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

આજે એટલી બધી મહત્વાકાંક્ષા અને અપ્રમાણિકતા વધી ગઈ છે તે સાધુઓને માટે દુષણરૂપ છે. છતાં પરલોકનો ભય અને ધર્મની શ્રદ્ધા ખલાસ થાય ત્યારે જ પાપો કરવામાં આંચકો આવતો નથી. શ્રી આચાર્યશ્રી સકલ તપાગચ્છના ગચ્છાધિપતિ નહિ હોવા છતાં ભગવાનની મૂર્તિ તથા મંદિરોના શિલાલેખમાં તપાગચ્છાધિપતિ લખાવાનું સાહસ કરી શકે છે. તેઓની અપ્રમાણિકતાને અટકાવનાર કોઈ નથી, તેથી તેઓએ ઘણા અન્યાયો કર્યા છે, તે સાધુતાને શોભારૂપ છે કે કેમ તે નક્કી કરવાનું કામ સંઘનું છે.

સાચા ત્યાગી સાધુનો દીક્ષાપર્યાય વધે તેમ તેમ ત્યાગ અને વૈરાગ્ય વધતો જાય અને દરેક પ્રવૃત્તિથી નિવૃત્ત બની અંતર સન્મુખ બનતા જાય ત્યારે, ૮૬ વર્ષે શ્રી ગચ્છાધિપતિના અકૃત્યોની ખબર પડી ત્યારથી સંઘના તથા સાધુઓના કલ્યાણ માટે ચાર વરસથી દેવગુરુની આજ્ઞા મુજબનું સંયમ પળાય તે માટે વિનંતી કરું

છું, તેમ તેમ વ્યક્તિરાગી શ્રીમંતોના પૈસાના જોરથી સંયમનાશના કાર્યમાં, તેઓશ્રી આગળ વધતા જાય છે. આજે ૯૦ વર્ષે પણ શાસનનું અને સાધુનું હિત કરવાનું મન થતું નથી, તેનું કારણ સાચી સાધુતાનો ખપ નથી તે ખુલ્લું થઈ ગયું છે.

રાજા જેના ભક્ત હતા - એવા સમર્થ, મહાજ્ઞાની પૂ૦ આચાર્ય ભગવંત સિદ્ધસેન દિવાકરસૂરીજી જેવા પાલખીમાં બેસી રાજદરબારે જતાં હતા, તે તેઓશ્રીના ગુરુને ખબર પડી મહા - સમર્થને પણ આત્મિક નુકશાનથી બચાવવા માટે અને તેઓનું અનુકરણ અસંયમીઓ ન કરે તે દાખલો બેસાડવા માટે પૂ૦ ગુરુદેવ વૃદ્ધવાદીજીએ પાલખી ઉપાડનાર ભોય લોકોની સાથે એક બાજુએ પોતે રહ્યા અને તેઓશ્રીને બચાવી લીધા. પૂર્વના મહાપુરુષોને સંયમ અને શાસનની કેટલી ચિંતા હતી અને તેને માટે કેવો ભોગ આપતા, ત્યારે જ સાચી સાધુતાના દર્શન થતા. આજે શ્રી ગચ્છાધિપતિનું આલંબન લઈને અનેક આત્માઓ સાધુતાનું લીલામ કરે છે. શ્રી ગચ્છાધિપતિનો તીવ્ર પાપનો ઉદય કે તેઓશ્રીને બચાવનાર વડીલો કે ગુરુ નથી, તેમ કોઈ ભક્ત નથી. પાપાનુબંધી પુન્યના જોરે શરીરની ચિંતા કરી સગવડ સાચવનારા ઘણા મળ્યા. તેઓના આત્માની ચિંતા કરનાર કોઈ હોત તો શાસનને તેઓશ્રી નુકશાન કરી શક્યા ન હોત. કળિકાળનો આ પ્રભાવ છે.

શ્રી ગચ્છાધિપતિએ કહેલ કે શાસનને નુકશાન થતું હોય અને આચાર્યો કે સાધુ ન બચાવે તો શક્તિશાળીએ રાજદરબારે જઈને પણ બચાવવું જોઇએ પરિણામ આવે કે ન આવે પણ જગતમાં એવી છાપ ન પડે કે શ્રીસંઘ બાયલો હતો. તે માટે વિરોધ કરવો જ જોઇએ. અને તેથી શાસનના કાર્યમાં પ્રસંગે પ્રસંગે પ્રયત્ન કર્યા છે. આજે દુઃખાતા દિલે કહેવું પડે છે કે શ્રી આચાર્યશ્રીના અકાર્યોનો વિરોધ કરવાનો વખત આવ્યો. શ્રી આચાર્યશ્રી શાસનને નુકશાન કરે અને સાધુતાનો નાશ કરે છતાં તેમનો વિરોધ ન કરાય તેવું સમજેલો નથી. સંયમરક્ષા માટે મરી ફીટવાની વાત કરનારા પોતે જ સંયમરક્ષાની ચિંતા ન કરે, અને ચિંતા કરનારને અસત્ય ઠરાવવા પ્રયત્ન કરે ત્યારે કહેવું પડે કે રક્ષાની વાતો કરી સંઘમાં કલેષનું વાતાવરણ પેદા કરી તેઓશ્રીના કાર્ય સામે કોઈની નજર ન જાય, તે માટેની બુદ્ધિપૂર્વકની રાજરમત હતી.

ચાર વર્ષ પહેલાં રાજકોટ પ્રકરણ બન્યું ત્યારે મારો માજી અંગત મિત્ર, જે જિનવાણીના સંપાદક છે અને જિનવાણીનું પાન કરે છે, તેમણે મને લખેલ કે શ્રી આચાર્યશ્રીથી કેટલા જૈનેતરો ધર્મ પામ્યા અને કેટલા માર્ગાનુસારી સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વવિરતિ પામ્યા છે. તેનો વિચાર કરવા કહેલ પણ મેં તેમને જણાવેલ કે શ્રી આચાર્યશ્રીની વાણીના પ્રભાવે તેઓશ્રીનાં જીવનથી અને તેઓશ્રીના કાર્યોથી

અજાણના કારણે બને, પણ તેઓશ્રીના જીવનની અને કાર્યોની ખબર પડશે ત્યારે સાચા ધર્મને પામેલો એક પણ તેમનો ભક્ત નહિ રહે, ફકત તમારા સિવાય. આજે ફરીથી કહું છું કે ભગવાનના શાસનના સાચા રાગી થયા હોત તો સાચી સાધુતાના નાશમાં કદી સહાયક થાત નહિ પણ શ્રી આચાર્યશ્રીના આત્મિક કલ્યાણમાં સહાયક થાત. વ્યકિતરાગીઓ પોતે ડૂબે ગુરુનેય ડૂબાડે. તેઓશ્રીને જિનવાણી ફળી હોત તો શાસનની પ્રતિષ્ઠા ઘણી વધી જાત પણ જિનવાણી ફૂટી નીકળી તેનું પરિણામ સાધુતાના નાશમાં આવ્યું છે.

શ્રી ગચ્છાધિપતિના ઉપદેશથી શાસ્ત્ર અને સિદ્ધાંત સાચવવા જુદા સ્થાનો થયા છે. તેના બંધારણમાં સિદ્ધાંતને સાચવવા ખાત્રી આપી છે. છતાં શ્રી આચાર્યશ્રીએ શાસ્ત્ર, સિદ્ધાંત અને દેવગુરુની આજ્ઞાનો ભંગ કરેલ છે. જો નવા સ્થાનો સિદ્ધાંત સાચવવા થયા હોત તો શ્રી આચાર્યશ્રી બંધારણને વફાદાર રહ્યા હોત. પણ ધર્મ સાચવવા નહિ પરંતુ પક્ષ સાચવવા માટે થયા હોય તેમ નક્કી થાય છે. હવે શાસનપક્ષના સાધુઓએ સામા પક્ષના સ્થાનમાં ન ઉતરવું તેવો નિર્ણય કરવો પડશે અગર આપણા સ્થાનો બધાય સમુદાય માટે ખુલ્લાં મુકવા પડશે. તો જ પ્રમાણિકતા ગણાશે, નહિતર દિગંબર જેવાં ગણાશું.

ભગવાનના શાસનને સુસાધુથી સુરક્ષિત રાખવું હશે તો અકૃત્યો કરનાર અસંયમીઓ ગમે તેવા સમર્થ હોય તો પણ તેને અટકાવવાં જ પડશે.

લી. સંઘસેવક દીપચંદ લખતસીંહના વંદન.

તા. ૧૦-૧૨-૮૪

# શ્રી સકલ સંઘને નમ્ર વિનંતી

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબ જેઓ શાસનપક્ષના ગચ્છાધિપતિ છે, તેઓશ્રીના શાસ્ત્ર મુજબની વાણી અને તેમના આચાર ને વહેવારથી દેવગુરુની આજ્ઞા ભાંગવાથી તેમના જીવનથી અસયમી, વ્રતભંજક, માયાવી તેમજ ભગવાનના સાધુ નહીં પણ વિદ્વાન રાષ્ટ્રનેતા છે–આ મારી પાકી માન્યતા છે. જ્યારે તેઓશ્રી પાસે પૈસાથી થતાં ધર્મકાર્યોને ધર્મ માનનારા અને સાધુના ચારિત્રની કિંમત નહિ આંકનારા લોકોમાં તેઓ ત્યાગી મહાપુરુષ છે.

હું મારા આત્મકલ્યાણ માટે તથા સકલ સંઘના હિત માટે વિનતીપૂર્વક કહું છું કે મારી કોઈ વાત ખોટી સાબીત કરી આપે તો જાહેરમાં માફી માગી પ્રાયશ્ચિત લઈ શુદ્ધ થવું છે. તો મારા ઉપર કરુણા લાવી મને મારી ભુલ બતાવશો તો તેમનો હું મહાન ઉપકાર માનીશ.

શ્રી આચાર્યશ્રી મારી વાતને ખોટી કહેતા નથી પણ બુદ્ધિપૂર્વક મારી સત્ય વાતને મારી નાખવા કહે છે કે– તેના દીકરાએ પૈસા ખોયા છે. એટલે ગાંડો થઈ ગયો છે. ધર્મ હારી જશે દયાપાત્ર છે. આ રીતે શ્રી આચાર્યશ્રી માયા–દંભપૂર્વક કરુણા દેખાડી લોકોને ભ્રમમા નાખે છે. ભગવાનનો સાધુ કદી અસત્ય બોલે નહિ. આથી પોતે જૈન સાધુ નથી તેમ નક્કી કરી આપે છે.

ભગવાન મહાવીરસ્વામીને ગૌતમસ્વામીએ, તેઓ જ્યારે અદીક્ષિત હતા ત્યારે, ભગવાન જેવા ભગવાનને, પાખંડી અને ધુતારા કીધા હતા. ભગવાને ત્યારે તેમની સામે કોઈ આક્ષેપ કર્યા નહીં પણ સાચો ધર્મ સમજાવી શંકાનું નિવારણ કરી મુક્તિમાર્ગ બતાવ્યો. ભગવાનની પાટે આવેલાનું ગૌરવ લેનારા શ્રી ગચ્છાધિપતિના વર્ષો સુધી સેવા કરી, પણ તેઓને જો હૃદયમાં ખરેખર સાચી દયા અને કરૂણા હોત તો સેવકને બચાવવા માટેનું કાર્ય કરી મને પાપથી બચાવી શકત. પણ તેમ નહિ કરતા કૃત્રિમ વાતો ઊભી કરી, પાપો ઢાંકવા આક્ષેપો કરવા તે ભગવાનના સાધુનું લક્ષણ નથી પણ રાજદ્વારી નેતાનું લક્ષણ છે. ધર્મને પામેલા આ વાત જરૂર સમજી શકશે એક સમર્થ જૈનાચાર્ય જ્ઞાની મટી રાજદ્વારી નેતા બની જાય છે ત્યારે તેઓ આગમની વાણીનું આલંબન લેતા નથી પણ પેપરો વાંચી રાજરમત રમવા માટે બુદ્ધિનો ઉપયોગ કરે છે તેથી સરળતા નષ્ટ થઈ જાય છે અને સંઘને ઘણું નુકશાન સહન કરવું પડે છે.

લોકો મને કહે છે કે– વૃદ્ધ અવસ્થા થઈ છે. થોડી જિંદગી બાકી છે, તો તેમની ઉપેક્ષા કરવી. તેઓશ્રીને હું કહું છું કે વર્ષો સુધી સંયમની વાતો કરી સંયમનો નાશ કર્યો, તે ભુતકાળ ભુલી જઈએ, પણ હવે છેલ્લી જિંદગીમાં સાધુઓનું કલ્યાણ કરવાનું અને સંઘનું ભાવી સુધારવાનું મન ન કરે તો શાસનને જતાં જતાં સંયમીઓનો વારસો આપી જાય, જેથી સંઘની કેવી કરુણ હાલત થાય તેનો વિચાર નહિ કરીએ તો ધર્મ એ ધર્મ નહિ રહે પણ ધર્મ એ અસંયમીઓ માટે ધંધો થશે.

ચિત્રભાનુ અસંયમી બન્યા તો તેમની પાસેથી ઓઘો લઈ લેવામાં ધર્મ સમજના । અને તોફાનો કરાવી ઓઘો લઈ લેનારા જો દેવગુરુની આજ્ઞા ભાંગી અસંયમી જીવન જીવી અનેકોના જીવન બરબાદ કરનારા પાસેથી ઓઘો લઈ લે તો તેને મહાન ધર્મ ગણાય કે કેમ તે નક્કી કરવાનું કામ સંઘના પ્રામાણિક આગેવાન ભાઈઓનું છે.

મર્યાદા તોડી વિજાતીના સંબંધો ચાલુ રાખી સાધ્વીજી તથા બહેન–દીકરીઓની પવિત્રતાને નષ્ટ કરનારા ભગવાનના સાધુ તરીકે હવે ન ફરી શકે તેવી સ્થિતિ પેદા કરવાથી જ શાસન ટકવાનું છે.

જ્યાં સુધી આચાર્યશ્રી સંયમરક્ષા માટે દેવગુરુની આજ્ઞા સાથે નિયમોનું પાલન કરાવ્યા સિવાય બીજો ગમે તેવો ધર્મ કરાવે તે ધર્મ નથી પણ સંયમનો નાશ કરવા માટેની બુદ્ધિપૂર્વકની યોજનાઓ છે. શ્રી સકલ સંઘે તેને સમજવી અને દૂર કરવી જોઈએ એ જ વિનંતી.

**લિ. સંઘસેવક દીપચંદ વખતચંદના વંદન.**

# સાચો ધર્મ સુગુરુ વિના થઈ શકે જ નહિ
# સાચી સાધુતા વિના સુગુરુ હોઈ શકે જ નહિ

શ્રી આચાર્યશ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબને તેઓશ્રીના જીવનથી અજ્ઞાન અને દૃષ્ટિરાગી-વ્યક્તિરાગીઓ તેઓને સુસાધુ અને મહાપુરુષ કહે છે, જ્યારે મને તેઓશ્રીમાં, તેમના કાર્યથી, સાચી સાધુતા દેખાતી નથી. તો શું મને કમળો થઈ ગયો છે કે સોનું પીત્તળ લાગે છે? કે પછી દૃષ્ટિરાગીઓને કમળો થયો છે કે પીત્તળ સોનું લાગે છે? તેનો નિર્ણય કરાવવો તે મારા આત્મકલ્યાણ તથા સંઘના કલ્યાણ માટે જરૂરી છે. તો ગીતાર્થ, ચારિત્રસમ્પન્ન અને શાસનને વફાદારની એક કમીટી નીમી, નીચેના પ્રશ્નોથી નિર્ણય કરી, તેઓશ્રી સુસાધુ છે કે રાજદ્વારી નેતા છે તે નક્કી કરાવી આપવા કૃપા કરશો તો મહાન ઉપકાર માનીશ.

દેવ-ગુરુની આજ્ઞા ભાંગે તે સાધુ નથી તેમ કહેનારા શ્રી ગચ્છાધિપતિએ આજ્ઞા ભાંગી છે કે કેમ અને ભાંગી હોય તો તેમાં નિયમોને નષ્ટ કરી સાચી સાધુતાને મારી નાખનારા આજ્ઞાભંજક, સંયમનાશક સુસાધુ કે મહાપુરુષ કહેવાય કે કેમ? અને તેઓ નવ અંગે પૂજા કરાવે તો શાસ્ત્રનો દ્રોહ કર્યો ગણાય કે કેમ?

તીર્થરક્ષાના કાર્યો શાસ્ત્ર મુજબ જ થાય તેવું કહેનારા શ્રી ગચ્છાધિપતિ પોતે જ શાસ્ત્ર વિરુદ્ધના કાર્યો કરી સંઘમાં કલેષ પેદા કરાવે તો તે તીર્થનાશક કહેવાય કે કેમ?

શાસ્ત્ર અને સિદ્ધાંત મુકવો તેના કરતાં ઝેર ખાઈને મરી જવું વધારે સારું, તેમ કહેનારા શ્રી ગચ્છાધિપતિ શાસ્ત્ર અને સિદ્ધાંતનો નાશ કરે અને તેને સાચવવા માટેની વિનંતીનો પણ વિશ્વસઘાત કરે તો તેમને સિદ્ધાંતનાશક કહેવાય કે કેમ?

તીર્થયાત્રા સંયમને સાચવીને જ કરવાની છે સંયમના ભોગે સાધુઓને તીર્થયાત્રા કરવાની નથી. સાધુઓએ તીર્થમાં દોષો ન લાગે તેની કાળજી રાખી કર્મ ખપાવવા જ મહેનત કરવી જોઈએ તેવું કહેનારા શ્રી ગચ્છાધિપતિએ ચારસો સાધુ-સાધ્વીજીને સાથે રાખીને ચાતુર્માસ કર્યું તેમાં કોઈ એવા સાધુ-સાધ્વીજી મ૦ હતા કે ગિરિરાજની યાત્રા ન કરી હોય? છતાં સાધુના સંયમની ચિંતા ન હોય તેમ ભગવાનની આજ્ઞા મુજબની ગોચરીની વ્યવસ્થાને મારી નાખી દેવ-ગુરુની આજ્ઞાનું પાલન ન કરે તો પણ ગીતાર્થ છે, શાસ્ત્રના જાણકાર છે, મહાપુરુષ છે, તે સમજીને જ કરે તેવું કહેવાથી કર્મબંધમાં ફેર પડે કે કેમ? અને કોઈ કારણે ગીતાર્થ ઓછામાં

ઓછો દોષ લાગે તેવું બતાવે કે ગીતાર્થની છાયામાં ગમે તેવા પાપો કરે તો પણ પાપ ન લાગે તેવી સત્તા તેમની પાસે છે કે કેમ?

ભગવાનની આજ્ઞા મુજબનું જીવન જીવે તે સંવિગ્ન સાધુ કહેવાય અને કર્મયોગે અસયમી થાય તો તેઓ કોઈનું વંદન લે નહીં અને પોતાની જાતને સયમી કહેવરાવે નહીં તે સંવિગ્ન પાક્ષીક કે સાધુ કહેવાય. તેમ ગચ્છાધિપતિ કહેવરાવનારા દેવગુરુની આજ્ઞા ભાંગી અસંયમી બને તો તેમને સંવિગ્ન સાધુ કે સંવિગ્ન પાક્ષીક સાધુ ગણાય કે કેમ? સંયમનાશક બન્યા પછી મહાસયમી કહેવરાવે તે સાધુ નથી, પણ તે સાચા, પ્રમાણિક કે ખાનદાન ન ગણાય કે કેમ?

અષ્ટ પ્રવચન માતાનુ જતન અને નવ વાડોનું પાલન ન કરે તે સાધુ નથી. દેવગુરુની આજ્ઞા ન માને તે હાડકાંનો ઢગલો છે, સ્વચ્છંદચારી છે અને સઘ બહાર છે તેવું કહેનારા શ્રી ગચ્છાધિપતિ અષ્ટ પ્રવચન માતાને મારી નાખે, નવ વાડોનું પાલન ન કરે, દેવગુરુની આજ્ઞા ન માને તો તેઓ પણ સાધુ નથી, હાડકાંનો ઢગલો છે, સ્વચ્છંદાચારી છે અને સંઘ બહાર છે તેવું તેઓશ્રીને માટે કહેવાય કે કેમ?

કુગુરુ પોતાની જાતને સુગુરુ કહેરાવે તે લૂટારા છે તેવું કહેનાર શ્રી ગચ્છાધિપતિ કુગુરુ જેવું કામ કરે તો લૂંટારા ગણાય કે કેમ? લૂટારા જેનું ખાય તેના ઘરમાં ધાડ પાડતા નથી, તેમની બેન-દીકરી ઉપર કદી કુદષ્ટિ કરતાં નથી. આજે અસંયમી કુગુરુઓ સઘનુ ખાય સઘના જ ઘરમાં ધાડ પાડે છે અને સાધ્વીજી તથા બહેનોના જીવન જોખમાય છે, આવી ભયંકર સ્થિતિથી બચાવવા તેને ધર્મ કહેવાય કે કેમ?

શ્રી ગચ્છાધિપતિએ ધર્મની રક્ષા માટે કજીયા કરાવી સઘમાં ભાગલા થયા હોત તો શાસનનું રૂણ અદા કર્યું ગણાત, પણ સાચી સાધુતાને મારી નાખી અસંયમીઓ પાકે તેવા માર્ગો ખુલ્લા મુકયા, અને જગતને મૂર્ખ બનવવા સંઘના ટુકડા ધર્મના નામે કરાવ્યા, જેથી અસયમ વધી ગયો. આવું ભયંકર પાપ બાંધવા આ કાળમાં તેઓશ્રી સિવાય બીજા કોઈનું ગજુ દેખાતું નથી. તેઓશ્રીએ બુદ્ધિનો ઉપયોગ સાધુતાના નાશ માટે જ કરેલ છે. છતાં પાપાનુબંધી પુન્યથી મહાગુરુ કહેવાય છે. જીવનથી સામાન્ય માણસ જેટલી યોગ્યતા ધરાવે છે કે કેમ તે તો જ્ઞાની ભગવંતો જાણે.

સાધુના સંયમની ચિંતા કરી નિયમો અને મર્યાદાનું પાલન કરાવવા સઘના આગેવાનો પ્રયત્ન નહિ કરે તો અસયમીઓને ઉપાશ્રયમા કે ધર્મસ્થાનોમાં રાખવા તે ઘણું જોખમ થઈ પડશે?

**લી. સઘસેવક દીપચંદ વખતચંદના વંદન.**

ता. २२-१-८५

# મારા જીવનમાં મહત્ત્વના બે કાર્યો

શ્રી ગચ્છાધિપતિની શાસ્ત્રોની વાતોને યાદ કરો તો તેમની વાણીમાં અને જીવનમાં આકાશ-જમીન જેટલું અંતર દેખાશે. આથી નક્કી થશે કે ચાવવાના અને દેખાડવાના દાંત જેના જુદા હોય તે સંઘનું કદી હિત કરી શકે નહિ. વિવેકરૂપી ચક્ષુ ખોલી સત્ય સમજો કે ધર્મના નામે કેટલો અધર્મ કરાવી રહ્યા છે.

> શ્રીમંતો સંઘના સ્તંભ છે, તેમને નમ્રતાપૂર્વક વિનંતી કરું છુ કે-ઘણા પાપોથી મળેલી લક્ષ્મીનો સદૂઉપયોગ સંયમરક્ષા કરી જીવનને ધન્ય બનાવશો; પણ ભગવાનના શાસનનો નાશ કરનારાઓને કદી સહાયક બનશો નહિ અને તેઓશ્રીની પ્રતિષ્ઠા વધારી સંઘનું અહિત કરશો નહિ—

શ્રી ગચ્છાધિપતિએ ઘણાને દીક્ષાઓ આપી. તેમાંથી અનેકો પાસે આશ્રવના સ્થાન ખુલ્લા મુકયા. સંવર નિર્જરા માટે વ્યવસ્થા કરી નહિ. દેવગુરુની આજ્ઞાપાલનની ચિંતા કરી નહિ. અસંયમીઓને વંદન ચાલુ રખાવીને અનેક આત્માઓના જીવન બરબાદ કરી નાખ્યા. આ સત્ય હકીકત જાણવાની તત્પરતા ન હોય અને સાધુની સંયમરક્ષા કરવાની તાકાત ન હોય તો તેના અભાવે આપણા સંતાનોને દેવગુરુના આજ્ઞાભંજકને સોંપવા તે ઈરાદાપૂર્વક તેઓનો આત્મિકઘાત કરવા માટે થશે.

---

શ્રી ઝાલાવાડ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપગચ્છ સંઘના ટ્રસ્ટીઓ, આગેવાન ભાઈઓની પવિત્ર સેવામાં, સુરેન્દ્રનગર.

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબે કહેલ છે કે શાસનરક્ષા અને સિદ્ધાંતરક્ષા કરવામાં જીવનની સાર્થકતા છે. તેની સેવા કરવામાં એકલા રહેવુ પડે તો રહેવું પણ સિદ્ધાંતને મુકવો તેના કરતાં ઝેર ખાઇને મરી જવું વધારે સારૂ છે. તેઓશ્રીની આવી આત્મકલ્યાણ માટેની વાતો સાંભળી ધર્મ કરવા માટે મે મારા જીવનમાં બે મહત્ત્વના કાર્યો કર્યા.

૧. શેઠશ્રી કસ્તુરભાઇએ શાસનરક્ષા માટે સંમેલન બોલાવેલ તે અંગે શ્રી

આચાર્યશ્રીએ કહેલ કે આમાં સાધુની ફજેતી થશે. તે કાર્યને નિષ્ફળ બનાવવા અમોએ ઘણા પ્રયત્નો કર્યા.

૨. સિદ્ધાંતને સાચવવા સુરેન્દ્રનગરના સંઘ સાથે મહાન ઘર્ષણો કરી નવા સ્થાનો ઊભા કર્યા.

આ બન્ને કાર્યો માટે મને ખુબ આનંદ આવતો કે ભગવાનના શાસનને સાચવવા માટે મારા જીવનની સાર્થકતા કરી રહ્યો છું, પણ જ્યારે

શ્રી આચાર્યશ્રી ખુદ ભગવાનના માર્ગનો નાશ કરી રહ્યા છે, પાણીમાંથી અગ્નિ પ્રગટયો, વાડ ચીભડાં ગળવા લાગ્યા અને દેખાડવાના અને ચાવવાના દાંત જુદા છે તેની ખાત્રી થઈ ત્યારે મને ખૂબ આઘાત થયો. તેથી તેઓશ્રીને ચાર-ચાર વરસથી વિનંતી કરી કે ભૂતકાળ ભૂલી જઈને ભગવાનના માર્ગને ટકાવવા સાધુની સંયમરક્ષા માટે દેવગુરુની આજ્ઞાના પાલન સાથે પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબે સંયમરક્ષા માટે કરેલી ૧૧ કલમોનુ પાલન કરો અને કરાવો. તેમાં સકલ સંઘનું હિત છે અને તેથી જ સાચી સાધુતા ટકશે. પણ જેમને સુગુરુની માત્ર વાતો જ કરી સાધુતાનો નાશ કરવો હોય તેમને સદ્બુદ્ધિ સૂઝે જ નહિ. પાંપાનુબંધી પુન્યના પ્રભાવે ગમે તેવા અકૃત્યો, અન્યાયો કરી છતાં તેને શ્રીમંતોના પૈસાના જોરે શાસનપ્રભાવનાના નામે ખપાવી સાધુના ચારિત્રની કિંમત ભુલાવી દીધી અને શ્રીસંઘ પૈસાથી ધર્મનું માપ કાઢતો થઈ ગયો તેમાં તેઓશ્રીને સાધુતાનો નાશ કરવામાં સફળતા મળતી ગઈ. એક સમર્થ આચાર્ય ધર્મ અને સિદ્ધાંતની વાતો કરી ધર્મનો જ ઘાત કરશે તે જોવાનું દુર્ભાગ્ય અમને પ્રાપ્ત થયું.

શ્રી આચાર્યશ્રી વ્રતભંજક, સંયમનાશક, સાધુના આચારનાશક, દેવગુરુના આજ્ઞાભંજક, મિથ્યાદૃષ્ટિ, ઉત્સૂત્ર ભાષી થઈ જવાથી સાધુ નહિ હોવા છતાં સંઘમાં મહાત્મા તરીકે કહેવરાવી સંઘનો મહા વિશ્વાસઘાત કરી રહ્યા છે. તેઓશ્રીએ શાસ્ત્ર-દૃષ્ટિથી પ્રવચનમાં કહેલ કે દેવગુરુની આજ્ઞા ભાંગે તે સાધુ નથી પણ લૂંટારો છે, સ્વચ્છંદાચારી છે અને સંઘ બહાર છે. ગુરુની નિશ્રાએ આવેલાનું અહિત થાય તેવું કાર્ય કરે તે ગુરુ નથી પણ કસાય છે આવી વાતો કરનારા જ દેવગુરુની આજ્ઞા ભાંગી સાચી સાધુતાનો નાશ કરે તેમને તે વિશેષણો લાગુ પડે કે કેમ તે નક્કી કરવાનું છે.

એક સમર્થ જૈનાચાર્યની નિંદા કરવા માટે કે દ્વેષબુદ્ધિથી ખોટા આક્ષેપ કરનારને કેવા પાપો બંધાય અથવા સત્ય વસ્તુ જાણ્યા પછી સંઘ પાસે રજુ કરે તો તેના કેવા પાપો બંધાય તેનો મને પુરેપુરો ખ્યાલ છે, તેમાં મારી પુરેપુરી જવાબ-

# ભારતભરના શ્રીસંઘોને નમ્ર વિનંતી

## ભારતભરના સંઘમાં છે કોઈ શાસનની ચિંતા કરનાર અહ !

દેવગુરૂની આજ્ઞા ભાંગવી, સંયમનો નાશ કરવો અને સાધુઓના આચારોનો નાશ કરવો તે જ શ્રી ગચ્છાધિપતિ આચાર્યશ્રીનો સિદ્ધાંત છે.

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ને દેવગુરુની આજ્ઞા પળાવવા અને સાધ્વીજી તથા મા-બ્હેન-દીકરીઓની શિયળરક્ષા કરવા શાસનને વફાદાર ભાઈઓ બહાર આવો અને સાધુતાને બચાવો.

નેવું વર્ષે પણ દેવગુરુની આજ્ઞા માની સાચો ધર્મ કરવાનું મન થતું નથી તો વારસામાં અસંયમ મુકી જનારામાં ધર્મ કેવો હોય તેનું માપ શ્રીસંઘે કાઢવું જ પડશે.

શ્રી ગચ્છાધિપતિએ સિદ્ધાંતની રક્ષા કરવા જુદા સ્થાનો ઊભા કરાવ્યા અને તે જ સ્થાનોમાં અસંયમના માર્ગો ખુલ્લા મુકયા. તેથી હવે તે સ્થાનો ધર્મરક્ષા કરવા માટે રહ્યા નથી પણ પક્ષીય થઇ ગયા છે. માટે શાસનપક્ષના સાધુઓએ હવે સામા પક્ષના કોઇ પણ સ્થાનમાં ઉતરવું જોઇએ નહિ અગર શાસનપક્ષના સ્થાનો બધા માટે ખુલ્લા મુકવા જોઈએ. તેમાં જ સાચી પ્રમાણીકતા છે. તેમ નહિ કરે તો દિગંબર જેવા ગણાશે.

સાધુવેષમાં અર્થ અને કામની ઈચ્છા કરે તે જૈન સાધુ નથી પણ સંઘનો કટ્ટર શત્રુ છે. તે ધર્મના બ્હાના નીચે કેટલા ભયંકર પાપો કરે તે કહી શકાય નહિ.

શ્રી આચાર્યશ્રી વિજયરામચંદ્રસૂરીશ્વરજી મ૦ સા૦ને સંયમ રક્ષા માટે ચાર-ચાર વરસથી વિનંતીઓ કરી; પણ, પાપાનુબંધી પુન્યના અભિમાનથી અને સાચી સાધુતાનો નાશ કરવા માટે થયેલ અસાધ્ય દર્દથી સંઘનું તથા સાધુઓનું આત્મિકહિત કરી શક્યા નહિ; પરંતુ દિન-પ્રતિદિન સાધુતાનો નાશ થાય તેવા પૈસાના જોરે આયોજનો કરી અને અસંયમ વારસામાં આપી સારા કહેવરાવવા બુદ્ધિપૂર્વકના પ્રયત્નો કરી રહ્યા છે, જે સંઘને માથે મહાન આફત છે. શાસ્ત્રદષ્ટિએ અને તેમની જ વાણીથી વિરૂદ્ધના તેમના જીવન તથા આચારોથી નક્કી થાય છે કે તેઓશ્રી વ્રતભંજક, સંયમનાશક, સાધુઓના આચારોના નાશક, દેવગુરૂની આજ્ઞાના ભંજક, મિથ્યા દૃષ્ટિ તેમ જ ઉત્સૂત્ર ભાષી છે. તેથી સાધુ નથી છતાં મહાપુરૂષ કહેવરાવી સંઘનો વિશ્વાસઘાત કરી રહ્યા છે. આ સત્ય હકીકતની ખાત્રી કરવા કોઈ પુરાવાની જરુર નથી. ધર્મની જેઓને સાચી સમજણ હોય તેઓને નજરે દેખાય. છતાં મારી વાત કોઈ ખોટી સાબિત કરી આપે તો મને સખ્તમાં સખ્ત શિક્ષા કરવાનો સંઘને અધિકાર છે, તે જ રીતે શ્રી આચાર્યશ્રીને દેવગુરૂની આજ્ઞા ભંગ કરતાં અટકાવવાનો પણ સંઘને સંપૂર્ણ અધિકાર છે

દરેકને ધર્મ ક્યાં કરવો, કેવો કરવો અને કેવા ગુરુ પાસે કરવો તેમાં સૌ કોઈ સ્વતંત્ર છે બાવા, ફકીર અને ધર્મના નામે તેમ જ પૈસાના જોરે રજનીશ પોતાને ભગવાન જેવા કહેવરાવી શકે છે. તો જીવનમાં ધર્મ નહિ હોવા છતાં સાધુવેષ લઈ લોકોની અજ્ઞાનતાનો લાભ લઈ વાણીના જોરે સંઘમાં મહાપુરુષ કહેવરાવે તેમાં કોઈ આશ્ચર્ય પામવા જેવું નથી. છતાં જેને સાચા ધર્મ માટે સુગુરુનો ખપ હશે તેમને દેવગુરુની આજ્ઞા માનનારા પાસે જ જવુ પડશે. વેષધારી આજ્ઞાભંજકોને પણ જગતમાં સાચા સાધુ તરીકે ફરવું હશે તો નિયમ અને મર્યાદાનું પાલન કરવું પડશે.

ભારતભરના શ્રીસંઘોને નમ્ર વિનંતી પૂર્વક કહું છું કે સાધુઓ તથા આચાર્યોને દેવગુરુની આજ્ઞાપાલન સાથે પૂ૦ આ૦ ભ૦ વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબે સંયમ રક્ષા માટે બનાવેલ ૧૧ કલમનું પાલન કરાવી, સંયમમાં સ્થિર કરી જૈન શાસનની પ્રતિષ્ઠા વધારશો નહિતર સાધ્વીજી તથા મા-બેન-દિકરીઓના જીવન જોખમમાં છે અને ધર્મના નામે મહાન અધર્મ વધી જશે તેમજ ત્રાસ આપી આનંદ પામશે. ઘણા જ દુઃખ સાથે કહેવું પડે છે કે આવી સ્થિતિ પેદા કરનાર અને સંયમરક્ષાની વાતો કરનાર શ્રી આચાર્યશ્રી પોતે જ છે.

આપ ધર્મની રક્ષા કરવા માટે પ્રયત્ન નહિ કરો તો હું મારા પ્રયત્નો ચાલુ રાખીશ તેમાં એક દિવસ એવો આવશે કે આપને ઉપેક્ષા કર્યાનો મહાપશ્ચાતાપ થશે.

**લિ. સંઘ સેવક દીપચંદ લખતમચંદના વંદન.**

તા. ૨૨-૧-૮૫

# મારા જીવનમાં મહત્ત્વના બે કાર્યો

શ્રી ગચ્છાધિપતિની શાસ્ત્રોની વાતોને યાદ કરો તો તેમની વાણીમાં અને જીવનમાં આકાશ-જમીન જેટલું અંતર દેખાશે. આથી નક્કી થશે કે ચાવવાના અને દેખાડવાના દાંત જેના જુદા હોય તે સંઘનું કદી હિત કરી શકે નહિ. વિવેકરૂપી ચક્ષુ ખોલી સત્ય સમજો કે ધર્મના નામે કેટલો અધર્મ કરાવી રહ્યા છે.

> શ્રીમંતો સંઘના સ્તંભ છે, તેમને નમ્રતાપૂર્વક વિનંતી કરું છું કે-ઘણા પાપોથી મળેલી લક્ષ્મીનો સદ્‌ઉપયોગ સંયમરક્ષા કરી જીવનને ધન્ય બનાવશો; પણ ભગવાનના શાસનનો નાશ કરનારાઓને કદી સહાયક બનશો નહિ અને તેઓ શ્રીની પ્રતિષ્ઠા વધારી સંઘનું અહિત કરશો નહિ—

શ્રી ગચ્છાધિપતિએ ઘણાને દીક્ષાઓ આપી. તેમાંથી અનેકો પાસે આશ્રવના સ્થાન ખુલ્લા મુકયા. સંવર નિર્જરા માટે વ્યવસ્થા કરી નહિ. દેવગુરુની આજ્ઞાપાલનની ચિંતા કરી નહિ. અસંયમીઓને વંદન ચાલુ રખાવીને અનેક આત્માઓના જીવન બરબાદ કરી નાખ્યા. આ સત્ય હકીકત જાણવાની તત્પરતા ન હોય અને સાધુની સંયમરક્ષા કરવાની તાકાત ન હોય તો તેના અભાવે આપણા સંતાનોને દેવગુરુના આજ્ઞાભંજકને સોંપવા તે ઈરાદાપૂર્વક તેઓનો આત્મિકઘાત કરવા માટે થશે.

---

શ્રી ઝાલાવાડ જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક તપગચ્છ સંઘના ટ્રસ્ટીઓ, આગેવાન ભાઈઓની પવિત્ર સેવામાં,

સુરેન્દ્રનગર.

શ્રી આચાર્યશ્રી વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજ સાહેબે કહેલ છે કે શાસનરક્ષા અને સિદ્ધાંતરક્ષા કરવામાં જીવનની સાર્થકતા છે. તેની સેવા કરવામાં એકલા રહેવુ પડે તો રહેવું પણ સિદ્ધાંતને મુકવો તેના કરતાં ઝેર ખાઈને મરી જવું વધારે સારુ છે. તેઓશ્રીની આવી આત્મકલ્યાણ માટેની વાતો સાંભળી ધર્મ કરવા માટે મે મારા જીવનમાં બે મહત્ત્વના કાર્યો કર્યા.

૧. શેઠશ્રી કસ્તુરભાઈએ શાસનરક્ષા માટે સમેલન બોલાવેલ તે અંગે શ્રી

આચાર્યશ્રીએ કહેલ કે આમાં સાધુની ફજેતી થશે. તે કાર્યને નિષ્ફળ બનાવવા અમોએ ઘણા પ્રયત્નો કર્યા.

૨. સિદ્ધાંતને સાચવવા સુરેન્દ્રનગરના સંઘ સાથે મહાન ઘર્ષણો કરી નવા સ્થાનો ઊભા કર્યા.

આ બન્ને કાર્યો માટે મને ખુબ આનંદ આવતો કે ભગવાનના શાસનને સાચવવા માટે મારા જીવનની સાર્થકતા કરી રહ્યો છું, પણ જ્યારે

શ્રી આચાર્યશ્રી ખુદ ભગવાનના માર્ગનો નાશ કરી રહ્યા છે, પાણીમાંથી અગ્નિ પ્રગટયો, વાડ ચીભડાં ગળવા લાગ્યા અને દેખાડવાના અને ચાવવાના દાંત જુદા છે તેની ખાત્રી થઈ ત્યારે મને ખૂબ આઘાત થયો. તેથી તેઓશ્રીને ચાર-ચાર વરસથી વિનંતી કરી કે ભૂતકાળ ભૂલી જઈને ભગવાનના માર્ગને ટકાવવા સાધુની સંયમરક્ષા માટે દેવગુરુની આજ્ઞાના પાલન સાથે પરમ પૂજ્ય આચાર્ય ભગવંત શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મ૦ સાહેબે સંયમરક્ષા માટે કરેલી ૧૧ કલમોનુ પાલન કરો અને કરાવો. તેમાં સકલ સંઘનું હિત છે અને તેથી જ સાચી સાધુતા ટકશે. પણ જેમને સુગુરૂની માત્ર વાતો જ કરી સાધુતાનો નાશ કરવો હોય તેમને સદ્દબુદ્ધિ સુઝે જ નહિ. પાપાનુબંધી પુન્યના પ્રભાવે ગમે તેવા અકૃત્યો, અન્યાયો કરી છતાં તેને શ્રીમંતોના પૈસાના જોરે શાસનપ્રભાવનાના નામે ખપાવી સાધુના ચારિત્રની કિંમત ભુલાવી દીધી અને શ્રીસંઘ પૈસાથી ધર્મનું માપ કાઢતો થઇ ગયો તેમાં તેઓશ્રીને સાધુતાનો નાશ કરવામાં સફળતા મળતી ગઈ. એક સમર્થ આચાર્ય ધર્મ અને સિદ્ધાંતના વાતો કરી ધર્મનો જ ઘાત કરશે તે જોવાનું દુર્ભાગ્ય અમને પ્રાપ્ત થયું.

શ્રી આચાર્યશ્રી વ્રતભંજક, સંયમનાશક, સાધુના આચારનાશક, દેવગુરૂના આજ્ઞાભંજક, મિથ્યાદૃષ્ટિ, ઉત્સૂત્ર ભાષી થઈ જવાથી સાધુ નહિ હોવા છતાં સંઘમાં મહાત્મા તરીકે કહેવરાવી સંઘનો મહા વિશ્વાસઘાત કરા રહ્યા છે. તેઓશ્રીએ શાસ્ત્ર-દૃષ્ટિથી પ્રવચનમાં કહેલ કે દેવગુરૂની આજ્ઞા ભાંગે તે સાધુ નથી પણ લૂંટારો છે, સ્વચ્છંદાચારી છે અને સંઘ બહાર છે. ગુરૂની નિશ્રાએ આવેલાનું અહિત થાય તેવું કાર્ય કરે તે ગુરૂ નથી પણ કસાય છે આવી વાતો કરનારા જ દેવગુરૂની આજ્ઞા ભાંગી સાચી સાધુતાનો નાશ કરે તેમને તે વિશેષણો લાગુ પડે કે કેમ તે નક્કી કરવાનું છે.

એક સમર્થ જૈનાચાર્યની નિંદા કરવા માટે કે દ્વેષબુદ્ધિથી ખોટા આક્ષેપ કરનારને કેવા પાપો બંધાય અથવા સત્ય વસ્તુ જાણ્યા પછી સંઘ પાસે રજુ કરે તો તેના કેવા પાપો બંધાય તેનો મને પુરેપુરો ખ્યાલ છે, તેમાં મારી પુરેપુરી જવાબ

દારીનો પણ મને ખ્યાલ છે; અને તેના પરિણામો કેવા આવે તે પણ હું સારી રીતે સમજી શકું છું.

સુધારકોએ દીક્ષાઓનો વિરોધ કર્યો તેમાં શાસનની કુસેવા કરી. જ્યારે શ્રી આચાર્યશ્રીએ દીક્ષાઓ આપી સાચી સાધુતાનો નાશ કરી ભગવાનના સુસાધુ કરવાના ધર્મનો નાશ કર્યો. દીક્ષાઓ આપી સાધુઓ નહિ પણ પ્રચારકો પકની પાપો ઢાંકવા શાસનના દુશ્મનો બનાવ્યા. આ બંનેમાં શાસનને બેવફા વધારે કોણ ગણાય તે જ્ઞાનીને પૂછી જોશો.

મેં બે કાર્યો જે ધર્મરક્ષા તથા સિદ્ધાંતરક્ષા માટે કરેલ તે ભગવાનના શાસન નાશ માટે કરી નાખ્યા તેનુ મને પારાવાર દુઃખ છે. રાત-દિવસ ઊંઘ આવતી નથી. શ્રી આચાર્યશ્રી ધર્મના નામે કેવા કેવા પાપો કરાવી રહ્યા છે તેના વિચારો મને મૂઝવી રહ્યા છે. તેને ન અટકાવું ત્યા સુધી મને શાંતિ થવાની નથી. હવે સંઘના તથા સાધુના કલ્યાણ માટે એક જ ઉપાય છે કે દેવગુરુની આજ્ઞાના પાલન સાથે ૧૧ કલમનું પાલન કરાવવું જ પડશે. સંઘની મા-બહેન-દીકરીના તથા સાધ્વીજીના પવિત્ર જીવનની કિંમત હોય તો અને ધર્મસ્થાનો તથા તીર્થસ્થાનો આરાધના માટે રાખવા હશે તો સિદ્ધાંતો સાચવવા જ પડશે.

ભગવાનના માર્ગને અને સાચી સાધુતાને ટકાવવા અને સિદ્ધાંતોને સાચવવા જેટલી શક્તિ ન હોય તો જુદા કરેલા ધર્મસ્થાનો સકલ સંઘ માટે ખુલ્લા મુકી આપવા તેમાં જ સાચી પ્રમાણિકતા છે.

આ બેમાંથી એક પણ કાર્ય ન કરાવી શકતા હો તો મને મારી હયાતીમાં પાપો દેખાડી ત્રાસ આપવો, તેના કરતા ઝેરની પડીકી આપી મારી નાખવાથી પાપના કાર્યમાં આડો આવતો મટી જાઉં.

હવે પાપો જોવાની ધીરજ મારામાં ખુટતી જાય છે. તેથી મરતાં મરતાં મારા લોહીથી જગતને જાગૃત કરીશ કે સિદ્ધાંતના નામે સિદ્ધાંતનાશ કરવાનું ભયંકર કાવતરું હતું, માટે કોઇ ફસાશો નહીં.

મહા ઉત્તમ એવી દીક્ષા જ્યાં દેવગુરુની આજ્ઞાનું પાલન હોય, આશ્રવના સ્થાન બંધ હોય, સંવરનિર્જરા કરવાની વ્યવસ્થા હોય, અસંયમીઓને વંદન બંધ હોય, શિયળરક્ષાની ખાત્રી હોય ત્યાજ કરજો અને કરાવજો, નહિતર સંઘના સંતાનોનો આત્મિકઘાત કરવામાં આપણો મોટો ફાળો હશે. આ સંદેશો મારા મરણ બાદ શાસનની રક્ષા ખાતર જીવનમા કોતરી રાખશો. એ જ વિનંતી.

લી. સંઘસેવક દીપચંદ બખતચંદના વંદન.

C/o આચાર્યશ્રી વિજયદાનસૂરીશ્વરજી જ્ઞાનમંદિર
અને પૌષધશાળા, કાળુપુર રોડ, અમદાવાદ-૧;
૨૦૩૪ના આસો વદ ૪ ને શુક્રવાર.

દેવ-ગુરુભક્તિકારક સુશ્રાવક બાબુભાઈ યોગ ધર્મલાભ.

તા. ૧૬-૧૦-૭૮નો તમારો પત્ર મલ્યો. સુશ્રાવક નરોત્તમદાસ મલ્યા હતા અને કાન્તિભાઈ આજે મલ્યા. તમે શાસનની રક્ષા માટે તમારાથી બનતું બધું જ કર્યું છે અને અવસરે કરવાના પણ છો, માટે ભવિતવ્યતાથી અગર કોઈ સારા વિચારથી તમે જે કર્યું છે તે બરાબર કર્યું છે માટે દુઃખ કરવાનું કશું જ કારણ નથી. કાળના પ્રભાવે કોઇ સારું પરિણામ આવવાની શકયતા ન હતી એ જ કારણે તમે જે કર્યું છે તે બરાબર કર્યું છે. સમજીને કર્યા પછી દુઃખ કરવું એ બરાબર નથી. હૃદયને સ્વસ્થ બનાવી શાસનની સેવા કરી ખૂબ ખૂબ નિર્જરા સાધો એ જ એક ભલામણ.

મુનિશ્રી ચંદ્રશેખરવિજયજી દ્વારા સાધર્મિકભક્તિ અંગે માનવ-રાહત દ્વારા જે પ્રવૃત્તિ થાય છે તે કોઇ પણ રીતે બરાબર નથી. આમ છતાં તે સમજે તેમ નથી અને અજ્ઞાન લોક પણ સમજે તેમ નથી માટે એ અંગે પણ જરાય દુઃખ કરવા જેવું નથી.

હસ્તગિરિ અંગે તમે જે જણાવ્યું છે તે પણ બરાબર છે. એને સુધારવા અંગે શકય ઉદ્યમ કરાઇ રહેલ છે. એમાં સફળતા નહિ મળે તો ઉચિત થશે જ માટે એની પણ ચિન્તા કરતા નહિ.

છેલ્લે તમે જે વિચારથી રાજીનામું આપ્યું છે તે ઘણું સારું

# ...વરજી મહારાજ સાહેબના
# કૃપાપત્રો

કર્યું છે માટે તે બાબતે હૃદયમાં જરા પણ અજંપો રાખતા નહિ અને હૃદય ઉપર ખોટો ભાર પણ રાખતા નહિ. જ્ઞાનીએ જોયું બને છે. તમે તો તમારા પુરુષાર્થ દ્વારા ખૂબ નિર્જરા સાધી છે.

હૃદયથી ખૂબ ખૂબ સ્વસ્થ બની પૂર્વની માફક જે રીતિએ શક્તિના સદુપયોગ દ્વારા શાસનસેવા કરી રહ્યા હતા તે જ રીતિએ શાસન-સેવા કરી સિદ્ધિપદને ખૂબ ખૂબ નજદિક બનાવવાનું સુંદરમાં સુંદર સામર્થ્ય પામો એ જ એકની એક–શુભાભિલાષા.

(૨)

શીરોહી, ૨૦૩૫ના વૈ. શુ. ૧૫ ને શનિવાર.

દેવ–ગુરુભક્તિકારક સુશ્રાવક બાબુભાઈ યોગ ધર્મલાભ સાથે જણાવવાનું કે તમારા બન્ને પત્રો મલ્યા. આ૦શ્રી વિજયમાનતુંગસૂરિજી ઉપર તમે લખેલ પ્રથમ પત્રની નકલ, તેમના ઉત્તરની નકલ અને તા. ૧૦–૫-૭૯ના તમે લખેલ પત્રની નકલ મલી. તમારા પ્રયત્ન ખૂબ જ કલ્યાણકારી છે. તમને વાતનું જે મહત્ત્વ સમજાયું છે તે તેમને સમજાય તો સારું.

છેલ્લે આપણે માલણમાં સાફ કહ્યું છે કે હવે આ બંધારણ સુંદર ન થઈ જાય ત્યાં સુધી કોઇપણ સ્થાને સભામાં ઊભા ન થવા જણાવેલ છે.

તમારી ધર્મની સમજ ઘણી જ અનુમોદનીય છે. ધર્મની શક્ય આરાધના દ્વારા મુક્તિપદ વહેલામાં વહેલું મળે એવા સામર્થ્યના સ્વામી બનો એ જ એકની એક–શુભાભિલાષા.